"સાંજવર્તમાન"માં પ્રગટ થતી

# સાદી શિખામણ

## પુસ્તક ૪ થું.

(કીં. રૂા. ૨). પોસ્ટેજ જુદું.

---

આ પુસ્તક વિષે "સાહિત્ય પત્ર"ના ડીસેમ્બર ૧૯૨૭ ના અંકમાં ઉંચો અભિપ્રાય દર્શાવ્યો છે. તેજ આ પુસ્તકની ખાત્રી આપે છે. **નીતિનાં અને ધર્મનાં પુસ્તકો** વાંચવાથી અગર પોતાના મકાનની **લાયબ્રેરીમાં** રાખવાથી અલભ્ય લાભ થાય છે. એક પ્રત મંગાવી ખાત્રી કરો. હીરાની પરીક્ષા ઝવેરી વિના કોણ કરી શકે? કલ્પવૃક્ષની કાંઇ કીંમત કરી હોયજ નહિ

પ્રકાશક

**મગનલાલ શંકરભાઈ પટેલ,**

**પાટણ. (ઉ. ગુજરાત)**

" नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते "

!!! महात्माओनी प्रसादी !!!

# સાદી શિખામણ.

## पुस्तक बीजुं.

સંગ્રહકર્તા અને પ્રકાશક

**મગનલાલ શંકરભાઇ પટેલ.**

કર્તા—જ્ઞાનદીપક, સુખીસદન, બોધવચન

ઠે. ગુગડી દરવાજે મુ. **પાટણ.** (ઉત્તર ગુજરાત).

હીરા ગિરાની ગાંસડી, શકે ન પારખી કોય;
કવિ ઝવેરી પારખે, રત્ન કાચ કર લઇ.

" પ્રજાબંધુ " પ્રિન્ટીંગ વર્કસમાં ઈન્દ્રવદન બ. ઠાકોરે
છાપ્યું ઠે. ખાડીઆ જેઠાભાઈની પોળ, **અમદાવાદ.**

આવૃત્તિ બીજી ∴ પ્રત ૧૦૦૦.
સંવત ૧૯૮૪ ∴ સને ૧૯૨૮.

**કીંમત રૂ. ૨-૦-૦.**

( વડોદરા રાજ્યના કેળવણીખાતાએ સદરહુ પુસ્તક
સ્કૂલ લાઇબ્રેરી માટે મંજુર કર્યું છે. )

# ! ! ! महात्माओनी प्रसादी ! ; !

તુલસી આ સંસારમેં, પંચરત્ન હૈ સાર;
હરિ ભજન અરૂ સંત મિલન, દયા દાન ઉપકાર.

× × ×

असारे खलु संसारे सारमेतच्चतुष्टयम् ।
काश्यावास. सतांसङ्गम्ल शंभुसेवनम् ॥

અર્થ—અસાર સંસારમા સાર વસ્તુ જોઇએ તો ચાર જ છે, કાશીમા વાસ, સત્પુરૂષનો સંગ, ગગાનું જળ અને સદાશિવ શંકરની સેવા.

× × ×

उदारस्य तृणवित्त शूरस्य मरण तृणम् ।
विरक्तस्य तृणं भार्या निस्पृहस्य तृणं जगत ॥

અર્થ—ઉદાર પુરૂષોને દ્રવ્ય તૃણસમાન છે, શૂર પુરૂષને મરણ તરણા જેવું છે. વિરક્તને સ્ત્રી તરણાતુલ્ય છે અને નિસ્પૃહીને સકળ જગત તૃણવત્ છે.

× × ×

शैले शैले न माणिक्यं मौक्तिक न गजे गजे ।
साधवो नहि सर्वत्र चंदनं न वने वने ॥

અર્થ.—પ્રત્યેક પર્વતમા માણેક પાકતા નથી, દરેક હાથીઓમા કાંઈ મોતી હોતા નથી; ઠેકાણે ઠેકાણે સત્પુરૂષો રહેતા નથી અને વનવનમા ચંદન વૃક્ષ થતા નથી; પરંતુ એ તો ક્વચિત જ મળે છે.

× × ×

બડા બડાઇ નહિ કરે, બડા ન બોલે બોલ;
હીરા મુખસે ના કહે, લાખ હમારા મોલ.

× × ×

ગાફીલ હોકર બેઠના, બેઅકલિકા કામ;
જીનપર ડંકા મોતકા, ઉનકું કળ આરામ.



શ્રીમાન રાવબહાદુર શેઠ જીવાચંદ દવચંદ. જે. પી.

( પાટણ નિવાસી. )

Krishna Press, Bombay 2.

!!! परोपकाराय सतां विभूतयः !!!

# અર્પણ પત્રિકા.

**શ્રીમાન દાનેશ્વરી રાજ્યરત્ન રા. બા. શેઠ કીલાચંદભાઈ દેવચંદભાઇ જે. પી.** મુ. પાટણ **અને મુંબઈ.**

(ગઝલ સોરઠી)

**રા**જ્ય રત્ન શેઠજી છો સંત જીવન જગતમાં;
**વ**હેતા સદાપર હિતથી, વંદી ગણું સુભક્તમાં.
**બ**હુ જાતના દાનો છુપાં અવનિ વિષે આપી રહ્યા;
**હા** દેહધારી દેવ છો ! બેશક કહું માગી દયા.

૨

**દુ**ખીયાં તણાં તાપોહરી, રાહત અનેરી અક્ષતા;
**ર**હેમી પ્રભુની મહેરથી, રે સંત સૌને રક્ષતા.
**સે**વા નિરંતર સત્યને નીતિથકી કરતા તમો;
**ઠ**ગવાદાને સુધારવા બહુ વિધથી મહેનત ખમો.

૩

કિરતાર ! જગદાધાર ! મ્હારી પ્રાર્થના સ્વીકારશો;

લાયક બને અવનિ બધીઃ સૌ જીવને ઉદ્ધારશો.

ચંદન ભલે અગ્નિ સહે પણ વાસ છુપાતી નથી !

દર ચીજની તેવી ગતિ કે રીત પલટાતી નથી !

૪

દેદાર આવા સંતના પાવે સકળ પાપો ટળે;

વખાણ ના કરતો જરીઃ તેવું કર્યાથી શું વળે !

ચંદ્રના તેજે ચમકતા તારલા ઝાંખા પડે;

દરખાસ્ત એવી હું કરૂં, કહેશો મને કે શું નડે.

૫

જે હોય જેવું તેહને, અર્પણ કરૂં, કુદરત ક્રમે;

પીરસ્યું બધે ' અમૃત " અહા ! આરોગતા અંતર શમે.

હું વ્હાલથી અર્પણ કરૂં, રે ! શેઠજી સ્વીકારશો;

સેવક સદા હું આપનો " સાદી શિખામણ " ધારશો.

મુ. અણહીલપુર પાટણ.
ઠે. ગુરડી દરવાજો.
તારીખ ૨–૧–૧૯૨૮.

લી. ભવદીય આપનો
મગનલાલ શંકરભાઇ પટેલ,
ના સ્નેહપૂર્વક વંદન.

# પ્રસ્તાવના.

'સાંજ વર્તમાન' નામના દૈનિક પત્રમાં ઉત્તર ગુજરાતમાં આવેલા (અણહીલપુર) પાટણના રહીશ મગનલાલ શંકરભાઇ પટેલ તરફથી 'સાદી શિખામણ'ના મથાળા નીચે જે ફકરાઓ વખતો વખત પ્રગટ થતા તે વાંચવાનો પ્રસંગ મને અનેક વખત આવતો ત્યારે સ્વાભાવિક-રીતે મારા મનમાં એમ થતું કે આવાં લખાણો વર્તમાનપત્રોમાં છપાય તેના કરતાં પુસ્તકના રૂપમાં પ્રગટ થાય તો તેમની ઉપયુક્તતામાં વધારો થાય. મોટા મોટા ગ્રંથોમાં ઉપદેશનાં વાક્યો–સૂત્રો–વચનામૃતો છુટક છુટક વેરાયેલાં હોય છે, તે તમામ ગ્રંથો ખરીદીને કે વાંચવા લાવીને એ રત્ન જેવાં વાક્યો શોધી કાઢવા માટે વખતનો વ્યય કરવો પડે જે બધાથી બની શકે એમ હોતું નથી. એક અંગ્રેજ લેખક કોલેરી જ કહે છે કે **'Why are not more gems from our great authors scattered over the country? Great books are not in everybody's reach; and though it is better to know them thoroughly than to know them only here and there, yet it is a good work to give a little to those who have neither time nor means to get more,'**

મારી ઇચ્છા પ્રમાણે જ 'સાદી શિખામણ'નાં સૂત્રો છપાવનારને ગ્રંથ રૂપે એ પ્રસિદ્ધ કરવાની ઇચ્છા થઈ હશે. અકસ્માત આજથી એએક માસ ઉપર એ જ રા. મગનલાલ શંકરભાઇનો મેળાપ પાટણની 'બાલાભાઈ કલબ'માં થયો. પરસ્પર ઓળખાણ થતાં તેમણે તેમની પ્રવૃત્તિની વાત સૌ સજ્જનો પાસે જાહેર કરી, તે વખતે મને એવી ઇચ્છા પ્રગટ થઇ કે એ પ્રસિદ્ધ થનારા ગ્રંથની પ્રસ્તાવના મારે લખવી. આ કામ કરવાની યોગ્યતા મારામાં છે કે નહીં એ પ્રશ્નનો વિચાર કરવાનો બાજુપર મૂકી મિત્રોની ઇચ્છાને આધીન થઈ એ વાત મેં સ્વીકારી. ભાઇ મગનલાલ પાસેથી થોડે થોડે ફર્મા

આવવા લાગ્યા અને તે પૂરા થવા આવ્યા ત્યારે મુખપૃષ્ઠ જોતાં એમ જણાયું કે આ તો બીજું પુસ્તક છે. ત્યારે પ્રથમ પુસ્તકની તલાસ કરતાં એમ માહીતી મળી કે એ પુસ્તક ઘણું વહેલું પ્રસિદ્ધિમાં આવવું જોઈતું હતું પણ કેટલાક સંજોગોને લીધે તેમ થઈ શકયું નથી પણ હવે તે પણ થોડા સમયમાં બહાર પડશે. અર્થાત્ મેં તો આ બીજું જ પુસ્તક વાંચી મારે જે લખવાનું છે તે લખ્યું છે.

આ પુસ્તકમાં આવેલાં સૂત્રો વગેરેના સંગ્રહકર્તા મગનલાલ પાટણના રહીશ હોઇ જાતે કડવા પાટીદાર છે. શિક્ષણશાસ્ત્રનો સારો અભ્યાસ કરી મહેતાજીના ધંધામાં ફત્તેહમંદ થયા પછી તેઓએ નાનાં રાજ્યોમાં વહીવટીખાતામાં નોકરી કરી છે અને હાલ તેઓ વ્યાપારમાં જોડાયેલા છે. પ્રથમથી જ એમના હૃદયમાં સુસંસ્કાર પડેલા એટલે એમણે પોતાના વાંચનમાં વખત કાઢી જે કાયમનું સાહિત્ય– ભવિષ્યમાં કામમાં આવે તેની નોંધ રાખી છે એમ લાગે છે. ખંત, શ્રમ, ધીરજ વગેરે અનેક ગુણો આ ટેવ સિદ્ધ કરી આપે છે. ઘણા લોકો ઘણા ગ્રંથો વાંચે છે પણ તેમાંથી કોઇનો કશો ઉપયોગ તેઓથી થતો નથી. જેમ ખાધેલા અન્નમાંથી જેટલું પચી શકે એટલું જ ખાનારને કામનું છે તેમ વાંચેલા ગ્રંથોમાંથી જેટલું યાદ રહે–જેના સંસ્કાર મગજમાં ચિરસ્થાયી રહે–જેનો ઉપયોગ થઈ શકે–એટલું જ વાંચેલું ખરૂં છે. મગનલાલનું વાંચન ઇતર સામાન્ય જનોના વાંચન જેવું નથી પરંતુ જાણે સાહિત્યમાંથી રત્નો શોધવાની બુદ્ધિથી જ પોતે વાંચતા હશે એમ તેમણે સંગ્રહ કરેલાં વાકયો–કાવ્યો–કવિતા–સૂત્રો ઉપરથી જણાઇ આવે છે.

આ સંગ્રહમાં જે જે મોટા લેખકોના વિચારો જણાવવામાં આવ્યા છે તેમનાં નામનો નિર્દેશ તમામ સ્થળોએ મગનલાલભાઇએ કર્યો હોત તો જિજ્ઞાસુ વાંચકને વધારે શોધ કરવાનો અવકાશ રહેત. જેમનું વાંચન વિસ્તૃત હોય તે તો આંગળી મૂકી કહી શકે એમ છે કે અમૂક પંક્તિઓ અમૂક ગ્રંથની કે અમૂક ગ્રંથકર્ત્તાની છે; પણ બધાને તેવી આવડત ન હોય; છતાં જેટલાં નામો આવ્યાં છે

તે કાંઇ થોડાં નથી. તુલસીદાસ, નિષ્કુળાનંદ, બ્રહ્માનંદ, કબીર, પ્રીતમદાસ, દલપતરામ, વિવેકાનંદ, શામળભટ્ટ, ભર્તૃહરી, ભોજોભક્ત, અખોભક્ત, દયાનંદ, વિષ્ણુશર્મા, સુંદરદાસ, ગંગ, કપિલ ઋષિ, નરભેરામ, ગોવિંદસ્વામી, પ્રવીણસાગરનાકર્ત્તા, સોલોમન, આન્ડેર, લીફ્રિટેન, હકસલી, સ્ટીવન્સ, સોક્રેટીસ, પ્લેટો, સેન્ટ ફ્રાન્સીસ, શેકસપીયર, સિકંદર, નેપોલિયન, ઇમર્સન, રીડ, પીમ, પોપ, ફ્રેંકલીન, સ્માઇલ્સ. જોન્સન, ચેસ્ટર ફીલ્ડ, સીસેરો, જ્યોર્જ હર્બર્ટ, યંગ—આટલા લેખકોના વિચારો ગ્રંથમાં છે અને હું ધારૂં છું કે શંકરાચાર્ય, નવલરામ અને એવા જ બીજા લેખકો જેમનાં નામ આપવામાં આવ્યાં નથી તે બધાએકત્ર કરવામાં આવે તો લગભગ સો ઉપરાંત લેખકો થાય. એજ વાત પ્રતીતિ આપે છે કે મગનલાલનું વાંચન વિશાળ, વિસ્તૃત અને વિવેકવાળું છે જેને લીધે આ રત્નસમુહ પુસ્તકરૂપે ગુજરાતી આલમને વાંચવા મળે છે. તદુપરાંત લગભગ સોએક નાની મોટી વાતો દૃષ્ટાંત તરીકે આ ગ્રંથમાં આવી છે તેથી પુસ્તકની ઉપયુક્તતામાં વધારો થયો છે.

આવું પુસ્તક એક વાર્તા તરીકે વંચાય નહીં, વાંચનારને કંટાળો આવે; ઉપદેશ જો ચોવીશ કલાક આપવામાં આવે તો મનુષ્ય સ્વભાવ તે સાંખી શકે નહીં; તેથી આ ગ્રંથ સત્વર વાંચી જવા કરતાં થોડે થોડે વાંચી ઉપદેશનું તાત્પર્ય સમજવા ધીરજ રાખવાની જરૂર છે. શિક્ષકો, ભાષણ કરનારાઓ, ઉપદેશકો, તથા કથા કહેનારાઓને આ ગ્રંથમાં તૈયાર આપેલી સામગ્રી વધારે ઉપયોગી છે.

ઉપદેશમાં અનેક વિષયો આવી જાય છે અને તે બધાનુ તાત્પર્ય પ્રસ્તાવનામાં કરવાથી પ્રસ્તાવના મોટો ગ્રંથ થાય તેથી તે વાત મૂકી દેવામાં આવે છે; છતાં મનને વધારે ઉપદેશ કરવામાં આવ્યો છે તેનું કારણ એ છે કે માણસનું મન મર્કટ જેવું છે; એકલા મર્કટ જેવું નહિ પણ જે મર્કટને મદિરા પાઈ હોય, પછી જેને વીંછી કરડયો હોય અને પછી જેને નીસરણી આપી હોય તે મર્કટની ચંચળતા સાથે માણસના મનની ચંચળતા સરખાવવામાં આવે છે, એવા મનને વશ રાખવાનો ઉપદેશ ઉપયોગી છે. ષડ્રિપુઓનો

નાશ કરવાનો ઉપદેશ પણ કામનો છે, પરંતુ ઉપદેશનાં સૂત્રોથી ખીચોખીચ ભરેલા ગ્રંથમાં તર્કશાસ્ત્રની દૃષ્ટિથી બધી વાતો લખાયેલી ન જ હોય. **Analogy** (દૃષ્ટાંત) થી કાંઇ સિદ્ધાન્ત સ્થાપિત થતો નથી પરંતુ સામાન્ય માણસોને દૃષ્ટાન્તથી ઉપદેશ આપવાનું કામ ખરેખરૂં સચોટ થાય છે. એક વાત યાદ રાખવાની છે. ઉપદેશનાં કે અનુભવનાં સૂત્રો ત્રણે કાળમાં ખરાં પણ ન હોય. કહેવતો જેવાં સૂત્રો હોય છે તેમાં સાપેક્ષિક સત્ય હોય છે. ' ઘરડાં ગાડાં વાળે ' એમાં વૃદ્ધ માણસોના અનુભવને નમસ્કાર છે પણ ' ઘરડું તો ગધેડું પણ થાય છે ' એ કહેવતમાં અક્કલ વગરની વૃદ્ધાવસ્થા માનને પાત્ર નથી એમ દેખાય છે. કહેવતોને માટે એમ પણ કહેવાય છે કે તે અર્ધ સત્ય છે. ' Proverbs are half truths'; પણ તેની સાથે એ વાત પણ યાદ રાખવાની છે કે ' Proverbs are the digested wisdom of the ancients. ' જૂના લોકોના અનુભવનું તે એકીકરણ છે. તેથી વાંચનારે વિવેકથી તેમનું સત્યાસત્ય જોવાનું છે. વધો કાબુ તો મન ઉપર જ રાખવાનો છે. **मन जीता** (જીવતું) **तो सब रिपु जीता** (જીવતા); **मन जिता** (જીતેલું) તો **सब रिपु जीता** (જીતેલા) એ વાત અક્ષરશઃ ખરી છે.

આ ગ્રંથમાં જોડણીમાં કોઇ કોઈ સ્થળે સ્ખલનો છે તેને માટે વાચકવૃંદ ક્ષમા આપશે; મારી પાસે તો ગ્રંથ છપાયા પછી આવેલો; નહીં તો એ સ્ખલનો કાઢી નાંખવામાં આવ્યાં હોત.

છેવટે ' મોન્ટેઇન ' નામના લેખકના શબ્દો રા. મગનલાલ માટે હું કહું છું. I have gathered a posie of other men's flowers, and nothing but the thread that binds them is mine own., મગનલાલે પુષ્પો એકત્ર કરી આ માળા ગોટો —હાર—જે કહો તે તૈયાર કર્યો છે અને તેનો ઉપયોગ.

**गुण गणगुंफितग्रंथे मृगयति दोषं गुणं न जातु खलः ।**
**मणिमयमंदिरमध्ये पश्यति पिपीलिका छिद्रम् ॥**

એ પંક્તિઓમાં જણાવેલા ન્યાયે વાચક ન્યાય કરશે એવી આશા છે.

**પાટણ, ૧૯૮૨**
**શરદ પૂર્ણિમા.** } **ગોકળદાસ મ. શાહ.**

# સાદી શિખામણ.

## પુસ્તક બીજું.

## અનુક્રમણિકા.

## બગીચો પહેલો.

### ( વિવિધ જ્ઞાનોપદેશ. )

### ફુલછાબ ૧ લી.

ફુલછાબ ૩ જી.

## કુલછાબ ૪ થી.



## કુલછાબ ૫ મી.

## ફુલછાબ ૬ ઠી.



## ફુલછાબ ૭ મી.



## ફુલછાબ ૮ મી.

## ફુલછાબ ૯ મી.



## ફુલછાબ ૧૦ મી.



## ફુલછાબ ૧૧ મી

# બગીચો બીજો.

## પ્રભુ મહિમા વિષે.

### ફુલછાબ ૧૨ મી.



### ફુલછાબ ૧૩ મી.

## પુલછાબ ૧૪ મી.



## પુલછાબ ૧૫ મી.



## પુલછાબ ૧૬ મી.

# બગીચો ત્રીજો.

## (સત્પુરૂષ અને દુર્જન.)

### ફુલછાબ ૧૭ મી.



### ફુલછાબ ૧૮ મી

## ફુલછાબ ૧૯ મી.



## ફુલછાબ ૨૦ મી.

# બગીચો ચોથો.

## વિવિધ લક્ષણો.

### ફુલછાબ ૨૧ મી.



### ફુલછાબ ૨૨ મી.



### ફુલછાબ ૨૩ મી.

## ફુલછાબ ૨૮ મી.



## ફુલછાબ ૨૯ મી.



## ફુલછાબ ૩૦ મી.



## ફુલછાબ ૩૧ મી.



## ફુલછાબ ૩૨ મી.





# રા. બા. શેઠ ફીલાચંદ દેવચંદ જે. પી. નું સંક્ષિપ્ત જીવન વૃત્તાંત.

શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં આવેલા ગુજરાતના પ્રાચીન પાટનગર પાટણ શેહેરમાં શેઠ ફીલાચંદ દેવચંદનો જન્મ સંવત ૧૯૧૧ ના જેઠ વદી ૧૧ ને રોજ થયો હતો. તેઓ દશા પોરવાડ વાણીયા જ્ઞાતિના છે. તેમના પિતા દેવચંદ વલ્લભદાસ પાટણના મયાચંદ નાથાચંદની પેઢી ઘોઘાબંદરમાં હતી, તેમાં વાર્ષિક રૂ. ૧૫૦) ના પગારથી નોકર હતા. તેમનાં માતુશ્રીનું નામ જ્ઞાનબાઈ હતું અને તે મહેસાણાના પ્રતિષ્ટીત વેપારી કરમચંદ કસલચંદનાં પુત્રી થતાં હતા.

સવંત ૧૯૧૯ ની સાલમાં આઠ વર્ષની ઉમરે તેમને પાટણમાં ઘાચીવાડામાં આવેલી બાલાભાઇ ચંદ્રશંકર નામના પંડયાની ગામઠી નિશાળે બેસાડયા હતા. ત્યાં આંક, વાંચનલેખન તથા દેશીનામું શીખવા પુરતી કેળવણી તેમને મળેલી હતી. સવંત ૧૯૨૩ માં બાર વર્ષની ઉમરે તેમનું લગ્ન પાટણમાં વખારના પાડામાં શા દેવચંદ સરોમલની દીકરી બાઇ પરસન સાથે થયું હતું. પરણાવ્યા પછી શેઠ ફીલાચંદના પિતા ઘોઘા પોતાની નોકરી ઉપર ગયા. અને ફીલાચંદ માનચંદ સાકરચંદની રેશમી વણાટ કામની દુકાન હતી તેમાં એક મહીને એક રૂપિઆના પગારથી નોકરી સ્વીકારી. શેઠ ફીલાચંદે ચૌદ વર્ષની ઉમરે પોતાની જીંદગીના કામની શરૂઆત કરી હતી. પોતાના શેઠના કારીગરોને ઘેર વણાટ માટે રેશમ આપી આવવું, અને તેમને ત્યાંથી તૈયાર થએલો માલ દુકાનપર લઇ આવવો તથા શેઠની દુકાનનું તથા ઘરખર્ચનું નામું લખવું એ કામ તેમને કરવાનું હતું.

આ નોકરી દોઢ વર્ષ કર્યા પછી સ્વતંત્ર રીતે ધંધો કરવા માટે મુંબઈ જવાનો તેમના મનમાં વિચાર થયો. તે વખતે પાટણમાં કેટલાક વેપારી મુંબઇથી સારી કમાઈ કરી લાવ્યા હતા તેથી વેપાર કરી કમાવાનું સ્થળ મુંબઇ છે એમ તેમના જાણવામાં આવ્યું હતું. મુંબઈ જેવા દૂરપલ્લાના સ્થળે નહી જવાને તેમના માતુશ્રીએ સમજાવ્યા

પણ મુબઇ જવાની પોતાની હઠ શેઠ ફીલાચંદે છોડી નહીં. સંવત ૧૯૨૬ ની સાલમાં પંદર વર્ષની ઉંમરે માત્ર રોકડા બાર રૂપિઆ લઈ તે પાટણથી મુબઇ જવા નિકળ્યા. તે વખતે અમદાવાદથી મુબઇ સુધીજ આગગાડી હતી. તેથી પાટણથી અમદાવાદ પગરસ્તે ભાર સંકટ વેઠીને આવવું પડયું હતું. પંદર વર્ષની ઉમરે આ પ્રમાણે સાહસ કરી મુબઈ આવી તેઓ પોતાના મામા વીરચંદ શેઠની સરાફી અને કમિશન એજન્ટની દુકાન હતી તેમાં ઉતર્યા. મામાએ પોતાના પેઢીમાં નોકરી આપવાનું કહ્યું. પણ તેમણે નોકરી સ્વીકારવા ના પાડી. કારણકે સ્વતંત્ર રીતે ધંધો કરવો એવો તેમણે નિશ્ચય કરેલો હતો અને એ ઇરાદાથી જ મુંબઈ આવ્યા હતા. શરૂઆતમાં કાંઇ કમાઇ થઇ નહિ, તેમ ઘેરથી આણેલા બાર રૂપિઆમાંથી બેત્રણ જ બાકી રહ્યા હતા, તોપણ મામાને ઘેર થોડા દિવસ મહેમાન તરીકે રહ્યા. પછી તેમણે વીશીમાં ખાવા જવાનું ઠરાવ્યું. તે વખતે વીશીમા ખાધા ખર્ચાના પાંચ રૂપિઆ અને ધીનો એક રૂપિઓ મળી માસિક છ રૂપિઆ ખર્ચ થતું હતું. આટલી રકમ પણ કમાણી વગર શી રીતે આપીશ તેમ મારે ત્યાં ન જમતાં વીશીમાં જમાશ તો લોકો મારો દોષ કાઢશે એ પ્રમાણે ઘણી રીતે કહીને મામાએ પોતાને ત્યાં જમવાનો ઘણો આગ્રહ કર્યો પણ ફીલાચંદે માન્યું નહીં અને કહ્યું કે માટ ખર્ચ મારે માથે પડશે નહીં ત્યાં સુધી મને કાંઇ પણ ઉદ્યમ કરવાનું સુઝશે નહિ. વીશીમાં ખાવું અને મામાની પેઢીના મકાન ઉપર સુઇ રહેવું એ પ્રમાણે સ્વતંત્ર જીંદગીની શરૂઆત કરી. શો ઉદ્યમ કરવો એ વિષે વિચાર કરતાં તેમને એમ માલુમ પડયું કે ઓફીસવાળાના ( શીપર્સ ) સમાગમમાં આવવાથી પૈસાની પ્રાપ્તી વધારે થાય એમ છે તેથી દલાલીનું કામ કરવા નિશ્ચય કર્યો, પણ તે લાઇનમા ઓળખાણ પીછાન કે વગ વશીલો કોઇનો નહોતો તેમ અનુભવ પણ નહોતો. તેથી કામ મેળવવામાં ઘણી મુશ્કેલી પડવા લાગી. જુજજુજ છુટક દલાલીનું કામ મળતું તેમાંથી મોસમના આઠ

મહિનામાં પહેલી સાલે રૂા. ૪૫) કમાયા પણ વીશી ખર્ચ રૂા. ૫૦) થયું તેમના મામાએ પોતાને ત્યાં ખાંડની ખરીદીના કામ માટે આવનાર એક આસામીના ભાગમાં દલાલીમાં નામ રખાવી ચાર રૂપિઆ દલાલીના કરાવી કીલાચંદને મદદ તરીકે આપવા માંડયા. વીશી ખર્ચની ખોટ પુરી કરવાને મદદની જરૂર તો ઘણી હતી પણ તેમણે તે રકમ સ્વીકારવાને સાફ ના પાડી અને કહ્યું કે " એ રકમ ધર્માદા આપી દ્યો. તે કમાવામાં મેં કાંઈ બુદ્ધિ વાપરી નથી તેથી તે હું નહિ લઉં. મારૂં ભલું ઇચ્છતા હોતો કૃપા કરી એવી રીતે મારે માટે કમાણી કરી આપવા તસ્દી લેશો નહિ. મને સોદો મળે ને હું પોતે કામ કરૂં તેની હું દલાલી લઉં. પણ બીજાએ કરેલી કમાણી મેહેરબાની તરીકે લેવા હું ખુશી નથી. " શરૂઆતમાં તેઓ છુટક દલાલી કરતા તે ઘણે ભાગે કલ્યાણજી પીતામ્બર નામના ભાટીયા વેપારીને ત્યાં કરતા હતા. તેમની ઇમાનદારી તથા મહેનતુપણાથી એ ગૃહસ્થનો અભિપ્રાય તેમને માટે એટલો બધો સારો થયો હતો કે ગુજરાત તરફ તેમના તરફથી માલ ખરીદવા માટે ખાધા ખર્ચ તથા રૂા. ૨૦) ના પગારથી તેમને મોકલવા તેમણે ઇચ્છા જણાવી. શેઠની ઇચ્છાને માન આપવાથી કામ શીખવાની તક મળશે એમ ધારી તેઓ તેમના વતી ગુજરાતમાં સરસવ, એરંડાની ખરીદીના કામ ઉપર રહ્યા. થોડા વખત પછી કલ્યાણજી પીતામ્બરની પેઢી બંધ થઇ તેથી તેઓ પાછા મુંબઈ આવ્યા અને દલાલીનો ધંધો ફરીથી શરૂ કર્યો. ત્યારપછી સંવત ૧૯૩૦ માં સુરજી જીવણદાસ નામના અલસીના વેપારીના તરફથી જબલપુર માલ ખરીદવાના કામ ઉપર તે રહ્યા. આ કામ તેમણે કેવળ પોતાના શેઠના હીત તરફ લક્ષ રાખી ઘણી ઇમાનદારીથી સંવત ૧૯૩૮ સુધી કર્યું. એ સાલમાં સુરજી જીવણદાસે પોતાનો વેપાર બંધ કર્યો, પણ કીલાચંદની સાચવટ તથા પ્રમાણિકપણાના વર્ત્તનથી તેમના માટે તેમના મન ઉપર એવી સારી છાપ પડી હતી કે તેમને માટે

તજવીજ કરી શેઠ નરશી ખટાઉની સુપ્રસિદ્ધ પેઢીમાં તેમને નોકરી ઉપર ગોઠવ્યા. તે વખતે સદરહુ પેઢી ઈવર્ટલેથામ તથા ઇ. ડી. સાસુનની ઓફીસની મુકાદમીનું કામ કરતી હતી. ઓફીસને માટે લીધેલો માલ વેપારીને ત્યાંથી તોળી લેવાનું કામ કીલાચંદને સોંપવામાં આવ્યું હતું. તે કામ તેમણે ઘણી કાળજીથી કર્યું હતું. કોઈ વખતે મજુર લોકો હાજર ન હોય તોપણ પોતાના હાથે જોખ ઉપાડી લેવાને તૈયાર થતા. માલ પારખવાનું તથા લેવાનું કામ એટલી બધી કાળજીથી તથા બાહોશીથી કરતા કે શેઠ નરશી ખટાઉ પણ તેમના ઉપર રાજી રહેતા; અને તેમનું ભલું કરવાને જે તક મળે તેનો ઉપયોગ કરતા. કેટલાક વખત પછી તેમણે બંને ઓફીસનો માલ લેવાની દલાલીનું કામ તેમને સોંપ્યું. જે કામ કરવાને મુળથી પોતાની ઇચ્છા હતી તે કામ આવી રીતે મળી જવાથી કીલાચંદનો ઉત્સાહ ઘણો વધ્યો અને પ્રથમના કરતાં પણ વધારે સખ્ત મહેનત કરવા લાગ્યા. વહેલા ઉઠી સવારના સાત વાગ્યાની અંદર પરવારી લઇ તે વેપારીને મળવા અને ભાવતાલની માહીતી મેળવવા બહાર નીકળી પડતા અને દશ વાગે ઓફીસના સાહેબને મળી ભાવતાલની માહીતી આપતા; અને સાહેબ હુકમ આપે તે પ્રમાણે વેપારી પાસેથી માલ લેવાની ગોઠવણ કરતા. બપોરે જમવા માટે માત્ર ઘેર એક જ કલાક રહેતા; અને રાતના અગિયાર વાગ્યા સુધીનો બધો વખત કામ કરવામાં ગાળતા. આથી તેમને માટે ખટાઉ શેઠનો અભિપ્રાય પ્રથમના કરતાં પણ વધારે ઉંચો બંધાતો ગયો; તેથી છેવટે નોકર તરીકેનો સંબંધ બંધ કરી સંવત ૧૯૪૪ માં દલાલી ખાતામાં બે આનીના ભાગીદાર તરીકે તેમનું નામ દાખલ કરી વર્કીંગ પાર્ટનર તરીકે કામ લેવા માંડ્યું. આ પ્રમાણે નોકરીમાંથી ભાગીદાર થવાનો લાભ મળવાથી તેમનો ઉત્સાહ ઘણો જ વધ્યો અને પોતાના કામથી એટલો બધો સંતોષ આપ્યો કે સંવત ૧૯૪૪ માં ઇ. ડી. સાસુનના દલાલ તરીકે તેમનું નામ સ્વતંત્ર તરીકે ઓફીસમાં દાખલ કર્યું.

ઇ. ડી. સાસુનના દલાલ તરીકે તે કેવી રીતે કુનેહ અને કાળજીથી કામ કરતા હતા તેના એકાદ બે દાખલા જાણવા જોગ છે. ઇ. ડી. સાસુનના સીડ ખાતાના મેનેજર મી. લોંગ કરીને હતા. તે દલાલને માલ ખરીદ કરવા હુકમ આપતા. સંવત ૧૯૪૭ માં અળસીનો પાક હિંદુસ્થાનમાં સારો થશે એવી ધારણાથી સાસુન તથા બીજી ઓફીસવાળાઓએ વિલાયતમાં મોટી રકમનો વાયદાનો માલ વેચ્યો હતો; પણ ભાવની મંદી થાય ત્યારે ખરીદ કરવાનું રાખ્યું હતું. એક વખતે લોગ સાહેબે ફીલાચંદને બોલાવ્યા અને પૂછ્યું કે ભાવના સંબંધમાં તમને શું લાગે છે? ફીલાચંદે કહ્યું કે સાહેબ મંદીની વાટ જોઈ બેસી રહ્યા છો તે બરોબર નથી. ભાવ ઘટવાનો નથી પણ વધવાનો એવું મને લાગે છે. લોંગ સાહેબની ધારણા મંદીની હોવાથી તેજી થવાનું કારણ પૂછ્યું ત્યારે તેમણે જણાવ્યું કે પાક સારો થશે એમ ધારી તમે માલ વેચ્યો છે. પણ હજુ કવર કર્યો નથી તેથી માલ ખરીદવા તમે તથા બીજા ઓફીસવાળા બહાર પડશો ત્યારે બજાર હંદ્રવેટ બાર આના કે રૂપિઓ ચડી જશે. લોંગ સાહેબને તે બરાબર લાગ્યું નહિ. પણ "ફીલાચંદ તેજી થવાનું જણાવે છે" એમ પોતાના શર્ટના કોલર ઉપર પેન્સીલથી લખી રાખ્યું. ફીલાચંદે કહ્યું કે સાહેબ એ ખમીસ ન ધોવરાવતાં એમને એમ રાખી મુકજો અને કહેવું ખરૂં પડે છે કે નહિ તેની ખાત્રી થયા પછી ધોવરાવજો. પછી બીજો કાંઈ હુકમ છે, એમ પુછી હુકમ ન હોવાથી તેમણે જવા માંડયું ને થોડે દુર ગયા એટલે લોંગ સાહેબે તેમને પાછા બોલાવ્યા ને કહ્યું કે તમારૂં કહેવું મને ખરૂં લાગે છે માટે તમારે બજાર ભાવે માલ મળે તેટલો ખરીદી લેવો. તે ઉપરથી તેઓએ તાબડતોબ તજવીજ કરી બીજા ઓફીસવાળા જાણે તે પહેલાં મોટી રકમનો માલ ખરીદ કરી લીધો પાછળથી બીજી ઓફીસવાળા પણ માલ ખરીદ કરવા નીકળ્યા, અને આખરે વાયદાની મુદતે ભાવમાં હંદ્રવેટે એક રૂપિયા સુધીનો વધારો થઇ ગયો, પણ લોંગ સાહેબે ફીલાચંદની સલાહથી

વેળાસર માલ ખરીદી લીધેલો હોવાથી તેમની ઓફીસને ઘણો ફાયદો થયો તથા કીલાચંદની અગમચેતી તથા તર્ક બુદ્ધિ ઉપર તેમને ઘણો વિશ્વાસ બેઠો ઓફીસનું કામ સારી રીતે કરવાને જેટલી મહેનત લેવી પડે તે લેવાને તથા જે આત્મભોગ આપવો પડે તે આપવાને કીલાચંદ હમેશાં તત્પર રહેતા સંવત ૧૯૪૭ માં તેમના વડીલ પુત્ર છોટાલાલના લગ્ન કરવા સારૂ પાટણમાં બે માસ રહેવાની જરૂર હતી પણ તે વખતે ઓફીસની ખરીદી કરવા સારૂ મુંબઇમાં જ રહેવાની પણ જરૂર હતી, તેથી માત્ર પાટણ જવા આવવાની મુસાફરી તથા લગ્નનો દિવસ એટલા પુરતા માત્ર પાંચ જ દિવસ મુંબઈ બહાર તે રહ્યા અને લગ્ન પ્રસંગે જ્ઞાતિભોજન વિગેરે કરવાનું કામ નજદીકના સગાને સોંપી લગ્નને બીજે જ દહાડે મુંબઇ પાછા આવવા નીકળ્યા અને મુંબઈ આવી ઓફીસ માટે જોઇતો માલ ખરીદી લીધો. આવી રીતની તેમની વફાદારી, બુદ્ધિ તથા કુનેહથી ખુશ થઈ નરશી ખટાઉની પેઢીએ મુકાદમી ખાતામાં પણ તેમને ભાગીદાર કરાવ્યા હતા. સંવત ૧૯૫૨ ના જન્માષ્ટમીના દિવસે બજાર બંધ હતું અને તેઓ ઘેર રહી નિરાંતે ફરાળ કરી દર્શન કરવામાં વખત ગાળશે એમ તેમનાં પત્ની પરસનબા ધારતાં હતાં અને મનમાં રાજી થતાં હતાં, પણ એટલામાં ઓફીસમાંથી સાહેબે તેડવા માણસ મોકલ્યું અને કહેવરાવ્યું કે ઘઉંની બહુ જ જરૂર છે માટે બને તેટલો માલ આજે ખરીદી લ્યોતો ઠીક. કીલાચંદે કહ્યું કે આજે અમારા હિંદુ લોકોના મોટા તહેવારને લીધે બજાર બંધ છે તોપણ બનતી તજવીજ કરૂં છું એમ કહી બજારમાં નીકળી પડયા અને વેપારીઓને ત્યાં ઘેર ઘેર ફરી સાંજ સુધીમાં ૭૦૦૦ ટન ઘઉં ખરીદી લીધા અને મોડી રાત્રે ઘેર આવી ફરાળ કર્યું. કામ ન હોય તો તહેવાર, તાપ કે તડકો દિવસ કે રાત ન જોતાં કામમાં જીવ ઘાલી કામ કરવાની ટેવ કીલાચંદ જેવા થોડાને જ હોય છે અને એ ટેવને લીધે પોતાના દરેક કામમાં તેમને ફત્તેહ મળી છે.

તેમના પ્રથમના પત્ની પરસનબા સંવત ૧૯૫૬ માં છોટાલાલ નામના એક પુત્ર મુકી સ્વર્ગવાસી થયાં તેથી તેમણે તે જ સાલમાં બીજું લગ્ન તેમના બીજાં પત્ની કેસરબા સાથે કર્યું હતું. જેમ વેપારમાં તે સુખી થયા છે તેમ સંસારમાં સુખી નિવડ્યા છે. શેઠાણી કેસરબા આવ્યા પછી ઘરકામ અને ગૃહસ્થના ગૃહીણીને શોભે તેવી રીતે ઉપાડી લે છે. મોટા પુત્ર છોટાલાલ પોતાના પિતાશ્રીની જાતી દેખરેખ તળે તાલીમ લઇ તેમના બહોળા વ્યાપારી કામનો બોજો ઉઠાવવામાં મદદગાર થઇ પડ્યા છે. તેમ નવાં શેઠાણીના પુત્રો પૈકી સૌથી મોટા નંદલાલ તથા બીજા તુલસીદાસ પણ કામ ઉપાડી લેવા તૈયાર થયા છે, અને રામલાલ, અંબાલાલ વિગેરે પણ તૈયાર થાય છે. શેઠ કાલાચંદને પોતાને ઉંચી કેળવણીનો લાભ ન મળેલો છતાં પોતાના પુત્રોને ઉંચા પ્રકારની વ્યાપારી કેળવણી આપવાને અને પોતાના ધંધા માટે લાયક કરવાને તે ખાસ ઇન્તેજારી રાખે છે. તેમના પુત્ર તુલસીદાસને ગઈ સાલ તેમણે વ્યાપારી કેળવણી માટે યુરોપ મોકલ્યા હતા અને ચાલુ સાલે નંદલાલ તથા રામદાસ નામના બીજા બે પુત્રો તથા પોતાના વડીલ પુત્ર છોટાલાલના પુત્ર જીવણભાઇને પણ મોકલ્યા હતા અને તેઓ ઉંચી વ્યાપારી કેળવણી મેળવી ધંધામાં જોડાયા છે.

સંવત ૧૯૫૦ થી ૧૯૬૪ સુધી વીસ વર્ષ દલાલી અને મુકાદમીનું કામ કરવાથી તેમને સારો લાભ થયો એટલુંજ નહિ પણ એક પ્રમાણિક, સાચવટવાળા, ભરોસાદાર, લાયક અને કુશળ વેપારી તરીકે તેમની ખ્યાતિ દેશપરદેશમાં જામી ગઇ હતી, તેથી સંવત ૧૯૭૦ થી ઇ. ડી. સાસુનનું દલાલી તથા મુકાદમીનું કામ છોડી દઈ પોતાનો સ્વતંત્ર વેપાર કરવાનું તેમણે શરૂ કર્યું. પોતાના સ્વતંત્ર વ્યાપારમાં ધીમે ધીમે વધારો કરી હાલ તેમણે તેની નીચે પ્રમાણે શાખાઓ કરી છે અને તે દરેકમાં સારો નફો મેળવી પોતાનું નામ મુંબઇના વેપારીઓમાં મોખરે આણ્યું છે.

(૧) કોટન એકસપોર્ટ. (૨) લુઇ ડ્રેકસની ઓફીસના ગ્રેનરીબ્રોકર તથા મુકાદમ. (૩) ફીલાચંદ મીલ્સના એજંટ (૪) યાર્નના સેલીંગ એજંટ. (૫) કોટનના જથાનું બીઝનેસ. (૬) આગ અને દરિઆઇ વીમા કંપનીઓના એજંટસ (૭) સોનારૂપાનું આયાતનું કામ. (૮) ખાંડની આયાતનું કામ; (૯) સીડ બીઝનેસ; (૧૦) કરીયાણા બીઝનેસ;

આ બધાં ખાતાં તે ૬૯ વર્ષની ઉમરે પણ પોતાની જાત દેખરેખ નીચે તથા પોતાના પુત્રો શેઠ છોટાલાલ, શેઠ નંદલાલ તથા તુલસીદાસની મદદથી ચલાવે છે અને ૨૫ વર્ષની ઉમરે જેટલી મજબુત માનસિકશ્રમ કરવાની શક્તિ તેમનામાં હતી તેટલીજ લાલ લગભગ ૭૦ વર્ષની વયે પણ બતાવે છે. થોડા વખતમાં યુરોપમાં પોતાની ઓફીસ ખોલવાની તેમની ધારણા છે. મહાન લડાઇના વખતમાં દ્રવ્યની છોળ ઉછળી રહી હતી, તે વખતે ગરીબોને શ્રીમંત થવાની અને શ્રીમંતને વધારે શ્રીમંત થવાની લાલસા લાગી હતી. તેના પરિણામે પાછળથી ઓટના વખતમાં ઘણાને પોતાનું સર્વસ્વ ખોઈ રડવાનો પ્રસંગ આવ્યો, પરન્તુ ફીલાચંદ શેઠે પોતાની હમેશની સમયસૂચકતા તથા દીર્ઘદૃષ્ટિ વાપરી મોહજાળ મુક્ત રહી કામ કર્યું તેથી આ મુશ્કેલ વખતમાં જે થોડા વીરલા પુરૂષો બચી જવાને ભાગ્યવંત નિવડયા છે તેમાંના શેઠ ફીલાચંદ એક છે. પોતાના વેપારમાં મળેલી અનુપમ ફતેહથી તેમની ગણના મુંબઇના અગ્રેસર વેપારી તરીકે થાય છે, તોપણ તેથી કોઇરીતે ન ફુલાતાં પોતાનું જીવન મુળમાં હતું તેવું જ સાદું તેઓ ગુજારે છે. નાનામોટા સર્વ પ્રત્યે નમ્રતા અને વિવેકથી વર્તે છે. વીશાકે ભાડાની ખોલીમાં રહેવાને બદલે પોતાની માલકીના બંગલામાં રહેવાનો પ્રસંગ ઇશ્વરકૃપાથી આવ્યો છે અને હાથાવગરની નાની ચીનાઈ છત્રી બગલમાં મારી પગે ચાલવાને બદલે ગાડી તથા મોટરમાં બેસવાનો પ્રસંગ પ્રભુકૃપાથી આવ્યો છે તોપણ પોતાની મુળ સાદાઇ શેઠ ફીલાચંદે હજી સુધી જાળવી રાખી છે.

પચાસ વર્ષ ઉપર મુંબઇ આવ્યા ત્યારે જે પ્રકારના ગામડી જોડા પહેરતા હતા અને જે પ્રકારના નેનસુખની બંડી તથા અંગરખું પહેરતા હતા તે હાલ પણ પહેરે છે. પોતે ગરીબાઇમાંથી મોટા થયેલા હોવાથી લાયક પણ ગરીબ વર્ગના યુવાનોને રોજગારે લગાડવાને બનતી મદદ કરે છે અને તેથી હાલના કરતાં પણ તેમની ચઢતી થાય જ અને થશે એમ લાગે છે.

માત્ર નામના માટે નહિ પણ જનસમાજનું ભલુ થાય એવા કામોમાં યથા શક્તિ મદદ કરવાને હમેશાં તત્પર રહે છે. બનારસ યુનિવર્સીટીને તેમણે રૂા ૪૦૦૦૦) ની મદદ કરી હતી. પોતાના વતન પાટણમાં સવાલાખ રૂપિઆ ખર્ચી પ્રસૂતિ ગૃહ બંધાવ્યું છે. વળી ત્યાં ગોરધનનાથજીનું મંદીર બંધાવવા રૂપિઆ ૨૧૦૦૦) ની મદદ કરી હતી. એ સિવાય કુવા, હવાડા, સદાવ્રતો, પાંજરાપોળ, નિશાળો વિગેરે કામમાં વખતો વખત સારી મદદ કરે છે. લડાઈ તથા દુષ્કાળને લીધે ૧૯૧૮–૧૯ માં અનાજના ભાવો ચડી ગયા હતા તે વખતે વાજબી ભાવે દેશમાં બધે ઠેકાણે અનાજ મળવાને સરકારે કંટ્રોલ કર્યો હતો ત્યારે શ્રીમંત ગાયકવાડ સરકારની ફરમાશથી વડોદરા રાજ્યમાં અનાજ લાવી આપવાનું કામ ભારે શ્રમનું પણ વગર નફાનું છતાં માથે લઇ શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યની તેમણે ઉમદા સેવા બજાવી હતી. શ્રીમંત ગાયકવાડ સરકારે તેમને "રાજ્યરત્ન"નું સુવર્ણપદક અર્પણ કરી તેમની આ અને બીજી સેવાઓની બુજ કરી હતી, એટલું જ નહિ પણ સરકારના ખર્ચે તેમનું બાવલું બનાવી પાટણ જ્ઞાનબાઇ પ્રસૂતિગૃહમાં મુકવામાં આવ્યું છે. પોતાના વતનમાં સરકાર ખર્ચે પોતાનું બાવલું મુકાય એવું ભારે માન મેળવવાને શેઠ ફૂલચંદ જેવા નસીબવાન વડોદરા રાજ્યનો વતની થયેલો નથી. મુંબઈમાં લાયક અને અગ્રેસર શહેરી બ્રિટીશ સરકારે પણ તેમને તથા તેમના પુત્ર છોટાલાલને જે. પી. (જસ્ટીસ ઓફ ધી પીસ) નીમવાનું માન આપ્યું હતું. રાજકાજના કામથી તથા સરકારી અમલદારોથી અલગ

રહી મુંબઇમાં પણ પોતાનું વેપારનું કામ કરવા છતાં મુંબઇમાં પણ શેઠ ફીલાચંદની લાયકીની બુજ તરીકે નામદાર શેહેનશાહના જન્મ દિવસના શુભ પ્રસંગે ના. વાયસરોયે તે શેઠજીને "રાવ બહાદુર" નો ઇલ્કાબ આપી મુંબઇના વેપારી વર્ગના એક લાયક ગૃહસ્થની લાયક કદર કરી છે.

ગઇ સાલમાં ગુજરાતમાં જળપ્રલયની વખતે વડોદરા રાજ્યની પ્રજાને મદદ કરવાને રૂ. ૧૦૦૦૦) તથા પાટણના ગરીબ જનોને મદદ કરવાને રૂા. ૧૦૦૦૦) આપી પોતાની મહાન ઉદારતા બતાવી છે, એટલું જ નહિ પણ મુંબઇમાં થતી દરેક ટીપમાં પોતે દરવખતે પોતાથી બનતી મદદ કરવા ચુકતા નથી. મહાશય મદનમોહન માલવીયાજીને રૂા. ૧૦૦૦૦) ની મદદ તેમના ગુરૂકુળના આશ્રય માટે આપી પોતાની મહાન ઉદારતા બતાવી હતી. આ "સાદી શિખામણ" નું પુસ્તક પણ તેમના ઉદાર આશ્રયનું ફળ છે. સ્કુલોની લાયબ્રેરી તથા લાયબ્રેરીમાં અમુક નકલો તેમના તરફથી ભેટ દાખલ મોકલવામાં આવી છે.

આશા છે કે શેઠ ફીલાચંદને હાલના કરતાં પણ વધારે માન ભવિષ્યમાં મળશે અને તેમના હાથે પરોપકારના તથા ધર્મના અનેક કાર્યો થયાં છે અને હજુ પણ થશે. પ્રભુ કૃપાથી તેઓ સુખશાંતિમાં રહી દીર્ઘાયુષ્ય ભોગવો એવી આ લેખકની મહાન પ્રભુ પાસે પ્રાર્થના છે.

પાટણ શહેરના નાગરીકો તરફથી તા. ૧-૬-૨૫ ને રોજ જે માનપત્ર તેઓ સાહેબને આપવામાં આવ્યું છે તે નિચે પ્રમાણે છે.



# માનપત્ર.

श्रीमद् गायकवाडके बृहदुहक प्रान्ते पुरे पट्टने
येनाडकाही सुख प्रसूति सदनं श्री ज्ञानवाश्रेयसे ।
यत्संश्रित्य सुख प्रसूय निरुजागेहान् प्रयान्ति स्त्रियः
श्रीमान् धन्य धनः सदा भुवि किलाचंदोस्तु मानार्हणः ॥

## દાનેશ્વરી શ્રીમાન દાતાર મંડળ રાવબહાદુર
## શેઠ કીલાચંદ દેવચંદ જે. પી. મુ. પાટણ.

પરમકૃપાળુ પરમાત્માની સૃષ્ટિમાં વસતા ભાગ્યશાળી પુરૂષો બુદ્ધિ, કાર્યદક્ષતા તેમજ પ્રારબ્ધ બળના પ્રભાવથી શ્રીદેવીના કૃપાકટાક્ષના કિરણો પોતાના ઉપર પડાવવા શક્તિમાન બની દ્રવ્ય સંપાદન કરે છે; પરંતુ તેવા ધનનો ખરો ઉપયોગ કરવાનું વિરલ પુરૂષો જ સમજી શકે છે અને તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે. આપ આ પાટણ શહેરના તેવા જ એક જ્ઞાનવાન પુરૂષ છો. આપ કેવળ સ્વાશ્રય, તેમજ વ્યાપારી કૌશલ્ય, નીતિ, ધૈર્ય અને બુદ્ધિના પ્રભાવથી દ્રવ્ય સંપાદન કરી મુંબાઇ ઇલાકામાં એક અગ્રગણ્ય વ્યાપારી બન્યા છો; અખિલ હિન્દના વ્યાપારી વર્ગમાં પણ આપ સુજ્ઞાત છો. મુંબઇમાં ધંધો ચલાવતા અને વસતા છતાં આપ આ પાટણની પ્રજાને વિસર્યા નથી. સંસ્કારી અને પરોપકારીક પુરૂષો પ્રભુના બાળકોના શ્રેયાર્થે, બલ્કે પ્રાણી માત્રના કલ્યાણ અર્થે પોતાની બુદ્ધિ, શક્તિ તેમજ દ્રવ્યનો ગજા પ્રમાણે ઉપયોગ કરે છે. આપ પણ તે ધોરણે મનુષ્યજાતિના કષ્ટ નિવારણાર્થે મુંબઇ તેમજ ઇતર સ્થળે સખાવતો કરે જાઓ છો. આપની પાસે સાદર થતી કોઇ પણ ધર્માદા ટીપણી ખાલી જતી નથી.

આવા પ્રકારની આપની લોકકલ્યાણની મતિનો ઉપયોગ આ પાટણ શહેરની બલ્કે ઉત્તર ગુજરાતની પ્રજાના લાભાર્થે કાર્યોનાં જ્વલંત દષ્ટાંતો મોજુદ છે.

મનુષ્ય દેહની મજબુતાઇ માતાના ઉદરના ગર્ભની પુષ્ટિથી જ શરૂ થાય છે. માતાઓ સશક્ત કાયમ રહે, બચ્ચાં રૂષ્ટપુષ્ટ થાય, પ્રસૂતિની

પીડા કમી થાય, તેમજ સાધન વિનાની સુવત્તીઓની યોગ્ય માવજત થાય તે સારૂ આપની કલ્યાણકારી દયામય દૃષ્ટી દોરાઈ તેથી સુંદર અને ચાલુ જમાનાને અનુકુળ એવું એક છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનીક શોધના સાધનોથી સંપન્ન પ્રસૂતિગ્રહ સ્થાપવાની ઇચ્છા પ્રદિપ્ત થઇ; અને તે સંબંધીની માગણી શ્રીમંત સરકારને સાદર કરતાં તે વધાવી લેવામાં આવી; એટલું જ નહીં પણ લગભગ એક લક્ષ રૂપીઆ જેટલી મોટી રકમની આવી સુંદર સખાવત કરનાર, પરોપકારી પુરૂષની આરસની મુખમુદ્રાની પ્રતિમા (Bust) પ્રસૂતિગ્રહમાં આપણા શિરતાજ શ્રીમંત મહારાજા સાહેબે આ મહાદાન પાટણની પ્રજાના હૃદયમાં ચિરસ્થાયી રહે તે સારૂ કૃપા કરી પ્રતિષ્ટિત કરવા ફરમાવ્યું અને તે કાર્ય પણ આ પ્રસંગેજ પુર્ણ થશે.

આપના જ્યેષ્ટ પુત્ર શેઠ છોટાલાલભાઈ જે. પી. પણ પાટણની પ્રજાના સુખદુઃખમાં અહોનિશ ભાગ લે છે અને લોક કલ્યાણ સારૂ રાજદ્વારી બાબતોમાં પણ અગ્રગણ્ય ભાગ લીધા કરે છે, એટલે આપના કુટુંબ તરફથી લોકસેવાનો સન્માર્ગ લેવાયાજ કરે છે. વળી આપ શ્રી ઘણા ધર્મચુસ્ત છતાં બીજા બે પુત્રો તથા પૌત્રને વિલાયત પ્રવાસે વેપાર, અનુભવ અને અભ્યાસ માટે મોકલી જે યોગ્ય સુધારો કર્યો છે તે પણ સમાજને ઘણો માર્ગદર્શક છે.

પાટણના નાગરિકો તેમના ઉપર થતા ઉપકારો તેમની સ્મૃતિ બહાર કહાડે તેવા કર્તવ્ય વિમૃખ નથી. નાગરિકોની સદા સાર આશિષ મેળવનારૂં પ્રસુતિગ્રહનું આપનું કાર્ય કલ્યાણકારી છે.

આ વિગેરેની આપની ઉમદા સખાવતો તથા જનસેવાથી અમારા અંતઃકરણ દ્રવિત થયાં છે. અમારી લાગણીઓની મૂર્તિમાન આવિર્ભાવ કરવા આપ સમક્ષ અમે હાજર થયા છીએ; અને તે અતિ ઉમંગભર તથા પુરી દિલોજાનથી અમારો ઉત્સાહ પ્રદર્શિત કરી આપને અભિનંદન આપીએ છીએ.

આપને પરમકૃપાળુ પરમાત્મા આવાં પરમાર્થનાં કાર્યો કરવા દીર્ઘાયુષ્ય કરો અને આપને વિશેષ દ્રવ્ય આપો અને આપની કીર્તિ દીગંત ફેલાવી આપને સુખી અને યશસ્વી કરો એ જ પ્રાર્થના.

# નિવેદન.

રાજરત્ન રાવબહાદુર શેઠ કિલાચંદભાઈ દેવચંદભાઇ જે. પી. અને " **सादी शिखामण** " માટે (લખનાર રા. રા. વકીલ વિદ્યાશંકર કરૂણાશંકર વડોદરા ધારાસભાના સભાસદ).

---

સાદી શિખામણની ચોપડી મે. રા. બા. શેઠ કીલાચંદ દેવચંદને રા. રા. મગનલાલ શંકરભાઇએ અર્પણ કરી છે. તે ગૃહસ્થ પાટણના પરોપકારી દાનેશ્વરી સખી ગૃહસ્થની સાથે તેમણે પાટણની પ્રજા ઉપર ઘણા પારાવાર ઉપકાર કરેલ છે તથા તેમણે વડોદરા રાજ્યમાં પણ છાણી અને અમરેલી વીગેરે સ્થળોએ ઘણી ઉદારતાથી પ્રજાસેવા બજાવી છે. પાટણમાં તેમની પ્રવૃત્તિ એટલી બધી આશિર્વાદ ભરેલી મેટરનીટી હોસ્પીટલ થઇ પડી છે કે તેમને લોકો ખરા અંતઃકરણથી આશિર્વાદ આપ્યા વિના રહેતા નથી. રાવબહાદુર કિલાચંદભાઇની કદર શ્રીમંત સરકાર મહારાજા સાહેબે ખુશ તેમને " રાજરત્ન " બનાવ્યા છે એટલું જ નહિ પણ તેમનું ખાસ સુંદર બસ્ટ બનાવી મુક્યું છે એ તેમને માટે બેહદ માનભરેલું છે. હમેશાં પ્રજા રાજાનાં સારાં કાર્યોની કદર કરે છે, પણ રાજા પ્રજાવર્ગની કદર કરી તેમનું બસ્ટ બેસાડે એ હિંદુસ્થાનમાં પહેલો દાખલો શ્રીમંત મહારાજા સાહેબે કરી બેસાડ્યો છે. જે કાર્ય હિંદુસ્થાનની સરકારે પણ કરેલો નથી, ને કોઇપણ દેશી રાજ્યકર્તાએ બેસાડ્યો નથી તે શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવની સરકારે કરી પોતાની ઉદાર વૃત્તિનો દાખલો બેસાડી બીજા રાજ્યકર્તાઓને એક પાઠ શીખવ્યો છે. હંમેશા સારી કેળવણી, સારૂં ચારિત્ર અને સારી કારકીર્તિ જ પ્રજાના સુખના સાધનો થઈ પડે છે. મે. રા. બા. કિલાચંદભાઇને બ્રિટિશ ગવર્મેન્ટે જે. પી. બનાવી રાવબહાદુર બનાવ્યા છે જેથી બ્રિટિશ સરકારે પણ તેમના સારાં કામની સારી કદર કરી છે. તેઓ શ્રીમંત ગાયકવાડ તથા

બ્રિટિશ સરકારના માનીતા થઇ પડયા છે. તેથી તેમનું ચારિત્ર ઘણું મનન કરવા જેવું, ઘણું ઉપદેશક અને ઘણું વખાણવા જેવું, સમજવા જેવું, અને બોધ લેવા જેવું છે. ન્હાનપણમાંથી આપકમાઇ અને નાનામાંથી મોટા બની છાંયાતડકા જોઇ અત્યારે પારસમણી જેવા દીપી રહ્યા છે એ અહો ભાગ્યની વાત છે. તેમણે પોતાના લાગતાવળગતાઓને પણ ઠેકાણે પાડી તેઓમાંના ઘણાને લક્ષાધિપતિ બનાવી દીધા છે. તેઓમાંથી એક ગૃહસ્થે તો પાટણમાં રા. બા. કિલાચંદભાઇની યાદગીરી રાખવા માટે ટાવર બનાવવા લગભગ તેર હજાર રૂપીઆ જેવી સુંદર રકમ આપી છે. આ ઉપરથી જણાશે કે રા. બા. કિલાચંદભાઇ તરફ મુંબઈ તરફના ગ્રહસ્થોને કેટલો ચાહ છે.

મ્હારે કહેવું જોઇએ કે તેમની વૃદ્ધાવસ્થામાં દુઃખ પડી તેમના ધર્મપત્ની અ. સૌ. કેશરબા કેશર જેવા હોઈ શુદ્ધ બુદ્ધિશાળી, પરોપકારી, કાર્યકુશળ, મળતાવડા અને ઘણા કાર્યદક્ષની સાથે સર્વ રીતે નિપુણ હોઇ તેઓ એક આદર્શ ગ્રહણી તરીકે દીપી નીકળ્યાં હતાં તેવામાં તેમનું મરણ લગભગ ૫૦ વર્ષની વયે ત્રણ ચાર દહાડાના રોગગ્રસ્થ થઈ સ્વર્ગવાસી થયાં છે તેથી તેમના કુટુંબને તથા સ્નેહી મંડળને ભારે દુઃખ થયું છે. અત્યારે આપણે હવે તેમનો આત્મા પરમશાન્તિ પામો એજ ઇચ્છીશું. તેવણ પાછળ પાંચ પુત્ર ને ચાર દિકરીઓ મુકી ગયાં છે એજ તેમની પ્રસાદી કહ્યા વિના ચાલે તેમ નથી. પાછળ પુત્રો તથા પુત્રીઓ પણ તેમનાં જેવાં જ પરોપકારી વૃત્તિવાળા અને સુશીલ છે, તેથી તેમનું કુટુંબ સુખી કહ્યા વગર ચાલતું નથી. વળી મર્હુમ બાઇ સાહેબની યાદગીરી કાયમ રાખવા માટે મહેસાણે–બહેરાં–મુંગાની સ્કુલ માટે દશ હજાર રૂપીઆની જમીન તથા પચીશ હજાર રોકડા આપી સ્કુલ બનાવવા માટે તથા અ. સૌ. કેશરબાનું નામ કાયમ રાખવા માટે ઉમદા સખાવત બતાવી છે તે નહીં ભુલાય તેવી છે. તેમના વડીલ પુત્ર મે. જે. પી. છોટાલાલભાઈઘણાજ બાહોશ ને જાહેર કામોમાં ઘણોજ આગળ પડતો ભાગ લઈ પ્રજાની નિસ્વાર્થ સેવા બજાવે છે. તેઓ વડોદરા રાજ્યના રેલવે બોર્ડના મેમ્બર તથા મુંબઈમાં ઓનરરી માજીસ્ટ્રેટ અને

પોર્ટટ્રસ્ટના મેમ્બર છે. તેઓ ઉદાર અને ઘણા પરોપકારવૃત્તિવાળા કાર્યદક્ષને બુદ્ધિશાળી છે, વળી તેઓ સાહસિક વહેપારી અને સખી ગૃહસ્થ તરીકે પંકાએલા છે, ઉછળતા ગ્રંથકારોને સારી મદદ આપતા હોવાથી તથા ગુપ્તપણે પણ ઘણી સખાવત કરનાર હોઈ કોઇપણ ગરીબગરબાને તન, મન અને ધનથી મદદ કરવામાં હમેશાં તત્પર રહેનારા ગૃહસ્થ છે. સાદી શિખામણનું પુસ્તક જો કે પ્રગટકર્ત્તાએ જાતે રચ્યું નથી પણ રચના કર્યા કરતાં પુસ્તક માટે સંશોધન કર્યું એ કાર્ય ઘણું વસમું અને ઘણું અઘરૂં અને કઠણ થઇ પડે તેમ કહ્યા વગર ચાલતું નથી. સંશોધનકાર મી. મગનલાલભાઇ આજ સાત વર્ષથી સાદી શિખામણ વિધવિધ ગ્રંથકારોના પુસ્તકો વાંચી તેમાંથી મનપ્રસંદ સંશોધન કરવાની મહેનત, જેહમત એટલી છે કે તેમને ઉદ્દેશવા નવા ગ્રંથો શોધી તેમાંથી ઉપયોગી, રસીક, મનપ્રસંદ, ચાનક આપનારા, પ્રજાને પ્રિય થઈ પડે તેવા અને જનસમુદાયને કેવી રીતે લહેજતદાર લાગશે, કેવી રીતે ચાનક આપનાર થશે તે માટે તેમને ખાસ સંભાળ અને ખાસ લક્ષ આપવું પડ્યું છે. જો કે ડગલેનેપગલે અને લાઇનેલાઇનિ, પાનેપાને મોતીની માળાઓ, હીરાના ઝુસખાં અને પન્ના માલુમ પડે છે. તે ગરીબ તવંગરોને અને ભણેલ અભણને તથા તે વિદ્વાન અવિદ્વાનને સરખા ઉપદેશદાયક થઈ પડે તેવા બોધો અને તેવા ઉપદેશો, તેવી હારમાળા અને તેવી મુલ્યવાન અમુલ્ય અને જેની કરોડો, અબજો અને બદકે સાચું કહું તો જેની કીમતજ થાય નહિ તેવી આ સાદી શિખામણની ચોપડી પ્રજાને ઉપયોગી થઇ પડે તેવી છે. મી. મગનલાલભાઇ પટેલે પોતાના બુદ્ધિ ચાતુર્યનો ખીમો કરી સારા સારા ગ્રંથમાંથી દોહન કરી દહીં વલોવી માંખણ તૈયાર કર્યું છે તે બેશક વખાણવા જેવું અને પ્રશંસાપાત્ર જેવું અને ખરેખર જનસમાજની ઉપર ઉપકાર કરવા જેવું કહી પોતાની જનસમાજ પ્રત્યે શું શું ફરજ છે તે તેમણે બરોબર બજાવી પ્રજા ઉપર ઉપકાર કર્યો છે એમ કહ્યા વગર

ચાલતું નથી. હવે પ્રજાએ તેમની કદર કરી તેમને આશ્રય આપવો એવી મ્હારી ભલામણ છે. આશા છે કે દરેક રાજ્યકર્તાઓએ, દરેક કેળવણીખાતાએ આ પુસ્તકની કદર કરી આશરો આપી છેવટે એક એક કોપી પણ ખરીદ કરી કર્તાએ લીધેલા શ્રમનો બદલો આપશે. જો ખરીદ કરવાની ખાત્રી આપશે તો પ્રજાએ લીધેલ શ્રમનું કંઇક અંશે સાર્થક થયું છે એમ કહીશું. હમેશાં દી ઉગે પુસ્તકનો રાફડો ફાટયો છે અને નવિન નવિન જાતનાં પુસ્તકો બહાર પડે છે. તેમાં કોને કોને આશરો આપવો એ પણ આજકાલ વિચિત્ર સવાલ થઈ પડયો છે.

સાદી શિખામણ જ્યારથી સાંજ વર્તમાનમાં પ્રગટ થવા માંડી છે ત્યારથી એ સાદી શિખામણ મ્હને તો ગળ્યું મધ, સાકર જેવું અને અમૃત તુલ્ય લાગ્યું છે એ બાબત જો આપણે તપાસીશું તો જુદા જુદા કવિઓ, વિદ્વાનો, મહાનપુરૂષો ને મહાત્માઓની અમૃતતુલ્ય ઉત્તમ પ્રસાદી, મહાત્માઓનું જીગર અને મહાત્માઓએ શ્રમ લઇ મગજનો ખીમો કર્યો છે તેનું દોહન છે એમ કહ્યા વગર ચાલે તેમ નથી; માટે ગરીબ કે તવંગરે આ પુસ્તકની એકેક નકલ ખરીદી પોતાની લાયબ્રેરી દીપાવવા માટે હું છાતી ઠોકીને કહું છું કે એની કીંમત કોઇ રીતે વ્યર્થ જશે નહીં. કારણકે એ ગ્રંથ ભવિષ્યમાં પણ પોતાના બાળબચ્ચાંને ઘણો કીંમતી ખજાનો અમુલ્ય થઇ પડયા વગર રહેશે નહિ. આજકાલના પુરૂષો પોતાના બાળબચ્ચાંને પૈસાનો, ઘરેણાંનો, સારા લુગડાંનો જે વારસો આપે છે તેના કરતાં હજાર દરજ્જે લાખ દરજ્જે અગર કરોડ દરજ્જે આવા પુસ્તકોનો વારસો આપવો એ તેમને જવાહીરની બક્ષિશ કરવા બરોબર છે, માટે વાંચકોએ આ ઉપર લક્ષ આપવા વિનંતી છે.



# બે બોલ.

મુંબઈમાં પ્રસિદ્ધ થતા દૈનિક સાંજ વર્તમાન પત્રમાં " સાદી શિખામણુ " નો વિષય જ્યારથી મેં લખવા માંડયો ત્યારથી જ મ્હારા ઉપર સાહિત્યના શોખીનોના અનેક પત્રો આવવા લાગ્યા હતા, પણ તે વખતે સદરહુ પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે હું કેટલાક કારણોથી તૈયાર નહોતો. આજે પાટણના પ્રસિદ્ધ શેઠ રા. બા. કીલાચંદભાઈના ઉદાર આશ્રયથી મને આ તક મળી છે. આજથી બે વર્ષ પૂર્વે પાટણના મારા વિદ્વાન મિત્ર વડોદરા ધારાસભાના સભાસદ વકીલ વિદ્યાશંકર કરૂણાશંકરે આ પુસ્તકને સત્વર જન્મ આપવાને અનહદ ઉત્સાહ બતાવેલો એટલું જ નહિ પણ મને કેટલીક જાતની મદદ આપવાની મરજી બતાવેલી તે ઉપરથી સદરહુ પુસ્તક બહાર પાડવાને માટે પ્રયત્ન શરૂ કર્યો. મ્હારા એક શિષ્ય રા. મહિદાસ પ્રેમજી પટેલને સદરહુ કામ પ્રથમ સોંપવામાં આવ્યું હતું, પરન્તુ તેમનાથી યોગ્ય મદદ વિના આ કામ પાર નહિ પડતાં અમારા જ્ઞાતિરત્ન રા. રા. દેસાઇ ચંદુલાલ મણીલાલ વિરમગામનિવાસી કે જે હાલ જોન્સ એન્ડ ફ્રેન્ટસ મરચન્ટસ છે તેમના પાસે વિનતિ કરતાં પોતાથી બનતી મદદ આપવાનું વચન આપ્યું. તે ઉપરથી મેં સાદી શિખામણના દસ ફોર્મ કે જે મ્હારી પાસે તૈયાર હતાં તે પ્રસિદ્ધ કરવાને મહિદાસભાઈને આપ્યાં. તેમણે ઘણો શ્રમ કરી સદરહુ દસ ફોર્મ છાપી તૈયાર કર્યા એટલામાં તેમની શરીર પ્રકૃતિ અચાનક બગડતાં સદરહુ કામ તદ્દન બંધ પડયું. તેને આજ બે વર્ષ થયાં છતાં પુસ્તક પ્રગટ થઈ શકયું જ નહિ એટલે સદરહુ દશ ફોર્મને બાદ કરી બીજા પુસ્તક રૂપે આ સાદી શિખામણનું પુસ્તક આપના સમક્ષ રજુ કરવા વિચાર કર્યો છે.

સદરહુ પુસ્તક કાંઇ વાર્તાનું કે નોવેલ કલ્પિત કથા નથી એટલે તેનો સંબંધ જાળવવા જરૂર રહેતી નથી એટલું જ નહિ પણ જ્યાંથી શરૂ કરો ત્યાંથી સરખો રસ વાંચક વર્ગને આવી શકે છે.

હવે જ્યારે પ્રભુ કૃપાથી રા. મહીદાસભાઇની તબીયત સારી થાય અને તેમનાં સ્વાધીન રહેલાં દશ ફોર્મ પુસ્તકને આકારે પ્રસિદ્ધ થાય તેને પુસ્તક પહેલું સમજી લેવા વાંચકવૃંદ કૃપા કરશે.

અવાર નવાર જ્યારે મારૂં પાટણ આવવાનું થાય ત્યારે વિદ્યાશંકરભાઈ સદરહુ પુસ્તક બહાર પાડવાની અંતઃકરણથી લાગણી બતાવે અને તેના સાથે યોગ્ય મદદ આપવા અપાવવાને બનતો પ્રયાસ કરે તે ઉપરથી મારો વિચાર એ દસ ફોર્મને બાદ કરી પુસ્તક બીજા રૂપે વર્તમાં મહારા પાસે જે ભાગો તૈયાર છે તે પ્રસિદ્ધ કરવાની મેં ઇચ્છા બતાવી. તે ઉપરથી તેમણે સદરહુ પુસ્તક પાટણના શ્રીમાન રા. બા. કીલાચંદ દેવચંદ જે. પી. ને અર્પણ કરવાની મને યોગ્ય સલાહ આપી એટલે હું તેઓ શ્રીમાનના મહાન સદ્દગુણોથી તલ્લીન થતાં તેઓશ્રી પાસે યોગ્ય મદદ માગવા જતાં તેઓશ્રીએ ઘણી રાજી ખુશીથી મને પોતાના પવિત્ર અભિધાન સાથે યોગ્ય મદદ આપી મહાન આભારી કર્યો છે અને તેઓશ્રીના મહાન આશ્રયથી જ સદરહુ પુસ્તક આપની સમક્ષ મુકવા આજ હું શક્તિમાન થયો છું, તેનું માન મે. વિદ્યાશંકરભાઇને ઘટે છે. તેઓ શ્રીમાન હોવા છતાં ગરીબ માણસોને પ્રેમથી ચાહે છે એટલું જ નહિ પણ કોઇપણ અનાથ તેના પાસે આવ્યો હોય તો તેને યોગ્ય મદદ કરાવી સનાથ કરવા ચુકતા નથી. તેઓ વિદ્યાવિલાસી અને અનાથોના આશ્રયદાતા છે. સાંપ્રત સમયમાં એવા પરોપકારી વિરલા સજ્જનો જવલ્લે જ હશે.

સદરહુ પુસ્તકની કદર સાક્ષર લોકોએ કરી છે, અને હજુ પણ કરશે એવી મને આશા છે. જે વખતે સદરહુ વિષય સાંજવર્તમાન પત્રમાં છપાતો હતો, ત્યારે સદરહુ અમૂલ્ય વિષય પુસ્તકના આકારે બહાર પાડવા માટે એકથી અનેક માગણીઓ વખતો વખત મહારા ઉપર આવતી, પરન્તુ કામની વ્યવસાયને લીધે સદરહુ કામ તાત્કાલિક કરવાને માટે મને યોગ્ય તક નહિ મળતાં અગાઉથી આશ્રય આપનાર ગુણી ગ્રાહકોને કાંઇ રાહ જોવી પડી હશે તેને માટે મને દરગુજર કરશે એવી આશા છે.

સદરહુ પુસ્તકની પ્રસ્તાવના લખવાને માટે કડી પ્રાન્તના મે. એ. ઈ. ગોકલદાસભાઇએ અતિશે પ્રેમથી પોતાનો ઉત્સાહ બતાવ્યો તે ખાતે તે વિદ્વાન મહાશયનો આ જગ્યોએ મહાન ઉપકાર માનું છું; કારણકે તેઓ કેળવણીની ખરી કદર કરનારા વિદ્વાન સાક્ષર છે. તેઓશ્રીનું લખેલું નેપોલિયનનું જીવન વૃત્તાંત જેણે વાંચ્યું હશે તેમને તેમના બહોળા જ્ઞાનનો અનુભવ સહેજ થયો હશે.

સદરહુ પુસ્તક મહાત્મા પુરૂષોની પ્રસાદી છે અને મેં તો મારા વાંચનમાંથી નિરનિરાળે સ્થળેથી મને પ્રસંદ પડતી વાનીઓ એકઠી કરી છે એટલે એમાં મારૂં કાંઈ નથી એમ કહું તો કાંઈ ખોટું નથી ! માટે જે જે ગ્રંથો ઉપરથી અમુલ્ય વચનો ચુંટી કાઢેલાં છે તે તે ગ્રંથકર્ત્તાઓનો હું ઋણી છું.

પુસ્તક લખી પ્રસિદ્ધ કરવાનું કામ કેટલું વિકટ છે એ " શું જાણે વંધ્યા સુવાવડની પીડ " વિદ્વાન વિના કોઈ જાણી શકે નહિ એટલે તે વિષે વિશેષ લખવું તે નિરર્થક છે; છેવટે પણ કહ્યા વિના ચાલતું નથી કે આ પુસ્તક બહાર પાડવામાં મહારા પરમ સ્નેહી વિદ્યાશંકરભાઇની મને પુરતી મદદ ન હોત તો આ કાર્ય હું સાંગોપાંગ પાર પાડી શકત જ નહિ; એટલે આ જગ્યોએ પુનઃ તેમનો ઉપકાર મારે ભુલવો જોઇતો નથી.

હંસ જેમ દુધને લઇ પાણીનો ત્યાગ કરે તેમ આ પુસ્તક તરફ દોષ દ્રષ્ટિ નહીં કરતાં હંસરૂપ થઈ મહારી થએલી ભુલોની માફી આપવા કૃપાવંત થશોજી.

સદરહુ વિષય જ્યારે સાંજવર્તમાન પત્રમાં પ્રસિદ્ધ થતો હતો ત્યારે ઘણાક સજ્જનો ઉત્સાહથી તેનો લાભ લેતા ને દર શનીવાર અગર બુધવારના સાંજવર્તમાન પત્ર વાંચવાની તીવ્ર ઇચ્છા જણાવતા, તે ઉપરથી તથા કેટલીક હાઇસ્કુલોમાં તથા આશ્રમોમાં, રીડિંગ રૂમોમાં તથા શ્રીમાનોની નોંધપોથીમાં સદરહુ વિષયની કોપીઓ થતી મેં જાતે જોઇ છે, તે ઉપરથી મને લાગ્યું કે અમૂલ્ય વચનોનો સંગ્રહ લોકોને

બહુજ રૂચીકર છે. આ મ્હારૂં આરંભેલું કાર્ય સત્વર પુસ્તકના આકારે બહાર પડે તો જનસમાજને બોજા રૂપ નહિ થતાં અતિ ઉપયોગી થઇ પડશે એવી મને સચોટ ખાત્રી થઇ.

સાંજ વર્તમાનપત્રના અધિપતિ અને માલિકે મ્હારી વીણી કાઢેલ "સાદી શિખામણ" ને પોતાના બહોળા ફેલાવો પામેલ પેપરમાં યોગ્ય સ્થાન આપી વાંચકવર્ગને જે અમુલ્ય લાભ આપ્યો છે તે ખાતે હું તેમનો પણ ઉપકારી છું. હું કાંઇ વિદ્વાન કે સાક્ષર નથી તેમ પુસ્તક લખવાનો મારો ધંધો નથી. આતો મહાન પુરૂષની પ્રસાદી મેં ચાખીને તે સ્વાદિષ્ટ લાગવાથી અન્યને ચખાડવાને પ્રયાસ કર્યો છે એટલે એમાં મ્હારે કાંઇ આત્મશ્લાઘા કરવાનું રહેતું નથી. મને આશા છે કે શ્રીમાન અને સાક્ષર વર્ગ સદરહુ વિષયને યોગ્ય ગણી માન આપશે તો મ્હારા કાર્યમાં વિશેષ ઉત્સાહ ઉત્પન્ન થઇ ત્રીજું પુસ્તક થોડી મુદતમાં બહાર પાડવા હું શક્તિવંત થઇશ.

| | |
|---|---|
| **પાટણ**—(ઉત્તર ગુજરાત)<br>તા. ૧—૯—૨૬. ૧૯૮૨ ના<br>શ્રાવણ વદી ૧ બુધવાર. | લી. ભવદિય,<br>**મગનલાલ શંકરભાઇ પટેલ**<br>જ્ઞાનદીપક અને સુખીસદનના કર્ત્તા. |



# બીજી આવૃતિ

## વિષે

## (બે બોલ)

આ પુસ્તકની પહેલી આવૃતિ એક વર્ષમાં ખપી જવાથી અનેક સજ્જનોના આગ્રહથી આ બીજી આવૃતિ કાઢવાની મને જે તક મળી છે તેને માટે વાચકવૃંદનો આભાર માનું છું. "સાદી શિખામણ" નો સત્કાર સાક્ષર વર્ગ તરફથી પણ સારો થયો છે એ જ તે પુસ્તકનું ઉપયોગીપણું બતાવી આપે છે. પેહ્લી આવૃતિમાં વિષયની અનુક્રમણિકા દાખલ કરવામાં આવેલી નહિ હોવાથી વાંચકવર્ગને અમુક અગવડતા આવતી તે આ બીજી આવૃતિમાં દુર કરવામાં આવી છે; એટલું જ નહિ પણ સાક્ષરોની સુચનાને માન આપી યોગ્ય સુધારો વધારો કરવામાં આવ્યો છે. કામની વ્યવસાયને લઇને પ્રુફ સુધારવાનું કામ મહારા પરમસ્નેહી મિત્ર જયશંકર ગણપતરામે પોતાના વખતનો ભોગ આપી કરેલું છે તે ખાતે તેમનો ઉપકાર માનું છું. આશા છે કે જનસમાજ આ નીતિ ધર્મના વિષયના પુસ્તકને પ્રેમથી વધાવી લેશે તો પ્રકાશકને પોતાના કાર્યમાં અધિક ઉત્સાહ થશે એજ અગ્રિમ વિનંતી.

સંવત ૧૯૮૪ના મહા શુદી ૧૩

મુ. પાટણ
ગુગડી દરવાજે
(ઉત્તર–ગુજરાત)
તા. ૧–૨–૧૯૨૮

લિ. ભવદિય
**મગનલાલ શંકરભાઈ પટેલ**
"સાદી શિખામણ"ના પ્રકાશક

# અમારાં પુસ્તકો નીચેનાં સ્થળેથી મળશે.

**પાટણ**—ચમનલાલ મગનલાલ ગંજબજાર.

**અમદાવાદ**—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણ દરવાજે.

,, ગુજરાત સાહિત્ય મંદિર-ફુવારા પાસે.

,, સ્વામિનારાયણ માસિકપત્રની ઓફીસ-પાંચકુવા હરણ પોળ.

**મુંબઈ**—એન. એમ. ત્રિપાઠી-પ્રિન્સેસ સ્ટ્રીટ.

,, શા. મેઘજી હીરજી જૈન બુકસેલર, શ્રી મેઘરાજજી પુસ્તટ ભંડાર ગોડીજી મહારાજની ચાલ-પાયધૂની.

,, વર્ધમાન એન્ડ સન્સ બુકસેલર-પ્રિન્સેસ સ્ટ્રીટ.

,, એલ. એમ. ઠક્કર-કાલબાદેવી.

,, શિવલાલ મગનલાલ પટેલ-ગિરગામ બેક રોડ, રાવ બહાદુર શેઠ ફીલાચંદ દેવચંદ જે. પી.ને બંગલે.

**જુનાગઢ**—નારણભાઈ ઝવેરભાઇ-રેલ્વે ઈસ્પિતાલ.

,, મહીદાશ પ્રેમજી પટેલ-કાળવે દરવાજે, પ્રકાશપુરી.

**ભાવનગર**—ગોપાળજી ખીમજી પટેલ-સાંકડી શેરી.

પાટણ. (ઉત્તર ગુજરાત.)

**મગનલાલ શંકરભાઈ પટેલ,**
"સાદી શિખામણ"ના પ્રકાશક.

સાંજ વર્તમાનમાં પ્રગટ થતી

## સાદી શિખામણ.

### પુસ્તક ૧ લું.

સદરહુ પુસ્તક રા. રા. ચંદુલાલ મણીલાલ દેશાઇને અર્પણ કરેલ છે. કીંમત રૂા. ૧–૦–૦ પોસ્ટેજ જુદું.

## સાદી શિખામણ.

### પુસ્તક ૨ જું (બીજી આવૃતિ)

નામદાર વડોદરાના કેળવણી ખાતાએ નંબર ૫૪૧ તા. ૨–૬–૨૭ થી સ્કુલ લાયબ્રેરી માટે મંજુર કરેલ છે. સદરહુ પુસ્તક પાટણના શ્રીમાન રાવબહાદુર કીલાચંદ દેવચંદ જે. પી. ને અર્પણ કરેલ છે. કીંમત રૂા. ૨–૦–૦ પોસ્ટેજ જુદું. પાકું પાકું સોનેરી નામ સાથે.

## સાદી શિખામણ.

### પુસ્તક ૩ જું.

નામદાર વડોદરાના કેળવણી ખાતાએ ઠરાવ નં. $\frac{૨૫}{૮૪}$ જા. અં $\frac{૭૬૦}{૮૪}$ તા. ૨–૩–૨૮ થી સ્કુલ લાયબ્રેરી માટે મંજુર કરેલ છે. સદરહુ પુસ્તક મુંબઇના શ્રીમાન રાવબહાદુર કરમસી દામજી જે. પી. ને અર્પણ કરેલ છે. પાકું પુંઠું સોનેરી નામ સાથે કીંમત રૂા. ૨–૦–૦ પોસ્ટેજ જુદું.

## સાદી શિખામણ.

### પુસ્તક ૪ થું.

નામદાર વડોદરાના કેળવણી ખાતાએ ઠરાવ નં. $\frac{૭૨}{૮૪}$ જા. અં. $\frac{૯૧૨}{૮૪}$ તા. ૨–૩–૧૯૨૮ થી સ્કુલ લાયબ્રેરી તથા ઈનામ માટે મંજુર કર્યું છે. સદરહુ પુસ્તક પાટણના શ્રીમાન શેઠ પુનમચંદ લલ્લુચંદને અર્પણ કરેલ છે. કીંમત રૂા. ૨–૦–૦. પોસ્ટેજ જુદું. પાકું પુંઠું સોનેરી નામ સાથે.

પાટણ. (ઉ. ગુજરાત) } મગનલાલ શંકરભાઇ પટેલ
પ્રકાશક.

# સચિત્ર પ્રેતાત્મવિદ્યા.

[ લેખક—ચુનીલાલ વર્ધમાન શાહ ].

ભૂત-પ્રેત કેટલે અંશે ખરાં છે, કેટલે અંશે ખોટાં છે, ભૂતોના કેટલા પ્રકાર છે, તે કેવા ચમત્કારો અને સારાં માઠાં કાર્યો કરે છે, ભૂતના વળગાડમાંથી બચવાના ઉપાયો, ભૂતોના સંદેશા, પ્રેતાવાહનની રીતો, ભૂતોના ફોટોગ્રાફો ઇત્યાદિથી ભરપૂર ૩૭૦ પૃષ્ઠનો, ચિત્રો સાથેનો સુંદર પાકા પૂંઠાનો ગ્રંથ. મૂલ્ય રૂ. ૪. પોસ્ટેજ વધારે.

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક.

**ગ્રંથ ૧ લો**—માનસવિદ્યા અથવા મેંટલ સાયન્સ, આકર્ષણ વિદ્યા અથવા પર્સનલ મેગ્નેટિઝમ, મસ્તકવિદ્યા અથવા ફ્રેનોલૉજી; માનસ સંદેશવિદ્યા અથવા મેંટલ ટેલીપથી, મોહિનીવિદ્યા અથવા મેસ્મેરિઝમ, પ્રેતાવાહન વિદ્યા અથવા સ્પિરિચ્યુએલિઝમ, ત્રિકાળદર્શનવિદ્યા, મંત્ર-યંત્ર-તંત્ર વિદ્યા, સ્વપ્નવિદ્યા, શકુનવિદ્યા, હસ્તાક્ષર પરીક્ષણવિદ્યા, કોકશાસ્ત્ર અને રતિવિદ્યા; ૧૪ વિદ્યાઓના ૧૪ ખંડ, ૯૬૯ બાબતો, ૧૦૯ ચિત્રો અથવા આકૃતિઓ અને ૪૨૦ પૃષ્ટનો પાકાં પુંઠાંનો ગ્રંથ. મૂલ્ય રૂ. ૫. થોડીજ નકલો સીલીકે છે.

**ગ્રંથ ૨ જો**—સ્વરોદય વિદ્યા, યોગવિદ્યા, સૂર્યચક્ર જ્યોતિષ અથવા જન્મતારીખ ઉપરથી ભવિષ્યપરીક્ષણ, સંવત્સર પરિજ્ઞાન, રમલવિદ્યા, મુહૂર્ત પરિજ્ઞાન, પ્રશ્નફળ વિચાર, જાદુવિદ્યા, હસ્તસામુદ્રિક વિદ્યા, મુખસામુદ્રિક વિદ્યા, મંત્ર વિજ્ઞાનવિદ્યા, યંત્રસાધનવિદ્યા, તંત્રપ્રયોગ સંગ્રહ, દાંપત્યવિજ્ઞાન વિદ્યા: ૧૪ વિદ્યાના ૧૪ ખંડ, ૪૨૪ પૃષ્ઠ, ૧૨૦૦ બાબતો, ૧૯૦ ચિત્રો તથા આકૃતિઓ, મૂલ્ય રૂ. ૫.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**

ત્રણ દરવાજા, **અમદાવાદ.**

તૈયાર છે ! સચિત્ર આવૃત્તિ છઠ્ઠી તૈયાર છે !

સ્ત્રી–પુરૂષનો સાચો સલાહકાર

# વિવેક વિલાસ

આ કીંમતી લોકપ્રિય ગ્રંથના રચનાર આચાર્ય શ્રીજિનદત્તસૂરીશ્વરજી છે. કેવળ ઉપકાર બુદ્ધિથીજ ગ્રંથના રચનારે, સકળ શાસ્ત્રોના સારભૂત તત્વો, સિધાન્તો તથા સંસારના પ્રચલિત વ્યવહારોને અતિ ઉત્તમ રીતે આ ગ્રંથમાં યોજેલા છે. જેવા કે શુકન શાસ્ત્ર, વૈદ્યક શાસ્ત્ર, રતિ શાસ્ત્ર, સામુદ્રિક શાસ્ત્ર, દર્શન શાસ્ત્ર, ધર્મ શાસ્ત્ર, નીતિ શાસ્ત્ર, જ્યોતિષ શાસ્ત્ર, રૂતુચર્યા આદિ અનેક વિષયોનો અતિ નિપુણતાપુર્વક આ ગ્રંથમાં સમાસ કરવામાં આવ્યો છે. વર્તમાન યુગમાં લગ્ન, બ્રહ્મચર્ય, જીવન અને સંતતિ સંબંધી જે ભયંકર અજ્ઞાનતા ચાલી રહી છે તે દુર કરવાને માટે આ ગ્રંથ આગ્સી સમાન આદર્શ છે. આ ગ્રંથમાં પ્રગટ કરવામાં આવેલા અનેક વિષયોમાંથી માત્ર નીચેનાં એક જ વિષય ગ્રંથની ઉત્તમતાની ખાત્રી આપી શકશે.

## સ્ત્રી પરિક્ષા !

કયા લક્ષણો વાળી કન્યા ઉત્તમ ગણાય, સ્ત્રીઓની પ્રસન્નતા કેવીરીતે પ્રાપ્ત કરાય, સ્ત્રી સાથે પ્રેમ રાખવાનાં કારણો, સ્ત્રીનો શુદ્ધ પ્રેમ પ્રાપ્ત કરવા કયારે ભાગ્યશાળી થવાય, રતિપ્રિય સ્ત્રીઓ પાસે દુર્ગચ્છા કરવાનું પરિણામ, સ્ત્રીઓને ચુંબન કરવાનાં કારણો રાગ–પ્રેમ વિનાની સ્ત્રીઓનાં લક્ષણો, મર્કટ સમાન મન, કામાતુર સ્ત્રીઓનાં લક્ષણો. કેવી સ્ત્રીનો ભોગ કરવો, ગંધ અને કેશ ( વાળ-બાલ ) ઉપરથી થતી સ્ત્રી પરિક્ષા, પતિની ગેરહાજરીમાં કુલીન સ્ત્રીઓને પાળવાના નિયમો, રજસ્વળા વખતની ફરજો, ગર્ભધાન વિધી, ગર્ભવૃદ્ધિના નિયમો, બાળક જન્મ સમયના નક્ષત્રોની અસર, વિગેરે વિગેરે. પુરૂષના લક્ષણો અને નિયમો પણ એજ પ્રકારે આપવામાં આવ્યા છે. મુંબઇની યુનીવર્સીટીએ આ ગ્રંથને બી. એ. ની પરિક્ષા

માટે નિર્માણ કરેલો છે. સ્ત્રી પુરૂષના લાક્ષણિક ભેદો શશક, મૃગ, વૃષભ અને અશ્વ (આ પુરૂષના ભેદ) તથા પદ્મિની, હસ્તિની, ચિત્રિણી અને શંખિણી (આ સ્ત્રીના ભેદ) ઉપરાંત સ્ત્રીની હસ્તરેખા તેમજ જીવતા મનુષ્યની દશ દિશાઓ બતાવતા ભાવવાહિ દશ આકર્શક ચિત્રો આપવામાં આવ્યા છે. આ છઠી આવૃતિ ઘણાજ સુધારા વધારા સાથે, સામાન્ય વાંચકને પણ સરળ થઈ પડે તેવીરીતે તૈયાર કરાવી છે. ચાર વર્ષ જેટલા ટુંક સમયમાં પાંચ પાંચ આવૃત્તિઓ ખપી જવી એજ આ ગ્રંથની ઉપયોગીતા, ઉત્તમતા અને લોકપ્રિયતા સિદ્ધ કરવા માટે બસ છે. સુંદર પ્રીન્ટીંગ, દશ ચિત્રો અને પાકા બાઈન્ડીંગ છતાં કિં. માત્ર રૂ. ૪ પોસ્ટેજ ખર્ચ વિશેષ.

(શા. મેઘજી હીરજી જૈન બુકસેલર.)

**શ્રી. મેઘરાજ પુસ્તક ભંડાર.**

ગોડીજી મહારાજની ચાલ, પાયધુની, મુંબઈ.

---

## અગાઉથી આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોના મુબારક નામો.

| | | |
|---|---|---|
| ૧૦ | અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર સંસ્થાન વળાના નામદાર ઠાકોરસાહેબ બહાદુર | વળા |
| ૧૦૦ | શ્રીમાન રાવબહાદુર શેઠ કીલાચંદ દેવચંદ જે. પી. | પાટણ |
| ૧ | રા. રા. શેઠ હોરમસજી ફરામરોજ | રાજકોટ |
| ૧ | રા. રા. શેઠ ચાંપશી જીવણદાસ | મુંબઈ |
| ૧ | રા. રા. નવરોજી સોરાબજી વાડીયા | સુરત |
| ૧ | રા. રા. કરમશી વિસરામ ચાવડા | બાકારો |
| ૧ | રા. રા. કલ્યાણરાય હરીદાસ છાયા | માંડવી |
| ૧ | રા. રા. શાહ પાનાચંદ લક્ષ્મીચંદ | પોરબંદર |
| ૫૦ | રા. રા. પુંજાભાઈ ઈશ્વરભાઈ પટેલ | પાદરા |



# સાદી શિખામણ પુસ્તક ૨ જું.

## બગીચો પહેલો.

## વિવિધ જ્ઞાનોપદેશ.

### ફુલછાબ ૧ લી

**શ્રદ્ધાથી સર્વ કાર્ય બની શકે છે.**

જો ખરેખરી શ્રદ્ધા રાખવામાં આવે તો મનની ધારણા પ્રમાણે ફળ મળી શકે છે. તે વિષે એક સાધારણ દૃષ્ટાંત છે તે એ કે, એક ફકીરને બાદશાહની બેટી પરણવાની ઇચ્છા થઈ. તેથી તેણે બાદશાહ પાસે જઈ તેની દીકરીને પરણવાની ઇચ્છા જણાવી. બાદશાહ આ ફકીરને તાત્કાલિક ના તો કહી શકે નહિ પણ તે બને તેવું એક કાર્ય બતાવ્યું. સાંઇ મહારાજ જો આપ સમુદ્રમાંથી બે પોટલી સાચાં મોતી

લગ્ન આવો તો હું મારી દીકરી આપને પરણાવું. ફકીરે શ્રદ્ધા રાખી દરિયા કાંઠે બેસી ખોબે ખોબે સાચાં મોતી કાઢવા પાણી ઉલેચવા માંડયું. આથી કરીને અડખેપડખેના લોકો ફકીરનું આ કાર્ય જોઈ હસવા લાગ્યા. પરંતુ ફકીરને તો સંપૂર્ણ શ્રદ્ધા હતી એટલે હીંમત નહિ હારતાં પોતાનું કાર્ય શરૂ જ રાખ્યું એટલે સમુદ્ર મૂર્તિમાન થઈ કહેવા લાગ્યો કે આપને શું ઈચ્છા છે? આપની ઈચ્છા હું પાર પાડીશ. એમ કહી સાચાં મોતી આપ્યાં. ફકીર તુર્ત બાદશાહ પાસે જઈ કહેવા લાગ્યો કે હે બાદશાહ ! હવે મારી શ્રદ્ધા સંપૂર્ણ થઈ છે. મારે તારી બેટી સાથે લગ્ન કરવાં નથી. એ તો તારા પુરૂષાર્થની પરિક્ષા કરતો હતો.

## રાજનીતિ.

(૧) મોટું અથવા નાનું કામ કરવાને જે ઈચ્છે છે તેણે દરેક યત્નથી કરવું એ ગુણ સિંહ પાસેથી લેવો.

(૨) બધી ઈંદ્રિયો નિયમમાં રાખવી અને દેશકાળ બરાબર જોઈને કામો કરવાં એ ગુણો બકરી પાસેથી લેવા.

(૩) ઘણો થાક હોય તો પણ ભાર વહેવો, તડકો છાંયડો જોવો અને હંમેશ વગર હઠે સંતોષપણાથી કામ કરવું એ ત્રણ ગુણો ગધેડા પાસેથી લેવા.

(૪) વહેલા જાગવું, યુદ્ધ કરવું, કણ સંગ્રહ કરવો ને તેમાંથી મિત્રોને ભાગ આપીને પછી પોતે ખાવું, એ ચાર ગુણો કૂકડા પાસેથી લેવા.

(૫) ગુપ્ત મૈથુન, ધૈર્ય, વખતે વખતે સંગ્રહ કરવો, સાવધાન-પણાથી રહેવું અને કોઈનો પણ વિશ્વાસ ન કરવો એ પાંચ ગુણો કાગડા પાસેથી લેવા.

(૬) વખતે ઘણું ખાવું ને વખતે થોડું ખાઈને સંતોષ માનવો, નિદ્રા ઘણી છતાં જાગ્રત રહેવું, સ્વામીની સેવા કરવી. શૂરાપણું રાખવું અને અજાણ્યાને પેસવા ન દેવો એ છ ગુણો કુતરા પાસેથી લેવા.

## કરે તેવું પામે અને ખાડો ખોદે તે પડે તે વિષે.

"કરે તેવું પામે અને ખોદે તે પડે" એ કહેવત ઉપર એક

દૃષ્ટાંત છે કે એક ફળીઆમાં એક ફકીર હમેશાં ટેલ નાંખતો હતો તેમાં એમ કહેતો હતો કે "કરેગા સો ભરેગા તુ મતહો ઉદાસ". આ ટેલના શબ્દો એક ગૃહસ્થના ઘરની વ્યભિચારિણી સ્ત્રીથી સહન થયા નહિ, અને તે પોતાના મનમાં એમ સમજવા લાગી કે મારી બદચાલને લીધે જ ફકીર હમેશાં આ શબ્દો બોલે છે. તે નારીનો પતિ તથા પુત્ર પરદેશ વ્યાપાર કરવા માટે બે વર્ષથી બહાર ગયા હતા. બાઈએ વિચાર કર્યો કે આ ફકીરને હું ઝેર દઈ મારી નાંખુ તો ઉપાધી મટી જાય. એવો વિચાર કરી ઝેરના બે લાડુ બનાવી બીજે દીવસે ફકીરને ભેટ કર્યા. ફકીરે તો તેની દરકાર નહિ કરતાં પોતાના આશ્રમે જઈ તે ઝેર નાખેલા લાડુ રાખી મુકયા, અને પોતે રાટા ગેટલાના તુકડા ખાઈ સુઈ ગયા. બીજે દીવસે સવારમાં તેજ બાઈનો ધણી અને તેનો દીકરો આશ્રમમાં અચાનક આવી રહ્યા. પેલા ફકીરે પેલા ઝેરના લાડુ તેને પ્રસાદી કરી ખાવા આપ્યા, અને ફકીર તો ગામમાં હમેશાં ટેલ નાખતો તે જ પ્રમાણે ટેલ નાખવા મંડયો ત્યારે પેલી બાઈએ વિચાર્યુ કે ફકીર તો લાડવા ખાવાથી મરેલો જણાતો નથી તે ઉપરથી તેણે તેના આશ્રમમાં જઈ તપાસ કર્યો તો પોતાનો ધણી તથા પુત્ર મરેલા પડેલા દીઠા. જુઓ પરમાત્માની કૃતિ હમેશાં "ખાડો ખોદે તેજ પડે છે" તે સત્ય છે.

## અવિશ્વાસનું હૃદય ફરી જાય છે.

હંસની ચાંચ ઉપર એક પ્રકારનો એવો રસ હોય છે કે તે જળમિશ્ર દુધનું પાન કરતી વખતે જળને પડતું મુકી માત્ર દુધનું પાન કરી જાય છે અન્ય પક્ષીઓ તેમ કરી શકતાં નથી. તેજ પ્રમાણે ઇશ્વર માયામિશ્ર છે. અન્ય મનુષ્ય તેને વખુટો કરી શકતા નથી. જેઓ પરમહંસ હોય છે તેઓ જ માયાને દુર ફેંકી દઈ ઇશ્વરને પ્રાપ્ત કરે છે. પથ્થર હજાર વર્ષ પર્યંત જળમાં પડી રહે તો પણ તેની અંદર જળ પ્રવેશ કરી શકતું નથી. પરન્તુ માટીને જળનો સ્પર્શ થતાં તુર્ત ગળી જાય છે. ઇશ્વર ઉપર વિશ્વાસુ બનેલું હૃદય હજારો પરિક્ષામાંથી પસાર થવા છતાં તે નિરાશ થતું નથી; પણ

અવિશ્વાસુ મનુષ્યને સામાન્ય કારણ મળતાં તેનું હૃદય તુર્ત ફેરવાઈ જાય છે એ નિસંદેહ વાત છે.

## હિતકર શિક્ષાઓ.

### દોહરા.

સમદર્શિ શીતલ સદા, જાકી અદ્‌ભૂત ચાલ;
એસા સદ્‌ગુરૂ કીજીએ, જો પલમે કરે નિહાલ. ૧
બહુવણજ બહુબેટીયાં, દોનારી ભરથાર;
તીનકું કયા મારના, માર દીયા કીરતાર. ૨
માલાળી રહેશે મેડીઓ, ઉજળ થશે આવાસ;
આગળ તારે આવશે, સારપને સુવાસ. ૩
અમલ વિષ અંધેર, બહુસ્થળ દરદ દર્શાય છે;
અમલ કરે છે કેર, અંદેશો નહિ આણશો.; ૪
કોઈ હસે કોઇ રૂવે, કોઈ માંદો સુનકાર;
કર્ત્તાએ શું કલ્પિને, સરજ્યો આ સંસાર. ૫
ભામાની ભ્રમણા તજો, ભામા ભય ભંડાર;
ભામા જેને ભોળવે, તે નર નહિ તરનાર. ૬
તારો વેરી કોય નહિ, તારો વૈરી ફેલ;
અપને ફેલકું મીટાલે, ફીર ગલીગલી કર સેહલ. ૭.
મનખા જન્મ પાયકે, જબ લગ ભજ્યો ન રામ;
જયસે કુવા જળ બીન બન્યો, તાકો નહિ કંઈ કામ. ૮
ઉપજ થકી અદકું ખરચે ને, ફોગટ મન ફુલાય;
તો તેને ઘેર થોડી મુદતમાં, દરિદ્રતા દેખાય. ૯
હંસતણી સંગત છોડીને, સેવે કાગ ને શિયાળ;
તો જાણે તેના પર પડશે, જગમાં કાંઈ જંજાળ. ૧૦
બળીઆ સાથે બાથ બાંધીને, વળી વળી કરે વિવાદ;
કોઈ સમે સંકટ પડશે, અતિ ઉતરશે નાદ. ૧૧
અખિલ જનોને અંતરે, રૂચે થવાને રાય;
ફાંફાં મારે ફરી ફરી, ધણીનું ધાર્યું થાય. ૧૨

કાને સુણ્યું નવ માનીએ, નજરે ભાળ્યું સાચ;
ભાંગ્યા સાજા થાય નહિ, મન મોતી ને કાચ. ૧૩

સોરઠા

એક વાપરે લાખ, વણ અવસર કે વેહમાં;
મનાય તે તો રાખ, ઉડાડે વરઘોડા વિષે.

## રસાસ્વાદથી થતું દુઃખ.

એક ખેડુત પોતાના સુખમાં હમેશાં જુવારનો રોટલો અને ઘાસ ખાઇને આનંદ માનતો હતો. તેને એક વખતે તેના પાડોશીએ ગોળ પાપડીનો કટકો ચખાડયો, તે ઉપરથી ખેડુતના મનમાં ગ્લાનિ થવા લાગી કે અહા ! મારા ખોરાકથી તો આ સ્વાદિષ્ટ છે ! એથી તેણે પોતાના પાડોસી પાસે જઇને કહ્યું કે આથી વધારે સ્વાદિષ્ટ ભોજન આ સૃષ્ટિમાં હશે કે કેમ ? તે ઉપરથી પેલાએ તેને સમજાવ્યું કે આનો શું ? પણ આથી વિશેષ સ્વાદિષ્ટ ભોજનો દુધપાક, બાસુદી, મગજ, સુત્રફેણી ઇત્યાદિ અનેક છે. તે ઉપરથી પેલા ખેડુતને તે સ્વાદિષ્ટ ભોજનો મેળવવાની તૃષ્ણા જાગૃત થઈ, અને તે તૃષ્ણામાં પોતાનો જુવારનો રોટલો પણ ખોઈ બેઠા. માટે હમેશાં રસના ઇંદ્રિયને નિયમમાં રાખી રહેવાથી ફાયદો થાય છે પણ રસના ઇંદ્રિયને છુટી મુકવાથી અત્યંત દુઃખ થાય છે.

## “ન રહ્યું નાણું રાજા નંદનું.”

નંદરાજાએ નાણું ભેગું કરવામાં મણા રાખી નહોતી. કહે છે કે આખી પૃથ્વીમાંથી શોધીશોધીને ધન એકઠું કરેલ. જ્યારે કોઇના ઘરમાં ધન ન રહ્યું ત્યારે એક દમડાની કીંમતે ઉંટ વેચવાને કાઢયા. એક ગરીબ મુસલમાનની સ્ત્રીના દીકરાએ દમડે ઉંટ લેવાને માટે પોતાની મા સાથે કજીઓ કર્યો. માએ કહ્યું બચ્ચા! આપણા ઘરમાં એક દમડી પણ નથી પણ કબરસ્તાનમાં તારા બાપની ઘોરમાં એક પૈસો મરણ વખતે નાંખેલો હતો માટે તેમાંથી કાઢે તો ઉંટ આવે. છોકરો ઉદ્ધત અને અવિચારી હતો તેથી પોતાના પીતાની ઘોર ખોદી એક પૈસો કાઢી ઉંટ ખરીધો. આ બાબતની નંદરાજાને ખબર પડી-

એટલે તેને તમામ ધોરી ખાદાવી પૈસા એકઠા કર્યા. પછી તેણે દધિચી ઋષિના હાડકાના ચમત્કારથી ભેગી કરેલી તમામ દોલત દરીઆમાં સંતાડી તે ત્યાં જ રહી અને પોતે અચાનક મરી ગયો. તે ઉપરથી મહાન કવિઓએ કહેલું છે કેઃ—" ન રહ્યું નાણું રાજા નંદનું."

## મહાત્મા તુલસીદાસજીની પ્રસાદી.

### (સાખીઓ)

તુલસી રસના તો ભલી, જો તું સમરે રામ;
નહીતર કાઢી નિકાલીએ, મુખમે ભલો ન ચામ. ૧
બાધક સબ સબંક ભયે, શોધક ભયે ન કોય;
તુલસીરામ કૃપાલ તે, ભલી હોય સો હોય. ૨
તુલસી મમતા રાખશો, મમતા સબ સંસાર;
રાગન રોષન દોષ દુઃખ, દાસભયે ભવપાર. ૩
જથા લાભ સંતોષ સુખ, રઘુવીર ચર્ણ સ્નેહ,
તુલસી જો મન વશ કરે, સબ સુખ તેરે ગેહ. ૪
તુલસી ખોટે દાસકો, રઘુપતિ રાખત માન;
જ્યાં મુરખ પુત્રહીન, દેત દાન જજમાન. ૫
સ્વાર્થ સીતારામ હે, પરમાર્થ શ્રી રામ;
તુલસી તેરો દુસરો, દુસરા કયા હય કામ. ૬
મેરે મન કછુ ઓર હે, તેરે મન કછુ ઓર;
ઓધવને માધવ કહે, મનની એવી દોર. ૭

## આનંદનું ખરૂં સ્વરૂપ.

મન, પ્રાણ, ચિત્ત, શરીર વગેરેમાં રૂપાંતર કરવાનું કાર્ય વિજ્ઞાન જાગૃત થયા વિના સંપૂર્ણ રીતે થઇ શકતું નથી. મન વિગેરે કારણો પોતાની જુની ટેવો છોડતા નથી કારણ કે મન પોતે જ પરિમિત છે. વિભાગ પાડ્યા સિવાય તે વસ્તુઓને સમજી જ શકતું નથી. તે સિવાય તે શાન્ત પણ થઇ શકતું નથી. એ જ પ્રમાણે ચિત્ત, પ્રાણ વિગેરેનું છે. વિજ્ઞાનમાં એ સર્વના કાર્યનું સત્ય સમાએલું છે. એટલે પ્રત્યેક કારણનું રૂપાન્તર તે સહેલાઇથી કરી શકે છે.

વિજ્ઞાનમય ભૂમિકામાં એક અને અનેક બંન્નેનો વિરોધ ટળી બન્નેનું સત્ય પ્રાપ્ત થાય છે. વળી પૂર્ણ જ્ઞાન એ પ્રમાણે થતાં સત, ચિત્ત અને આનંદ એ ત્રણ જ્ઞાન, કર્મ અને ભક્તિ યોગના પાયામાં અનુક્રમે આવી રહેલા છે એ ત્રણેની એકતા પણ અનુભવાય છે.

## ટેક રાખવાથી થતા ફાયદા.

દ્વારકામાં એક મૂળુ નામનો વાઘેર રહેતો હતો. તે નવરો હોય ત્યારે સમીપના દેવાલયમાં સાંજે કથા ચાલતી હતી ત્યાં સાંભળવા જતો. એક દિવસ ત્યાં કથા કરનાર મહારાજે મૂળુને કહ્યું કે તેં મારી કથા કેટલાક દિવસો સાંભળી માટે તારે મને કાંઈપણ દક્ષિણા આપવી જોઇએ. દક્ષિણામાં તારે કાંઈ દ્રવ્ય આપવાનું નથી, પણ તારે કાંઈ એક નિયમ ગ્રહણ કરવો જોઈએ. જેમ સુકાન વિનાનું વહાણ ને લગામ વિનાનું ઘોડું નકામું છે, તેમ નિયમ વિનાનો માણસ નકામો છે. ત્યારે મૂળુએ કહ્યું કે મહારાજ! હું શો નિયમ લઉં ?" મહારાજે કહ્યું કે "તારાથી જે સુખપૂર્વક પાળી શકાય તે એક નિયમ લે." એના ઉત્તરમાં મૂળુએ મહારાજને રાજી રાખવા કહ્યું કે મહારાજ! મારાથી આ નિયમ પાળી શકાશે. હું જીવીશ ત્યાંસુધી ગાડું નહિ ખાઉં". મનુષ્યને ગાડું ખાવાનો પ્રસંગ આવતો નથી. એમ સમજી મૂળુએ આ નિયમ ગ્રહણ કર્યો. તે મહારાજ પણ તેના નિયમથી સંતોષ પામ્યા, ને ભવિષ્યમાં ગાડું ન ખાવાની સખ્ત ભલામણ કરી.

પંદર દિવસ પછી મૂળુને એની ટોળીવાળાએ કહ્યું કે "ઉનામાં એક સોની બહુ પૈસાદાર છે, તેના ઘરમાં જો આપણે ખાતર પાડીએ તો આપણને ઘણો પૈસો મળે એમ છે, માટે આવતી કાલે આપણે સૌ ત્યાં જવા નીકળીએ. બીજા નવ જણની સાથે મૂળુ પણ કેટલેક દિવસે ઉના પહોંચ્યો, ત્યાં તે દશમાંથી બે જણ રાત્રે સાધુનો વેશ લઇ તે સોનીના ઘેર ભિક્ષા માગવા ગયા. પ્રમાદી લોકો ચોરોના યજમાન છે, અર્થાત પ્રમાદી મનુષ્યો ઉપર ચોર લોક પોતાની આજીવિકા ચલાવે છે. સોની તે વખતે કાંઈ કામકાજ માટે કોઇ મનુષ્યને ઘેર ગયો હતો, તે સોનીની

સ્ત્રી તે સાધુઓને આપવા માટે પોતાના ઘરમાં અન્ન લેવા ગઇ, એટલે એ ચોરમાંથી એક ચોર તે ઘરના કોઈ ભાગમાં ભરાઇ ગયો પેલી. બાઇને એ વાતની ખબર રહી નહિ. રાત્રે પેલા બાકીના ચોરો ઠરાવ પ્રમાણે એ ઘર આમળ આવ્યા ત્યારે પેલા ચોરે બારણું ઉઘાડયું ને તેઓ બધા અંદર દાખલ થયા, ને ઘરમાંથી જેટલું લેવાય તેટલું હીરા મોતી ને સુવર્ણાદિકના અલંકાર વગેરે મળી લાખેક રૂપિયાનું દ્રવ્ય ચોરી લીધું, ને ત્યાંથી નીકળ્યા. ચોર લોકો પકડાઈ જવાની બીકે પગરખાં અવળાં પહેરે, કાંકરાપર કે ઘાસપર ચાલે, રાતની મુસાફરી કરે ને દિવસનો મોટો ભાગ એકાંત સ્થળમાં પડી રહે એમ ચાલતાં તેઓ ગિરના જંગલમાં આવ્યા. તે જંગલમાં માતાનું દેવળ આવ્યું. વનનો પ્રદેશ અને સાંજનો વખત એટલે કોઇ ત્યાં આવે એમ હતું નહિ એટલે તેઓ ત્યાં રહ્યા. દૈવયોગે નજીકના ગામમાં કોઇએ માનતા રાખેલી કે જો દેવીની કૃપા વડે મને છોકરો થશે તો હું માતાજીને એક ગાડું નૈવેદ્યમાં ચડાવીશ. તેને ઘેર પુત્રનો જન્મ થવાથી તે માણસે એક મણ ખાંડનું ગાડું તૈયાર કરવા કંદોઇને કહ્યું. કંદોઇએ ખાંડનું ગાડું તૈયાર કર્યું. પણ તે કંદોઇના પ્રમાદને લીધે ખાંડની ચાસણીમાં ઝેરી જંતુઓ પડેલાં તેની તેને ખબર પડી નહિ. માણસે માતાના દેવળમાં આવી માતાને ખાંડનું બનાવેલું ગાડું અર્પણ કર્યું, ને ત્યાંથી પોતાના કુટુંબના માણસો સાથે તે ચાલ્યો ગયો. ખાંડનું બનાવેલું તે ગાડું જોઇને મૂળુ વિના દરેક જણ રાજી થયા પછી એક ચોરે ખાંડના તે ગાડાના દશ સરખા ભાગ પાડી દરેકને એકેકો આપ્યો. મૂળુએ પોતાનો ભાગ લેવાની ના પાડી. તેણે કહ્યું કે "મેં એક મહારાજ પાસે ગાડું ન ખાવું એવી બાધા લીધી છે માટે હું આ ગાડાંનો ભાગ નહિ ખાઉં." બીજાઓએ તેને સમજાવ્યો કે "આપણે તો વાઘેર કહેવાઇએ, સ્હવારે બાધા લેવી ને સાંજે મૂકી દેવી એમાં આપણી શોભા છે. વળી તેં બાધા લીધી હશે તે તો લાકડા-લોઢાના ગાડાની, કાંઇ ખાંડના ગાડાની નહિ." ત્યારે મૂળુએ કહ્યું કે "મેં તે વખતે એવો વિચાર કર્યો નહોતો, માટે હું આ ખાંડના ગાડાંનો ભાગ નહિ જ ખાઉં." બીજાઓએ

પેટ ભરીને તે ખાંડના ગાડાંનો ભાગ ખાધો ને સૂતા તે કાયમને માટે જ સૂતા. સવારે ઉઠીને મૂળુએ જોયું તો નવે જણા મરેલા માલમ પડયા. ત્યારે તેને સમજાયું કે મેં ગાડું નખાવું એવી એક જ બાધા પાળી તેથી મારૂં જીવન બચ્યું, તો જો હું વધારે સારી બાધા લઉં, ને તે પાળું તો મારા જીવનું કલ્યાણ કેમ ન થાય? પોતાને એકલાને તે ચોરીની બધી મિલ્કત મળી તે લઇને તે દ્વારકાં ગયો; ને બધું ઠેકાણે મૂકયું. તે ચોરોને શોધવા માટે પોલીસે બહુ તપાસ કરી, પણ તેનો પત્તો ન લાગ્યો. મૂળુને મરેલાં ચોરોના સગાંવહાલાંઓએ પૂછ્યું કે "અમારા સગા જે તારી સાથે ગયા હતા તે કયાં ગયા?" મૂળુએ તે લોકોને તેમના મરણના સમાચાર વિગતવાર કહ્યા, ને તેમને સૌને હજાર હજાર રૂપીઆનો માલ આપ્યો એટલે તેમને શાન્તિ થઇ.

પછી મૂળુએ એકાંતમાં પોતાને બાધા આપનાર મહારાજને કહ્યું કે "હે પ્રભો! હવે મને કલ્યાણને માર્ગે ચઢાવો. મારી પાસે જે ચોરીનું ધન છે, તેમાંથી ધર્મમાં વાપરવાનો સારો રસ્તો મને બતાવો." ત્યારે મહારાજે કહ્યું કે "તું જો પરસેવો ઉતારી શુભ માર્ગે પૈસા કમાયો હોય તો તને હું તે પૈસા ધર્મકર્મમાં કેવી રીતે વાપરવા તે કહું, પણ ચોરીના માલથી ધર્મકર્મ કરી શકાય નહિ." ત્યારે મૂળુએ કહ્યું કે "હું હવે જીંદગી સુધી ચોરી નહિ કરૂં, માટે ધર્મકર્મમાં મારૂં દ્રવ્ય વાપરવાનો કોઇપણ ઉપાય બતાવો." ત્યારે મહારાજે કહ્યું કે "તું હમણાં જેનું ધન ચોરી લાવ્યો છે તે સોનીને જઇને મળ, અને તેને કહે કે હું તમારો મોરાપી (બાતમી આપનાર) થાઉં જો તમે મને ૪૦ હજાર જેટલો માલ આપો તો હું તમારા બાકીના માલની ખબર આપી તમને તે બતાવી આપું." પેલા સોનીએ જાણ્યું કે બધું જ ગયેલું છે, તેમાંથી જે મળે તે ખરૂં એમ ધારી તેણે હા કહી. પછી મૂળુએ સોનીનું બાકીનું દ્રવ્ય તેને અમુક ઠેકાણે પડયું છે ત્યાંથી લઇ લેવા કહ્યું તે તેણે લઈ લીધું. પછી મૂળુએ સત્સંગ વડે પોતાનું જીવન સુધાર્યું.




## પાત્ર વિના જ્ઞાન રહેતું નથી.

આ સંસાર એક સરતનું મેદાન છે, એટલુંજ નહિ પણ કર્મના બીજને વાવવાનું ઠેકાણું છે. વળી તે ગાંધીની દુકાન છે તેમાં સાકર પણ મળે છે અને કરીઆતુ પણ મળે છે. વળી એ સંસાર અગ્નિ સરખો છે. એક વખત એક પરોપકારી ગ્રહસ્થની એવી ઇચ્છા થઈ કે મારા આશ્રમે જે કોઇ આવે તેને દુધ આપવાનો પોતે ઠરાવ કર્યો અને તેના સાથે એવો પણ ઠરાવ કર્યો કે જે સાધુ સંત પોતાનું પાત્ર લઈ આવે તેને તે પ્રમાણે દુધ ભરી આપવું. જેના પાસે પાત્ર હતું તે તો દૂધ લઇ ગયા પણ પાત્ર વિનાના કેટલાક મનુષ્યો દુધ મફત મળતું હતું છતાં રહી ગયા તે જ પ્રમાણે હરિકથા અથવા જ્ઞાન પંડિતો પાસેથી મળે છે પણ પાત્ર વિના લઈ શકાતું નથી અને પાત્રના અભાવે ઘણા મનુષ્યો રહી જાય છે.

## વિવેક વાણી.

આણંદ કહે પરમાનંદ, સાદું રહેવું સારૂં;
ખરચ ખુટણ જોઇને કરવું, બચી જવાનું બારૂં.
દાંતે લુણ જે વાપરે, કવળે ઉનું ખાંય;
ડાબુ પડખું દાબી સુવે, તે ઘર વૈદ્ય ન જાય.
ધાતુ વધારણ બળકરણ, જો પીયા પુછો મોય;
દુધ સમાન ત્રિલોકમેં, અવરન ઔષધ કોય.
સાંતી સવારમાં, જાણે છે, પણ જોડતો નથી;
તેની ખબરો ખળામાં, જાણીશ તું જેસલા.
ભુખ ગયે ભોજન મીલા, ઠંડ ગયે મીલી કબાહ ?
જોબન ગયે જોરૂ મીલી, એ તીનકું આગ લગાવ.

માથે ભલો માલવો, ઉનાળો ગુજરાત;
ચોમાસે સોરઠ ભલો, બરડો, બારે માસ.
તુલસી આ સંસારમે, કોનભયો સમરથ;
એક કનક દુજી કાંચની, જીણ પસારે ન હથ.
ગાંઠે દામ ન બાંધીઆ, નહિ નારીસો નેહ;.
કહે કબીર વો સાધકી, હમ ચરનકી ખેહ.
કલીજુગ કહે છે જગત પણ, કરજુગ એનું નામ;
આંહીનું ફળ આંહી મળે, એવું છે આ કામ.
જીવીએ તો જશ લીજીએ, શકર જેડા સેણ;
મરી જાવું માનવીઓ, રહે ભલેરાં વેણ.
પોપટ કોયલ બોલ, થોડા પણ લાગે ભલા;
વૃથા ગુમાવે તોલ, બહુ બોલીને મેંડકા.
ઉપજાવે અનુરાગ, કોયલ મન હર્ષિત કરે;
કડવો લાગે કાગ, રસનાના ગુણ રાજીઆ.
ચિંતામણી નર દેહ, મુઆ પછી મશાણમાં;
તેની થાશે ખેહ, કોઇ વિભૂતી પણ ભુસે નહિ.

## પૈસો મનુષ્યને રાંક બનાવે છે.

પૈસો મનુષ્યને રાંક બનાવે છે. એવી બીજી વસ્તુ તો દુનિયામાં વિષય છે. તેનો દંશ સર્પના દંશ કરતાં ભુંડો છે. સર્પ કરડે ત્યારે દેહ લઇને છુટા કરે છે પરન્તુ પૈસો અને વિષય જ્યારે મનુષ્યને કરડે ત્યારે દેહ, જીવ, મન બધું લેતાં પણ છુટકારો થતો નથી. અને તેની બુરી વાસના લીધે અનંત જન્મ લઈ દુઃખી થવું પડે છે એ નિર્વિવાદ છે.

## મધુકરને વિનંતી.

### સાર્દુલવિક્રિડિત છંદ.

મોડો આ રસપી હવે મધુકરા, શાણો થઇ શાનમાં;
પ્યારાતું પળનો વિલંબ કરના, જ્ઞાની થવા જ્ઞાનમાં.
ભુલીભાન ભમીશ જો ભમરતું, તારૂણ્યના તાનમાં;
તો જ્ઞાતા ગુણવંત કેમ ગણશે? ભ્રાતા તને ભાનમાં

## આચરણની શ્રેષ્ઠતા.

પોતે પોતાના આચરણની પરીક્ષા હમેશાં કરવી કે મારૂં આચરણ પશુઓના જેવું છે કે સત્પુરૂષના જેવું ? (જો પશુઓના જેવું નબળું હોય તો તત્કાળ ત્યાગ કરવો; અને સત્પુરૂષના જેવું ઉત્તમ હોય તો રાખવું.)

## કર્ત્તવ્યમાં સાવધાન રહેવા વિષે.

એક આંધળો મનુષ્ય એક વખત એક શહેરના ગઢની પાસે આવી કહેવા લાગ્યો કે ભાઇઓ ! શહેરનો દરવાજો ક્યાં છે ? તે મને બતાવો, ત્યારે એક સુજ્ઞ પુરૂષે કહ્યું કે આ ગઢની રાંગે રાંગે તું હાથ દઇને ચાલ્યો જા. જ્યાં હાથને ભીંતનો સ્પર્શ ન થાય ત્યાં શહેરનો દરવાજો છે એમ ધારી અંદર પ્રવેશ કરજે. પેલો અંધ મનુષ્ય તે સુજ્ઞના કહેવા પ્રમાણે હાથના ટેકે શહેરના ગઢની પાસે હાથ દેતો ચાલ્યો જાય છે. જેવો શહેરનો દરવાજો આવ્યો કે હાથવતી પોતાના શરીરે દાદર થઇ હતી તે ખણવાની ઇચ્છા થવાથી ખણવા લાગ્યો એટલામાં દરવાજો વટી ગયો એવી રીતે દશ ફેરા શહેરની પાસે ફરવાથી શહેરનો દરવાજો તે અંધને મળી શક્યો નહિ. તે પ્રમાણે સંસારમાં સુયોગ મળતાં દુર્ગુણના સંગથી સ્વર્ગ નહિ મળતાં કેટલાક પામરજનો નર્કવાસી થાય છે, માટે દરેક પુરૂષે કર્ત્તવ્યમાં સાવધાન રહેવું જોઇએ.

## પરાઇ વસ્તુની ઇચ્છા નહિ કરવા વિષે.

એક વખતે એક મોટી નદીમાં મહાન પૂર આવેલું હતું તેમાં એ રીંછ પાણીના વેગથી તણાતાં આવતાં જોઇ એક મેમણ નદી કાંઠે ઉભો હતો તેને એમ લાગ્યું કે કોઇનો ધાબળો તણાતો આવે છે, એટલે તેને નદીમાં કુદકો મારી બીજાનો ધાબળો લેવા ઇચ્છા કરી એટલામાં રીંછ ત્રણ દીવસનો ભૂખ્યો હોવાથી તેને વળગી પડચો. પેલો મે [illegible] રીંછના પંજામાંથી છુટવાને બહુજ ફાંફાં મારવા મંડચો; પણ એ રીંછ તેને છોડે નહિ. સામે કાંઠે ઉભેલા માણસો આ બનાવ જોઇ ઉંચે સાદે કહેવા લાગ્યા કે ભાઈ! તું મુકી દે નહિ તો તણાઈ

જઈશ. ત્યારે પેલો મેમણ કહેવા લાગ્યો કે "હું તો મુકી દઉં છું પણ તે મને કયાં મુકે છે" થોડીવાર પછી રીંછે તેને મારી નાંખ્યો. આ પ્રમાણે વિના પુરૂષાર્થે અન્યની ચીજ મફત લેવાની લાલચે પોતાની અમુલ્ય જીંદગીનો અંત આવે છે, માટે પરાઈ વસ્તુની મનમાં આશા કરવી એજ મૃત્યુની નિશાની છે.

## એક વિષયથી પ્રાણીઓનો વિનાશ થાય છે ત્યારે પંચવિષયથી શું ન થાય?

અલિ, પતંગ, મૃગ, મિન, ગજ, એક એક રસ આંચ;
તુલસી તીનકી કૌન ગતિ, જાકું વ્યાપત પાંચ.

ભાવાર્થઃ—ભમરો, પતંગીયું, હરણ, માછલું અને હાથી એ પાંચને એકેક ઇન્દ્રિયોનો રસ છે તે છતાં તે પાંચજણ વિનાશ પામે છે, ત્યારે મનુષ્યને પાંચ ઇન્દ્રિયો છે અને પાંચને જો છૂટી મુકીએ તો તેની શી ગતિ થાય? અર્થાત વિપરીત પરીણામ આવે. માટે હંમેશાં પોતાની ઇન્દ્રિયોને વશ રાખી વર્તવું કારણકે ઇન્દ્રિયોનો વેગ વિદ્યુત જેવો બળવાન છે માટે હંમેશાં તેને નિયમમાં રાખી વર્ત્તવાથી સુખી થવાય છે.

## આત્મશ્રદ્ધા વિષે.

યુરોપમાં સ્ટીવન્સ નામનો એક ધાર્મિક પુરૂષ થઈ ગયો છે. તે અતિ ઉદાર, નિર્ભય, ન્યાયપરાયણ અને નીતિમાન હતો. તેમના મિત્રોએ એક વખત તેમને પૂછયું:—"ધર્મદ્રોહી પુરૂષો તમારા ઉપર હુમલો કરે તો તમે શું કરશો?"

તેમણે ઉત્તર આપ્યો:—"હું મજબુત કિલ્લાની અંદર સુરક્ષિતપણે બેસી રહીશ."

આ વાત શત્રુઓના કાને કોઈક પ્રકારે પહોંચી ગઈ. એક દિવસ તેમને એકલા જતા જોઇને શત્રુઓએ ખરેખાત તેમને ઘેરી લીધા અને પૂછયું:—"બતાવો ગુરૂજી! હવે તમારો કિલ્લો કયાં છે?" તેમણે પોતાની છાતી ઠોકીને કહ્યું:—"આ મારો કિલ્લો એના ઉપર કોઈપણ માણસ કદીએ હુમલો કરી શકશે નહિ. તમે મારા

ક્ષણભંગુર શરીરને કાપી નાંખી શકશો, પરંતુ ઇશ્વરના પ્રભાવથી ઝળકી રહેલા આત્માનો સ્પર્શ કદી પણ કરી શકશો નહિ. તમારાં હથિયારો જોઇને હું જરાપણ બીતો નથી. મારા એ વિશ્વાસરૂપી અભેદ્યદુર્ગમાં જ્યાંસુધી હું સુરક્ષિત છું ત્યાંસુધી તમે મને શું કરી શકવાના છો?" આવી નિર્ભયતા, તેજસ્વિતા, ધાર્મિકતા જોઇને શત્રુઓ પણ વિસ્મય થઇને ચાલ્યા ગયા. આ મહાત્માનું મૃત્યુ ઈ. સ. ૧૦૫૮ માં થયું હતું.

## વાંદરાની ચતુરાઈ.

એક મગરમચ્છના મનમાં થયું કે મહારા ભાઇબંધ વાંદરાને ઉંડા પાણીમાં લઇ જઇ તેનું કાળજું કાઢી લઉં એમ મનસુબો કરી નદીના કાંઠે મગરમચ્છ આવી વાંદરાને કહેવા લાગ્યો કે ભાઈ આજ તું મારી પીઠ ઉપર બેસ હું તને નદીમાં સહેલ કરાવું. વાંદરાએ મગરમચ્છને પોતાનો ખરો મિત્ર ધારી તેણે તે પ્રમાણે કબુલ કર્યું અને મગરના વાંસા ઉપર સ્વાર થઈ નદીમાં બહોળા પાણી તરફ ચાલવા માંડ્યું. ઘણે છેટે ગયા પછી મગરે વાંદરાને કહ્યું કે "ભાઇ આજ તારૂં કલેજું મહારા ભાઇને ખાવું છે માટે આપ". વાંદરો મનમાં સમજી ગયો કે મગરની દાનત બગડી છે ને હવે જો અહીં આનાકાની કરીશ તો તે મને પાણીમાં બુડાવી મારી નાંખશે માટે કાંઈ યુક્તિ કરી છુટી જવું જોઇએ! વાંદરે તુર્ત મગરને કહ્યું. અહો! તમારે મારા કલેજાનું કામ હતું તો મને નદીમાં આવતાં પહેલાં કહેવું હતું ને! કેમકે મારૂં કલેજું પેલા ઝાડપર મુકીને આવ્યો છું. મગરે કહ્યું કે ચાલ હું તને ત્યાં લઈ જાઉં તારૂં કલેજું લઇ આવ. એમ કહી વાંદરાને પોતાના સ્થાનકે ફેરી જમીનપર મુક્યો, એટલે વાંદરો ઠેકડો મારી ઝાડ ઉપર ચડી ગયો ને કહેવા લાગ્યો કે, મૂર્ખ? જા તારૂં કર્યું ફર. હવે હું મારા મનમાં સમજી ગયો છું કે તું ઘાતકી ને પાપી છે. મગરનું કંઈ હવે ચાલે તેમ નહોતું તેથી તે પસ્તાઇને પાણીમાં ચાલ્યો ગયો. કેટલીક વખતે લુચ્ચા અને બદમાશ માણસો મગરની પેઠે ઘણા જનને ફસાવે છે પણ તે વખતે વાંદરાએ જેમ બુદ્ધિનો

સદુપયોગ કર્યો તેમ કરવાથી જીવ બચી જાય છે; પણ જગતમાં લુચ્ચા માણસોના વચન ઉપર બીલકુલ વિશ્વાસ રાખવો નહિ.

## અમૂલ્ય વચનો.

જેને દયા નથી તે દૈત્ય, લાજ નથી તે ખુની, અને જેને લાગણી નથી તે પાપી સમજવો.

કયા ત્રણ પ્રભાતે પોઢે? સુવર, કુંવર અને કૂતરૂં. ત્રણ વસ્તુ કદી સાચી માનવી નહિ ઓરમાઇનું હેત, ગુણકાની લાજ, વ્યસનીની પ્રીતિ.

ફર્યા વિનાં ત્રણ વસ્તુ ફળદાયી થતી નથી. ઘંટી, ઘાણી, ને ઉઘરાણી.

આળસથી વિદ્યા, હુન્નર અને અક્કલ જાય છે. એક શિષ્યે પોતાના ગુરૂને પ્રશ્ન પૂછ્યો હતો કે મહારાજ! આ જગતમાં મનુષ્યને પાયમાલ કરનારી કઇ વસ્તુ છે? તેના જવાબમાં મહાત્માજીએ ઉત્તર દીધો કે, કરજ, કપટ અને જુઠાઇ એ પાયમાલી કરનારાં છે માટે તેનાથી જેમ બને તેમ સાવધ રહો.

મોટામાં મોટો ઉદ્યોગ કરકસર છે, એ વ્યવહારમાં કદી ભુલવું નહિ. "સોસર ને એક કસર"

દુનિયામાં અવતરી મેં શું ભલાઇ કરી તેનો વિચાર કરજો. સદ્‌ગુણ ગ્રહણ કરવા એ મોટી કમાણી છે.

દુનિયામાં મીઠું મીઠું બોલનારા ઘણા મળશે, પણ કડવા હિતકારી વચનો બોલનારા ઘણા થોડા જનો મળશે.

પ્રભુના દરબારમાં કોઈ વાતની ખામી નથી, પણ જેના પાસે જેટલું પાત્ર હોય તે પ્રમાણે સુખ તેને મળે છે. બીજાને સુખી દેખી ઇર્ષા કરવી એ નાદાન મનુષ્યનું કર્ત્તવ્ય છે. સુખ દુઃખ એ તો નશીબ પ્રમાણે મનુષ્યને અનાયસે મળે છે. દુધમાં ઘી ભળેલું છે પણ મહેનત વિના જેમ જુદું પડતું નથી તેમ સંસારમાં લક્ષ્મી ભરેલી છે પણ પુરૂષાર્થ વિના મળતી નથી. "પ્રારબ્ધમાં હશે તો મળશે," એવાં વચનો નિરૂદ્યમીના મુખમાંથી નિકળે છે.

જગતમાં ધર્મની પડતી અધર્મથી જ થાય છે.

ચડતીમાં હાહા કરનારા લાખો મનુષ્યો મળી શકશે, પણ પડતીમાં મદદ કરનારા કોઇક જ વિરલા જન નિકળશે.

જેનું ખેતર નદીના કાંઠે હોય, સ્ત્રી વ્યભિચારણી હોય ને પુત્ર વિનય વિનાનો હોય તેનું મૃત્યુ જ જાણવું.

નદીના થડમાં જે વૃક્ષો ઉભેલાં હોય, ધન પારકાના હાથમાં હોય ને જે ઘરમાં સ્ત્રીને પુછી વાત થતી હોય તે બધું આખરે નિષ્ફળ સમજવું.

આ દુનિયામાં નહિ નાશ પામનારૂં ભૂષણ શું? યશ. નહિ નાશ પામનારૂં નેત્ર કયું? બુદ્ધિ.

વિષયમાં કોઈ કાળે સુખ નથી એમાં સુખ મનાય છે તેજ અજ્ઞાનતા છે.

જેને સત્સંગ થાય તેને દુઃખ માત્ર રહે જ નહિ.

નાક, કાન, જીભ, આંખ લાખો રૂપિઆ દેતાં કોઈ આપે નહિ પણ મહાન દયાળુ ઈશ્વરે આપણા ઉપર અનુકંપા કરી આપ્યાં છે તેનો મહિમા જરા વિચારવો જોઇએ! આંધળા મનુષ્યને પુછવું કે આંખ વિના કેવું દુઃખ છે.

કુગ્રામવાસ, હલકા માણસની નોકરી, નઠારૂં ભોજન, ક્રોધેલી સ્ત્રી, મૂર્ખ છોકરો અને વિધવા કન્યા એ ૭ વગર અગ્નિએ શરીરને બાળે છે.

બહુ ધન દોલત મળવાથી સંતોષ મળતો નથી, પણ ખરો સંતોષ તો હાજતો ઘટાડવાથી મળે છે.

વખત એવો પણ દૈવયોગે આવે ખરો કે એક ચકલી પણ વાઘની આંખો ફોડવા સમર્થ થાય! માટે ગર્વ કરવો નહિ. પ્રભુસત્તા બળવાન છે એનું કદી પણ વિસ્મરણ કરવું નહિ. જગતમાં સુખ અગર દુઃખ સદાય કોઇનું એકસરખું રહેતું નથી. જે સમય આજે છે તે કાલે નથી. કારણકે દીવસ પછી રાત અને રાત પછી દીવસ હંમેશાં આવ્યાં જ કરે છે.

ધોબીના હાથે પથ્થરપર ઝીંકવાનો ભય મલીન વસ્ત્રોને રહે છે. સ્વચ્છને રહેતો નથી.

મોટાઇનું માન ધન ઉપર નહિ પણ હૃદય ઉપર રહે છે. સમર્થ શાહુકારે હુંડી લખી આપી હોય તેનો જેને વિશ્વાસ આવતો નથી તેને મૂર્ખ સમજવો. તે જ પ્રમાણે નારદ, સનકાદિકના વચનમાં વિશ્વાસ આવતો નથી તેને મહામૂર્ખ સમજવો.

## પરચુરણ દોહરા અને સાખીઓ.

જેને જેનો સ્વાદ નહિ, તે તેને નહિ ચહાય;
દુપણ આપી દ્રાક્ષને, કાગ લીંબોડી ખાય.
રહે ન સરખા દિન સદા, ચતુર વિચારો ચંત;
દિન આવ્યા વરસાદના, આવે દુઃખનો અંત.
દાલાં થોથાં કુટતાં, ખુટયું દીપક તેલ;
મનના મનોરથ રહી જશે, ઓચિંતો તૂટી જાશે ખેલ.
તુલસી વશીકરણ મંત્ર હે, તજીએ વચન કઠોર;
મીઠી મીઠી બાત હે, વશીકરણ નહિ ઓર.
શક્તિ નહિ શણગારની, તો સજીએ સંતોષ;
પણ પેખીને પારકા, શીદ કરીએ અફસોસ.
અંધા આગળ આરસી, બહેરા આગળ શંખ;
મુંગાને સ્વપ્નું થયું, સમજ સમજ પસ્તાય.
કાયા કલેવર કારમું, છે ગંદકીનો ગાડવો;
સમજુ જને સમજી જાવ, અભિમાનને વણસાડવો,
અમુલખ લટકું લાભનું, ચેત્યા તે નર પામ્યા પાર;
ચાર દિવસની ચાંદની જાતાં નહિ લાગે વાર.
કરી લેને કાજ, અવસર આવ્યો ઓળખી;
તે રાજી કરને રાજ, આવી પળને ઓળખી.
દુર્લભ આવું દેહ, મોંઘું ઘણું મનુષ્યને;
તે સાચો કરને સ્નેહ, પ્રભુ સાથે પ્રાણીઆ.
ચોરાસી ખાણું ચાર, તું શોધી જોને શરીરને;
તે નથી બીજું નિરધાર, આ તન તોલે આવતું.

તહાં નહિ કછુ ભય જહાં, અપની જાત તપાસ;
કાઠ વિના ન કુહાર કછુ, તરૂકો કરત વિનાશ.
સાહેબકે દરબારમેં, સાચેકું શિરપાવ;
જુઠા તમાચા ખાયગા, કયા રંક કયા રાય.
સંસાર માંહી જીવવું, નિજ ધર્મનો ત્યાગ કરી;
એથી મરણ ઉત્કૃષ્ટ છે, જે નામના રાખે ખરી.
મતલબને મન વાર, લોક જમાડે ચુરમા;
વિણ મતલબ મનવાર, રાબ ન રેડે રાબડીઆ.
સ્ત્રી ધન સૌ સાંપડે, પુત્ર સંયોગે હોય;
માડી જાયો નહિ મળે, લાખો ખર્ચે કોય.
ભાઈઓની ભલાઈ મરે તો મેલાય નહિ;
દુઃખે દાઝે દીલ માંય, ભાઇ વિનાનો ભવ નહિ.
મોટાના મંદવાડ, રજના ગજ થઈ પડે;
એ વૈદ્યોના ઝાડ, સાચું સોરઠીઓ ભણે.
કરીએ જઇ નિવાસ જ્યાં, પૈસાની પેદાશ;
જંગલનાં મંગળ કરે પૈસા જેની પાસ.
સેજ મિલા તે દુધ બરોબર, માંગ લીયા સો પાણી;
ખેંચ લીયા સો રક્ત બરોબર, બોલે ગોરખ વાણી.




## સુખ દુઃખમાં સમતા.

પુરૂષને જે સુખ દુઃખ મળવાનું હોય તેજ મળે છે. જે સુખ કે દુઃખ જવાનું હોય છે તેજ જાય અને જે પામવાનું હોય છે તેજ

પામે છે. જે માણસ એ વાતને સારી રીતે જાણીને મોહ પામતો નથી તથા સર્વ પ્રકારના દુઃખમાં વ્યતીત થતો નથી તેજ માણસને સર્વ પ્રકારના ધનવાળો જાણવો.

### મનુષ્યે ત્રણ બાબતોથી સંતોષ માનવો જોઈએ!

મનુષ્યે આ નશ્વર જગતમાં હમેશાં ત્રણ બાબતોથી સંતોષ માનવો જોઈએ! જે જે સુખ દુઃખ અનાયાસે આવી પડે તેથી, પોતાના મિત્ર અને માલમતાથી અને પોતાના પવિત્ર વિચારોથી. જે આવી પડે તેમાં સંતોષ માનવાથી તેને શોક થશે નહિ. પોતાના મિત્ર અને માલ મિલકતમાં સંતોષ માનવાથી તે ચિંતા અને દુઃખમાંથી મુક્ત થશે; અને પોતાના પવિત્ર વિચારોને લીધે તે મલીન કામોમાં સડવા તથા દુઃખ ભોગવવા ફરી મન કરશે નહિ.

### પાપ રૂપી દેહ.

આ જીવને માથે કરોડ પાપની કોટડીયું છે એમાંથી એક કોટડી લઇને ભગવાને અર્ધ કોટડીનો દેહ કર્યો છે ને અર્ધ કોટડીનાં સગાંસબંધી વિષય દ્રવ્યાદિક અનેક પદાર્થ કર્યા છે તે પાપે પાપ મળી જાય છે ને એ પાપ છે તે જીવને નડે છે ને પરમેશ્વરને ભજવા નથી દેતાં.

### સંસારના ખેલો અંતે ફના છે.

ફના સંસારના ખેલો, બધા અંતે ફના થાતા;
ન લાવે કોઇ સાથે કંઈ, ન સાથે કાંઇ લઈ જાતા.
છતાં હુંને કહે મારૂં, નથી એ મૂર્ખતા કે શું?
ગયા બે હાથ લઇ ખાલી, હજારો ભૂપ મદમાતા;
ભલાઈ રાખવી સૌથી, ખરી બસ એ કમાણી છે.
ચણ્યા જે કોટ કીર્તિના, નથી યમથી જ તોડાતા.

### મહાત્માઓના વિવિધ વચનો.

શુર ગુણ તો શુરા કથે, નીરગુણ કથે કબીર;
રામ રતન તુલસી કથે, જય જય જય રઘુવીર.

મુખકીયે સુમરણકું, સુણનેકું કીયા કાન;
તરનેકું આધીનતા, બુડનેકું અભિમાન.
જુહાર જુહાર વણીક કહે, નજુહારકા ભેદ;
ભેદ બીન રહત હય, આઠે પહર બહુ ખેદ.
જ જાસે જગદીશ હયે, હ હામે હરી સાર;
ર સમે રામ જ રહ્યો, તાકા નામ જુહાર.
કરણી કરે ભેદકી, ચલે હંસકી ચાલ;
પૂંછ પકડે શિયાલકા, કીસબીધ ઉતરે પાર.
રેમન ક્યું ભટકત ફીરે, ભજથી નંદ કુમાર;
નારાયણ અજહુ સમજ, ભયે ન કુછ બિચાર.
ભલી કરત લાગે વીલંબ, વિલંબ ન બુરે વિચાર;
ભવન બનાતે દીન લગે, પાડત લાગે ન વાર.
જાત નહિ જુગદીગશકું, હરીજનકું કયા હોય;
જાત ભાત કુલ કીચમે, ડુબ મરો મત કોય.
જાત અમારી આત્મા, પરમેશ્વર પરીવાર;
સગા હમારા સંત હે, શિર પર સરજન હાર.
જાત હમારી આત્મા, પ્રાણ હમારો મામ;
અલખ હમારા ઇષ્ટ હે, ગગન હમારો ગામ.
કયા ધરતીકો ફેર હય, કયા આભકો તોલ;
ક્યા પાવકી જાત હે, ક્યા પારકો મોલ.
બહોત ગઇ થોડી રહી, થોડેમે ઘટ જાય;
એક પલકકે કારણે, બાજી ક્યું ગુમાય.
માત, તાતને મિત્રએ, મુળથી ત્રણ હીતકાર;
હિતકારી બીજાં બધાં, ગરજ પડે તે વાર.
અઇસીમેં અઇસી ભઇ, દેખો દીનકી બાત;
બન બીચારન દશરથ મરન, સીતા હરણ બંધુ ઘાત.
ખેતર બગડ્યું તણખલે, સભા બગાડી કુળ;

ભક્તિ બગાડી લાલચે, જેમ કેસર પડી ધૂળ.
અંતકાળ વેળા કઠણ, કષ્ટ કોટી ઘા થાય;
જો સુખમય હરી સાંભરે, જરૂર દુઃખ દુર જાય.
ધનપતી મોટા શેઠીયા, મોટા રાજકુમાર;
આ અવની ઉપર રહી, ઉઠી ગયા અપાર.

## કલ્પવૃક્ષ પાસે માગણી કરનાર ચાર ભાઈબંધોની વાત.

એક વખતે એક સુતાર, બ્રાહ્મણ, રજપુત અને રબારી એક અરણ્યમાં ચાલ્યા જતા હતા તેવામાં તેને એક મહાત્મા પુરૂષના દર્શન થયાં. તેની કૃપાથી તે ચાર જણાને કલ્પવૃક્ષ નીચે બેસી પોતાના મન ગમતી ઇચ્છીત વસ્તુ માંગવાનું વચન આપ્યું. તે મહાત્માના પ્રતાપથી એક વખતે અનાયાસે ચારે જણા કલ્પવૃક્ષ નીચે આવી લાગ્યા. રજપુતે એક સારી ઘોડીની માંગણી કરી, બ્રાહ્મણે લાડુની ને રબારીએ ભેંસની માંગણી કરી પણ પેલા સુતારનું મન તો બાવળીએ હોય તે પ્રમાણે કલ્પવૃક્ષની સારી ડાળો જોઈ એક કુવાડાની માંગણી કરી એટલામાં અધર કુવાડો દેખાણો ત્યારે તે મનમાં કહેવા લાગ્યો કે આ કુવાડો પડશે તો લાગી જશે. એટલામાં કુવાડો સુતારના માથાપર પડતાં તે બિચારો મરી ગયો. કેટલીક વખતે ગુરૂની કૃપાથી અપાર સુખ મળે છે પણ આપણી અજ્ઞાનતાને લીધે આપણને માગણી કરતાં પણ આવડતી નથી તેમાં કોનો દોષ સમજવો ?

રાજાને હીરામાણેક ખરીદ કરવા હોય તો પોતે રાજા છતાં ઝવેરીની સલાહ લેવાની જરૂર પડે છે કારણકે હીરામાણેકની પરીક્ષા કાંઇ રાજાથી થતી નથી. એ તો ઝવેરી હોય તે જ તેની ખરી પરીક્ષા કરી શકે તે વિના બીજાથી થઇ શકે જ નહિ.

## જ્ઞાનદીપક.

### છપયછંદ.

ખારા જળનો જીવ, મીઠા જળ માંહી મરે છે,
સીસરી મીઠી ઘણી, ગદ્ધાના પ્રાણ હરે છે;

સિંહણ કેરૂં દુધ, કનકને પાત્રે જામે.
બીજી ધાતુ બહુ માંહીવિરામ ન પામે:
છે એમ હરીરસ આકરો, મને પ્રેમ દીલ બહુ ઠરે,
કહે નરભેરામ ગુરૂથકી, દુરજનને વિસ્મય કરે.
વેદને ભેદ અડે નહિ, ખળાને ન અડે સત્ય;
સાચને જુઠ અડે નહિ, જો પ્રભુ રાખે પત્ય.
અગ્નિ બાળે સર્વને, જીવ બાળ્યો નવ જાય;
મન્મથ જીતે સર્વને, જ્ઞાની નવ ઝીતાય.
કહ્યું કાંઈ ન સમજ્યા કશું, આંખનું કાજળ ગાલે ઘસ્યું.

અખાની વાણી.

ઉંડા કુવોને ફાટીઓખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક.
બળદની તે કેમ થાએ ગાય, મુરખમિથ્યા કરે ઉપાય;
જ્ઞાન વિના તે સાધન એવાં, અખા ત્હેમાં ન લેવા દેવા.
સુકું જ્ઞાનને વ્યંઢળ મુંછ, કરપીધન કુતરાનું પુંછ;
એ ચારેથી અર્થ ન થાય, સ્હામુ એબ ઉઘાડે કાય.
કપીને જેમ શણગાર્યો નટે, ભીખ મંગાવે રણાં, ચોટે;
પલકે રિદ્ધસિદ્ધ આવે ઘણી, જીવ જાણે હું સૌનો ધણી.

**દોહરો.**

દુર્લભ નરતંનુ પામીને, કરવો શુભ સત્સંગ;
જીવનનું સુખ જાણીને, તજવો કુડા કુસંગ.
ઉપાય છતાં અણુધજન, દે ઇશ્વરને દોષ;
છતી છત્રી ઓઢી નહિ, મેહ ઉપર શો રોષ.
ધન જોબનને જીવતર, જોવા માત્ર જણાય;
ઓસ બરોબર ઉપમા, જ્ઞાની કવિઓ ગાય.

**જ્ઞાન વચન.**

(૧) સારા અગર નબળા કામનું ફળ તેના સમયેજ મળે છે. જેમ ડાંગર શરદ ઋતુમાં જલદી પાકી જાય છે કઈ વસંત આદિ ઋતુમાં પાકતી નથી.

(૨) માણસ જેમ જેમ સત્પુરૂષની નિંદા કરે છે તેમ તેમ પોતે વધારે દુઃખી થાય છે; આકાશમાં આપણા હાથે પથરો ફેંકીએ તો તે આપણા માથા ઉપર જ પડે છે.

(૩) જેમ જેમ પુરૂષનું વય વધારે થાય છે તેમ તેમ બુદ્ધિ પાકી થાય છે, ચંદનનું વૃક્ષ જેમ જુનું થાય તેમ તેમ સુગંધ વધે છે.

(૪) આ સંસારમાં મનુષ્ય યોનિમાં જન્મ થવો એ બહુ જ દુર્લભ છે. તેમાં વળી વિદ્યા પ્રાપ્ત થવી બહુ જ મુશ્કેલ છે. તેમાં વળી વિજય મેળવવો બહુ જ દુર્લભ છે અને તેમાં વળી શક્તિ આવવી બહુ જ દુર્લભ છે.

૫) જેનાથી અપયશ મળે, ખરાબ ગતિ થાય, સ્વર્ગથી ભ્રષ્ટ થવાય એવું કર્મ માણસે કદી કરવું નહિ.

(૬) જ્યારે માણસ મરી જાય છે ત્યારે તેના ગુણો કેવા હતા તેનો પ્રત્યક્ષ પ્રકાશ થાય છે. અગરના કાષ્ટને જ્યારે અગ્નિમાં નાંખીએ ત્યારે તેની સુગંધ માલુમ પડે છે.

(૭) દુષ્ટોની સાથે સંધિ–સલાહ ન રાખવી, બંધુઓની સાથે લડવું નહિ, રાજ્યભક્તિ વિના સેવક રાખવો નહિ અને કોઈને પણ દુઃખ દેવું નહિ.

(૮) સારા વંશમાં ઉત્પન્ન થયો હોય, કરોડો રૂપિઆ આપનાર હોય, ગુણવાન હોય, સમર્થ હોય, છતાં જો તે ક્રૂર દુષ્ટ હોય તો નિરતંર ધનુષની માફક તેનો ત્યાગ કરવો.

(૯) દોહરો—એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર;
કાળા ગોરાં કોઇ છે, ધનહિણા ધનવાન.

(૧૦) પ્રભુ આપણી ગુપ્ત વાતો પણ જાણે છે તે વિષે વાચનમાળામાં કહ્યું છે કે,—

**દોહરો.**

ભોંયમાં પેસી ભોંયરે, કરીએ કાંઈ વાત;
ઘડીએ મનમાં ઘાટ તે જાણે જગતનો તાત.

(૧૧) આ દુનિયામાં દાન અને સન્માન જેવો બીજો કોઈ વિધિ નથી, લોભના જેવો બીજો કોઈ શત્રુ નથી, સારા સ્વભાવ જેવું બીજું કાંઈ ભૂષણ નથી, અને સંતોષના જેવું ધન નથી.

(૧૨) જેવું આ દેહનું પ્રારબ્ધ હોય તે પ્રમાણે અનાયાસે સુખ દુઃખ આપણને આવી મળે છે, નહિ તો આ જગતમાં કોઇની માંગણી દુઃખની નથી, સઘળાની સુખની છે છતાં પણ વગર માગે દુઃખ આવી ઉભું રહે છે એજ પરમાત્માની ખુબી છે.

(૧૩) કાચા સુતરને તાંતણે, જો બાંધી આ જીંદગાની છે;
દરિયા તણા મોજાં સમી, તું જુઠી જાણ જવાની છે.
આશા બધી અંતરની, અંતરમાં સમાઈ જવાની છે.

(૧૪) દયા ધર્મનું મૂળ છે, ભક્તિ જળે સીંચાય;
દયા વિના ભક્તિ કરે, ધર્મ વૃક્ષ નહિ થાય.

(૧૫) સંસારી સુખ દુઃખ દેખાવ માત્ર સ્વપ્ન તુલ્ય છે તેમાંથી જેમ બને તેમ જલ્દી નિકળાય તેમ કરવું જોઇએ, કેમકે ગયો વખત પુનઃ હાથ આવતો નથી.

(૧૬) પાંચ વાત સાનુકુળ હોય ત્યારે પરમેશ્વરની ભક્તિ કરવાનું મન થાય (૧) સારો સંગ. (૨) શાસ્ત્ર. (૩) શ્રદ્ધા (૪) રૂડો દેશ (૫) રૂડો કાળ.

(૧૭) લાખો તણા વેપાર ડોળ્યા, તોય તેથી શું થયું;
હાકેમ થઈ હુકમો ચલાવ્યા, તોય તેથી શું થયું.
મળી બાદશાહી અમીરી, તોય તેથી શું થયું;
પરમાર્થ કાંઈ સાધ્યા વિના, જીવન બધું એળે ગયું.

(૧૮) સૂતો તાણી સોડ, તું જાણે મરવું નથી;
ચાલી જોને જોડ, કોઈ રહે નહિ જગતમાં.

(૧૯) ધર્મ વિના સુખની કદી, આશા તું નહિ રાખ;
પડતીના ચિહ્ન જાણજે, વેદ પુરાવે શાખ.

(૨૦) હીતની વાત ન બોલીયે, જો નર હોય અબોધ;

જેમ નકટાને આરસી, પ્રગટે દેખે ક્રોધ.
(૨૧) સુખનો માર્ગ સહેલ છે, નીતિ રાખો પાસ;
દુઃખ કદી આવે નહીં, ઉરમાં રહે ઉજાસ.
(૨૨) મરતાં સુધી મટે નહિ, પડી ટેવ પ્રખ્યાત;
ફાટે પણ ફીટે નહિ, પડી પટોળે ભાત,
(૨૩) જે જેને મન સહી રહ્યું, તે તેને સુખ રૂપ;
મગર મહાસાગર ગમે, કચ્છપને મન કુપ.
(૨૪) અટકાવ્યાં અટકે નહિ, જે વેગે વહિ જાય;
કાંતો થાકીને રહે, કાં ભીંતે ભટકાય.
(૨૫) કહે ઉંટ કદી આપણે, કર્યું ન નબળું કાજ;
નીચે મુખ ન ચાલવું, એમ કરો સઉ આજ.
(૨૬) જેનાથી જેનું મન ઉઠી જાય,
જરૂર તેને તુચ્છ તે જણાય;
જુઓ ન જાણી ખપની જરીયે,
નરેશ ગાદી નૃપ ભર્તૃહરિએ.
(૨૭) અલ્પ મુલ્ય આપ્યા થકી, હાથી મળતો હોય;
પર પામર જન શું કરે, તે કદી સમજે તોય.
(૨૮) કન્યાનું માગું કરે, એ તો સૌ સંસાર;
પણ વહુનું માગું કરે, એ પણ એક ગમાર.
(૨૯) ઉપજ ખરચના આંકનો, શોધે નહિ સુમાર;
વણલેખે ધન વાવરે, એ પણ એક ગમાર.
(૩૦) ઉદાર પુરૂષ ઉદારતા, તજે ન સહી પરિતાપ;
આંબાને પથરો હણે, પણ આપે ફળ આપ.
(૩૧) ફાંફાં મારે માનવી, જાવા પ્રભુની પાસ;
કોઇ કરે ઉપવાસને, કોઈ વસે વનવાસ.
(૩૨) મગ્ન રહો મનમાં સદા, કરો નહિ કલ્પાંત;
પ્રભુની મરજી સમજીને, રહો સદા ન શાન્ત.

(૩૩) ધર્મ વિના ધરણી વિષે, રહે ન નીતિ લેશ;
જુલમ વધે જગમાં ઘણો, વધે કોટીધા કલેશ.

(૩૪) આ દુનિઆમાં આપણું, નથી સરીગત કોઈ;
વેઠ પડી તે વેઠવી, કાં હરખી કાં રોઈ.

(૩૫) સ્વપ્ન તુલ્ય સંસાર છે, પાપ પુણ્ય છે સત્ય;
ચેતી શકે તો ચેતજે, દે શિક્ષા દલપત.

(૩૬) લાભ લીધો પરલોકનો, ધર્યું અવિચળ ધામ;
પ્રીતે પર ઉપકારના, કીધાં જેણે કામ.

(૩૭) સજ્જનો આ સંસાર છે, સાગર વડા સમાન;
કાંઠા બે તેના કહું, જન્મસ્થાન સ્મશાન.

(૩૮) બળ નિષ્ફળ હિંમત વિના, વંશસંપવિણ વ્યર્થ;
વિત્ત વ્યર્થ વિદ્યા વિના, અગુણે કલમ અનર્થ.

(૩૯) સારાને નરસું ગણે, જો મન લડી જાય;
ભમરો ભોગી સુગંધનો, ચંપાને ન ચ્હાય.

(૪૦) અજાણ્યું ફળ છે બુરૂં, હસવું હલકા સાથ;
પ્રવાસમાં ધન છે બુરૂં, જુગારીનો સંગાથ.

## વાસના વિષે.

ત્રણ ચાર વર્ષની જુની ડાંગર વાવવાના કામમાં આવતી નથી, તે જ પ્રમાણે વાસનાનું સ્વરૂપ છે. વાસના જુની થતી જાય છે તેમ જન્મ મરણનો હેતુ થતી નથી.

જીવની કારણ શરીર રૂપ માયા તે વજ્ર સાર જેવી છે તે કોઇ રીતે જીવથી જુદી પડતી નથી. જ્યારે એ જીવને સાચા સંતનો સમાગમ મળે ને સંતના વચનમાં વિશ્વાસ આવે ત્યારે જ એ કારણ શરીર બાળીને ખોખા જેવું થઇ જાય છે. જેમ આંબલીનું બીજ હોય તેને જરા શેકી નાંખવાથી ફોતરૂં એકદમ ઉખડી જાય છે પણ

કાચા આંબલીયાને ખાંડવાથી છાલ જુદી પડતી નથી તે પ્રમાણે કારણ શરીરનું સમજવું.

## એક પુરૂષે પોતાના આત્માને પુછેલા પ્રશ્નો.

એક વખત એક શ્રીમાન મનુષ્ય મંદવાડની પથારીએ હતો તે વખતે તેણે પોતાના આત્માને આ પ્રમાણે પ્રશ્નો પૂછ્યા હતા. "મારી જીંદગીમાંથી કાંઇ પણ સત્પરીણામ નિવડ્યું છે ? મેં કોના હૃદયમાંથી દુઃખરૂપી બોજો લઇ તેને હલકું કર્યું છે ? કોનો શોક મેં દુર કર્યો છે ? કોનું ઘર મેં સુખી કર્યું છે ? મેં શું સત્કાર્ય કર્યું છે ? મ્હારા જીવવાથી આ દુનિયામાં કાંઈ પણ સુધારો થયો છે ? " આ આત્મ-પ્રશ્નના ઉત્તર જીવ વિનાના હતા પણ તે પુરૂષ મંદવાડની પથારીમાંથી ઉઠ્યો ત્યારે વધારે ડાહ્યો ને સદાચારી થયો.

## પેટની વેઠ.

પેટ કરાવે વેઠ જગતમાં પેટ કરાવે વેઠ:
વેઠ પેટની નહીં જ ચુકવશે કાં વાણોતર શેઠ. જગતમાં.
માત પિતા કાં બેની બાંધવ, વધુ, દીયર, જેઠ. જગતમાં.
સર્વ સ્થિતિમાં વિખ ઉરાડતી, ફરે એ પેટની રેંટ. જગતમાં.
પેટરૂપી લઈ પાપ પોટલી, નર્કની કરવી ભેટ. જગતમાં.

## મરણની બીક.

મરવાથી શું બીહે ! રે મુરખા મરવાથી શું બિહે
જીવતું મરશે, મૂવું મરશે, સૃષ્ટિ નિયમ નીતિએ. રે મુરખા.
ઉંઘ્યું જાગશે, જાગ્યું ઉંઘશે, છે અનુક્રમ સ્થિતિ એ. રે મુરખા.
હસતું રડશે, રડતું હસશે, ઘણું હસશે રોશે જરીએ. રે મુરખા.
ચડતી પડતી નબળી સબળી, જ્યાં ત્યાં નિત દેખીએ. રે મુરખા.

## આવ્યું તે જાવા માટે.

જે આવ્યું તે જાય, જગતમાં જે આવ્યું તે જાય.

આવ્યું જાશે, ઉગ્યું કરમાશે, નિશ્ચય નહિ જ ટકાય. જગતમા.
ફારફેર માયાનો કાયદો, કાં રૈયત કાં રાય. જગતમા.
વધી વધી સહુ ઘટવા માંડે, ઘટી ઘટીને જ વધાય. જગતમાં.
મોટા નાના, નાના મોટા એક બીજાને ખાય. જગતમાં.

## છતમાં ન છકવા વિષે.

છતમાં હું છકયો બની છેલ છકેલ,
ભુલી ભાન ભમ્યો, જ્યમ ચિત્ત ચળેલ. ટેક.
ફળ પામી ફુલ્યો જ્યમ બેલ ફાટેલ,
તૃણ તાજું ચરી ફરતો ફટકેલ. છતમાં
મદમસ્ત થયો વસી મંદીર મહેલ,
કરી લેપન તેલ ફુલેલ ચમેલ. છતમાં.
મન મેલ હવે મનનો તુજ મેલ,
પર પ્રેમ ધરીને પ્રભુ રસ રેલ. છતમાં.

## જીવને બોધ.

કોના છોરૂ કોના વાછરૂ, કોના માયને બાપ;
અંત વખત જાવું એકલા, સાથે પુણ્યને પાપ.
જે તન દેખી છાકયો ડોલે, તેનું દેખ વિચારીજી;
નખ શીખ સુધી નિંદ્યા જેવું, શા માંહી વસ્તુ સારીજી;
માંસ રૂધીર તે માંહી ભરીને, ઉપર મઢાયું આળુંજી.
મોહ તણે વશ થઇને મુરખ દેખે છે રૂપાળુંજી.
હાડ તણા પગ હાથ બનાવ્યા, કટકા કટકા સાંધીજી.
તે માંહી દઢ મમતા તુજને, એવી આવી આંધીજી.
ઉદરમાં આંતરડાં ભરીયાં, આવે ગંધ નઠારીજી;
રગ રગમાં રોગે વીંટાણું, મળમુત્રની કયારીજી.
ટળતાં એને વાર ન લાગે, આદ્ય અંતનું ખોટુંજી;
બ્રહ્માનંદ કહે એ સારૂ, તેં કામ બગાડયું મોટુંજી.

બાળપણું તે જીવ અજ્ઞાની, ખબર વિનાનું ખોયુંજી;
સારૂં ભુડું કાંઈ ન સુજ્યું, રમતમાં મન મોયુંજી.
જુવાનપણું જુવતીમાં ખોયું, ધનને અર્થે ધાયોજી;
મનમાં જાણે મુજ સરીખો, નથી જગતમાં ડાહ્યોજી.
વૃદ્ધપણામાં ચિંતા વાધી, હાથપગ નવ ચાલેજી;
ઘરના માણુસ કહ્યું ન માને, એ દુઃખ અંતર સાલેજી.
ભાળે નહિ રોગે ભેળાણો, પડીયો લાંબો થઇનેજી;
જમના કિંકર ગરદન ઝાલી, ચાલ્યા જોરે લઇનેજી.
ઠાલો આવ્યો ભુલો પડીઓ, કાંઈ ન લઈ ગયો સાથેજી;
બ્રહ્માનંદ કહે જમપુરી કેરૂં, મહા દુઃખ લીધું માથેજી.
સ્વપ્નુ સમજો રે આ સંસારને, દુઃખ દરિયો વિશાળજી;
પડયા પાસા નવ વિસરે, કોટીવાર ગળે કાળજી.

## દોહરો.

તન ધન તે તારાં નથી, નથી પ્રિયા પરણેત;
પાછળ સૌ રહેશે પડયાં, ચેત ચેત નર ચેત.
માટે મનમાં સમજીને, વિચારીને કર વેત;
કયાંથી આવ્યો કયાં જવું, ચેત ચેત નર ચેત.
તુલસી તલપ ન છોડીએ, નિશ્ચે લીજે નામ;
મનુષ્ય મજુરી દેત હે, કયું રખેગા રામ.

## સોલનની શિક્ષા.

ગ્રીસ દેશના પ્રખ્યાત જ્ઞાની સોલનને એક દોસ્તદાર હતો તે હમેશાં દિલગીર ને ઉદાસીમાં રહેતો. બીજા ઘણાઓએ બતાવેલા ઉપાયો તેણે કીધા પણ તેનો શોક જાય નહિ. એક દહાડો સોલન પેલાને એક ઉંચી ટેકરી ઉપર લઈ ગયો ત્યાંથી આસપાસના તમામ ઘરોનાં છાપરાં નીચે દેખાતાં હતાં. સોલન બોલ્યો, ભાઇ ! તેં આજસુધીમાં તેમાંના જેટલા બધા લોક મરી ગયેલા છે, મરી જાય છે અને મરી જશે, એ સઘળાનો શોક કેટલો હશે વારૂ ? એ સઘળાનો શોક કરવો

મુકી દઇને તારા જ શોકને તું રડયા કરે છે ? પોતાને માટે શોક કરવો ને પારકાને માટે ન કરવો એ તો દેખીતો ગેરઇન્સાફ છે એટલું જ નહિ પણ એ એક પ્રકારનું નિર્દયપણું છે. સઘળાં પારકાનો શોક કરવો તેમાં કદી આરો આવવાનો નથી, માટે તું તારો શોક મુકી દે. આ દૃષ્ટાંતથી પેલાને જ્ઞાન થતાં પોતાનો શોક મેલીને ઇશ્વરની મહાન શક્તિને તાબે થયો.

## મૂર્ખ શિયાળ.

એક શિયાળ જીવ લઇને જંગલમાં નાસતું હતું તેને કોઇ બીજા જનાવરે કહ્યું કે ભાઈ! તું આમ ભયભિત થઇને શામાટે નાસે છે ? ત્યારે શિયાળે ઉત્તર આપ્યો કે હાલમાં લોકો ઉંટને મજુરીએ પકડી જાય છે ત્યારે એક જાનવરે કહ્યું તેમાં તમારો શું સંબંધ છે ? ઉંટ ક્યાં ને તું ક્યાં ? આવી રીતે પરાયાનું ખોટું બાનું લઇને કેટલાક મનુષ્યો વિનાકારણે દોડા દોડી કરી મુકે છે એ કેટલું બધું મૂર્ખાઈ ભરેલું છે તે આ સાધારણ દૃષ્ટાંતથી સમજાશે.

## મહાત્માઓની પવિત્ર વાણી.

નારદે કહ્યું છે કે ગૃહસ્થ થયો હોય તેવા અને સારી વૃત્તિવાળાએ સ્ત્રી સંબંધી વાતોનો ત્યાગ કરવો કેમકે તેનાથી મોટા મોટાઓને હાનિ પહોંચી છે કેમકે મનુષ્યની ઇંદ્રિયો બહુ જ ચંચળ છે તેથી સ્ત્રીનો સંબંધ આખર દુઃખદાઈ થઈ પડે છે.

મોક્ષ ધર્મમાં કહ્યું છે કે આ લોકમાં કામ એ જ બંધન છે બીજું કાંઇ બંધન નથી. જે કામના બંધનથી મુક્ત થયો તે મોક્ષ પામે છે.

યાજ્ઞવલ્કયે કહ્યું છે કે જે બ્રહ્મચારી સ્ત્રીના પાસે જાય છે તે પાપી થાય છે.

દેહ ધારણ કરનાર સર્વ પ્રાણીઓનો આયુષ્ય, કર્મ, દ્રવ્ય, વિદ્યા અને નાશ એ પાંચ ગર્ભમાં હોય ત્યારથી જ સરજાય છે.

મૃત્યુ, વ્યાધિ અને શોક એ ત્રણનો મોટો ભય દરરોજ ઉઠીને

સમજવો જોઈએ કે કોણ જાણે આજે કે કાલે આપણને નડશેજ ?

જે માણસને પોતાના કલ્યાણની ઈચ્છા હોય તેમણે નિદ્રા, ભય, ક્રોધ, આળસ્ય, અને દીર્ઘસુત્રિપણું એ દોષ અવશ્ય તજવા જોઈએ.

સ્ત્રીઓએ જેનું મન હરણ કરેલું તેમને વિદ્યાથી શું ? તપથી શું ? યોગ અને શાસ્ત્રથી શું ? તેમજ વૈરાગ્ય અને મૌનથી પણ શું ? અર્થાત્ સ્ત્રી વશ જેનું ચિત્ત છે તેને ઉપલી દરેક બાબત નકામી છે.

પુત્ર વિનાનું ઘર, સારા મિત્ર વિનાનો માણસ હમેશાં શુન્ય સમજવાં તેમજ મૂર્ખ માણસને બધી દિશાઓ શુન્ય છે ને સૌ કરતાં વધારે શુન્ય દરિદ્રતા સમજવી.

જેનાથી અપયશ મળે, ખરાબ ગતિ થાય, સ્વર્ગથી ભ્રષ્ટ થવાય એવું કર્મ માણસે કદી કરવું નહિ.

નદીઓની, વંશોની, મુનિઓની, મહાત્મા પુરૂષોની અને સ્ત્રીના દુષ્ટ આચરણની પરિક્ષા કદાપિ કરવી જ નહિ. વૃદ્ધાવસ્થા રૂપનું હરણ કરે છે, આશા ધૈર્યનું હરણ કરે છે, મૃત્યુ પ્રાણોનું હરણ કરે છે, ઈર્ષા ધર્મનું હરણ કરે છે, કામ લજ્જાઓનું હરણ કરે છે, અસત્ય પુરૂષોની સેવા આપણા સારાં આચરણોનું હરણ કરે છે, ક્રોધ લક્ષ્મી તથા અભિમાનનું હરણ કરે છે.

સારાં કુળમાં જન્મ થવો, નહાના પ્રકારનું ઐશ્વર્ય મળવું, વહાલાઓનો સમાગમ થવો, રાજ્યકુળમાં મોટું માન હોય, પરંપરાથી સુખ જ હોય, સ્વચ્છ જેનો યશ હોય એ બધાં પુણ્યરૂપી વૃક્ષોનાં ફળો સમજવાં.

## સુબોધ વચનો.

જો લક્ષ્મી હોય તો સરસ્વતિ હોતી નથી, લક્ષ્મી અને સરસ્વતિ બન્ને હોય તો ઉદારતા હોતી નથી, અગણીત્ પૂર્વના પુણ્યને લીધે એ ત્રણે હોય તો સૌજન્ય હોતું નથી અને એ ચારે હોય તો વિચારશીલ બુદ્ધિ હોતી નથી. પરન્તુ પરમેશ્વરની કૃપાથી એ પાંચ વાનાં હોય તે મહા ભાગ્યવાન ગણાય છે.

તળાવ કમળ વડે રાત્રિ ચંદ્ર વડે, સ્ત્રી યુવાવસ્થાથી જેમ સારી દેખાય છે તેમ નીતિથી લક્ષ્મી ઘણી જ સુંદર દેખાય છે. જે માણસ ભય વખતે અથવા હર્ષ વખતે વિચાર કરીને ચાલે છે, અને જે કરવાનું કામ હોય તેમાં જો ઉતાવળ નહિ કરે તો તે માણસ સંતાપ પામતો નથી.

હિન માણસની સેવા કદી કરવી નહિ, અવશ્ય મોટાનો આશ્રય કરવો.

સર્પના મસ્તક ઉપર રહેલા રત્ન ઉપર, કૃપણ માણસના દ્રવ્યમાં, સતી સ્ત્રીના સ્તન પર અને સિંહના કેશ પર અને જ્ઞાની માણસના શરણમાં આવેલા ઉપર બીજા માણસના હાથનો પ્રચાર કદી થાય નહિ અને થાય તો મરતી વખતે થાય. સારાંશ કે મૃત્યુ પાસે આવેલું હોય ત્યારે એટલા ઉપર હાથ નાંખવાનું મન થાય છે.

આળસ સર્વે દુર્ગુણોની માતા છે, અને ઉદ્યોગ સર્વે સદ્‌ગુણોનો પિતા છે.

ઉધાર દેવું એ ચોરનો ભાઇ છે.

વિજય એ મહાન આશાજનક વસ્તુઓ છે અને નિષ્ફળતા એ મહાન નિરાશાજનક વસ્તુ છે.

વિલાસની વસ્તુમા એક પાઇ પણ ખર્ચાતી હોય ત્યાંસુધી બીજાની મદદ માગવા જવું એ ગેરવાજબી છે.

## શ્રધ્ધા.

## વિશ્વાસી શિષ્ય વિષે.

ઉપ મન્યુ નામનો એક શિષ્ય પોતાના ગુરૂ પાસે વિદ્યાભ્યાસ કરતો હતો. તેનુ શરીર રૂષ્ટ પુષ્ટ હોવાથી એક વખતે તેના ગુરૂએ તેને પુછ્યું કે શિષ્ય ? તું શું ખાય છે ? ત્યારે ઉપમન્યુએ કહ્યું કે મહારાજ, હું ભિક્ષા માગીને ખાઉં છું. તેના ગુરૂએ કહ્યું કે મારી આજ્ઞા વિના તારાથી ભિક્ષાનું અનાજ ખવાય નહિ. તે ઉપરથી ઉપમન્યુએ ભિક્ષાનું અનાજ ખાવું મુકી દીધું પરન્તુ ગુરૂ કૃપાથી

તેના શરીરમાં કાંઈ ફેરફાર થયો નહિ. પુનઃ એક વખતે વળી તેના ગુરૂએ પૂછ્યું કે હવે તું શું ખાય છે? ત્યારે શિષ્યે ઉત્તર આપ્યો કે મહારાજ હું જંગલના ઝાડપાન ખાઈ નિર્વાહ કરૂં છું. આ ઉપરથી તેના ગુરૂએ બહુ જ પ્રસન્ન થઇ તેને શુભાશિર્વાદ આપ્યો તેના વડે કરીને તે વેદ અને શાસ્ત્રમાં મહા પ્રવિણ થયો.

## શ્રવણ, મનન ને નિદિધ્યાસન વિષે

ભોજરાજાની સભામાં એક કારીગરે રૂપ, રંગ, વાન અને તોલમાં સરખી એવી ત્રણ પુતળીઓ લાવી તેની પરીક્ષા કરવા માટે રાજાને વિનંતી કરી. ભોજ રાજાએ પોતાની સભામાં સર્વે અમીર ઉમરાવને તથા પંડિતોને સદરહુ પુતળીની કિંમત કરવાનું કહેતાં કોઈથી તેની કિંમત થઈ શકી નહિ, એટલે કાલીદાસ પંડિતને તેડાવી તેની પરીક્ષા કરવાનું કહ્યું. કાલીદાસ પંડિતે તુરત એક રૂપાની સળી લઈ એક પુતળીના કાનમાં નાંખી એટલે તે સળી તુરત જ બીજા કાનમાંથી બહાર નિકળી ગઈ તે ઉપરથી તેની કિંમત કાલીદાસે એક કોડીની કરી. ત્યારબાદ બીજી પુતળીના કાનમાં સળી નાંખવાથી મુખદ્વારે બહાર નિકળતાં તેની કિંમત એક રૂપિઓ કરી. ત્યારબાદ ત્રીજી પુતળીના કાનમાં સળી નાંખતાં તે સોંસરી પેટમાં ઉતરી ગઈ, તેથી તેની કિંમત એક હજાર રૂપિઆ કરી. આ ચમત્કાર જોઈ સભા સર્વે વિસ્મય થઇ ને ભોજરાજા બહુ પ્રસન્ન થયા. આ ઉપરથી સાર એ લેવાનો છે કે જ્ઞાન સંબંધી વાત એક કાનેથી સાંભળી બીજે કાને નિકળી જાય તેની કિંમત કંઇપિણ ગણાતી નથી તેને શ્રવણ કહે છે. પણ કેટલાક લોકો જ્ઞાનામૃતનું શ્રવણ કરી મોઢે બોલી દેખાડે છે તેને મનન કહે છે. અને જ્ઞાનામૃતની વાત સાંભળી જેઓ અંતરમાં ઉતારી નિદિધ્યાસન કરે છે તેની કિંમત ત્રીજી પુતળીની પેઠે અમુલ્ય સમજવી.

## દોલતનાં દુઃખ.

દોલતવાળાને બે લાત ખાવી પડે છે. જ્યારે ગરીબમાંથી શ્રીમંત

થાય ત્યારે છાતી અક્કડ રાખી ચાલે છે ને જ્યારે એ શ્રીમંતાઇમાંથી એકાએક દૈવયોગે ગરીબી પ્રાપ્ત થાય છે ત્યારે છાતીમાં લાત લાગવાથી બિચારો વાંકો વળી જાય છે, માટે વિદ્વાન લોકો કહે છે કે દોલત એટલે બે લાત એ સત્ય છે. પૈસો આવે ત્યારે પણ દુઃખ ને જાય ત્યારે પણ દુઃખ એમાં ખરૂં સુખ કદી હોતું નથી.

## સુવર્ણથી કાંઇ સુખ થતું નથી.

મીડાસ નામના એક માણસે પરમેશ્વરની પ્રાર્થના કરીકે "પ્રભુ! મને એવું વરદાન આપો કે હું જેને અડકું તે સોનું થઇ જાય." પરમેશ્વરે એની પ્રાર્થના સ્વીકારી અને તેજ દિવસથી એ જેને અડકે તે સોનું થઇ જવા લાગ્યું. શરાબ પીવા લેતો એનું એ સોનું થઇ જાય અને પુરી ખાવા બેસે ને હાથ અડયો કે એનું પણ તરત સોનું! લુગડાંનું સોનું, પથારીનું સોનું, પાણી પીવા લે કે તરત એનું પણ સોનું! આ પ્રમાણે તે બિચારો અતિશય સોનાથી હેરાન થઇ ગયો! મીડાસની માફક અત્યારે પણ દુનિયામાં ઘણાખરા માણસો સુવર્ણમાં સુખ માની બેઠા છે પણ તેમાં ખરૂં જોતાં સાચું સુખ નથી એ નિઃસદેહ છે.

## જ્ઞાન વિનાનું જીવન મિથ્યા છે.

જે માણસની સમજશક્તિ ખુલ્લી છે અને જેને જ્ઞાન પ્રાપ્ત થયું છે તે સુખી છે. જ્ઞાન રૂપાથી વધારે કિંમતી છે અને એનાથી ઉત્પન્ન થતો ફાયદો પાટના સોનાથી એ ચડી જાય છે, હીરામાણેકથી પણ એ અમૂલ્ય છે અને બીજી જે જે ચીજોને માટે તને મોહ થતો હોય એ બધી આની આગળ તુચ્છ છે. જ્ઞાન અને વિવેકના જમણા હાથમાં કાળ રહે છે, અને ડાબા હાથમાં કીર્તિને પૈસો રહે છે અને બધી રીતીઓ આનંદદાયક હોય છે અને એના બધા રસ્તા શાન્તિના છે. સોલોમન નામનો એક વિદ્વાન કહે છે કે એકડા વિનાના જેમ કાગળમાં મીંડાં લખવાં એ કાગળને કાળો ડાઘ લગાડવા જેવું છે કેમકે એકડા વિના સંખ્યાની કીંમત સમજાતી નથી; તેમજ જ્ઞાન વિનાનું મનુષ્યજીવન એ મિથ્યા છે.

## ગૃહસ્થ અને વૈરાગ્યવાનના આભૂષણો.

હાડ જલે જ્યું લાકડી, કેશ જલે જ્યું ઘાસ;
સબ જગ જલતા દેખકર, ભયે કબીર ઉદાસ.

ગૃહસ્થાશ્રમીને ધન, દોલત, હાથી, ઘોડા, ગાય, ભેંસ મેંઢા, હવેલી, સ્ત્રી, છોકરાં ભારે ભારે વસ્ત્રાભૂષણ એ સર્વ પદાર્થ શોભારૂપ છે, અને એજ જે સર્વ પદાર્થ ત્યાગી પુરૂષોને દોષરૂપ છે. તેને તો વનમાં રહેવું, વસ્ત્ર વિના ઉઘાડે શરીરે એક કોપીનભર રહેવું, માથે ટોપી ઘાલવી, દાઢી મુંડાવી નંખાવવી, ભગવાં વસ્ત્ર રાખવાં અને કોઇ ગાળ દે ને કોઇ ધૂળ નાંખે તે અપમાનને સહન કરવું એજ પરમ શોભારૂપ છે અને એ વૈરાગ્યશાલની શોભા ગૃહસ્થને દોષરૂપ છે.

## કલ્યાણનો માર્ગ.

બાહ્ય વસ્તુમાં અસ્થિરતા, વિનાશ અને જોખમ છે. અન્તરમાં સલામતી અને સુખ છે. આત્મા તેના પોતાનાથી જ પૂર્ણ છે. જ્યાં તંગી છે, ત્યાં પૂર્ણ સહાયતાની આશા છે. તમારો અનંત વાસ અંતરમાં છે. ત્યાં જાઓ, અને તમારા રહેઠાણનો કબજો લ્યો. ત્યાં તમે રાજા છો, બીજે સ્થળે તમે તાબેદાર છો. બીજા પોતપોતાનાં રાજ્યો સારી વા ખરાબ રીતે પણ ચલાવશે એટલાથી સંતોષ પામો. તમે તમારા ઉપર મજબુત રીતે રાજ્ય ચલાવો છો કે નહીં, એ તપાસી જુઓ. તમારૂં અને વિશ્વનું ભલું તેમા સમાએલું છે. તમારે હૃદય છે, તેની પાછળ ચાલો. તમારે મન છે તેને પવિત્ર બનાવો. તમારી પાસે ન્યાય છે, તેનો ઉપયોગ કરો તમારે ઇચ્છા છે, તેને કામે લગાડો અને દૃઢ બનાવો. તમારામાં જ્ઞાન છે તેને ખીલવો. તમારા અંતરમાં પ્રકાશ છે તેને તપાસો, અને ઉત્તેજીત કરો. વાસનાઓના પવન સામે તેને સંભાળજો. તેને એકસરખા પ્રકાશથી બળવામાં મદદ કરો. દુનિયાને છોડી દ્યો અને તમારી પાસે આવો. એક મનુષ્ય તરીકે વિચારો, કાર્ય કરો, અને જીવન ગાળો. તમારા

અંતરમાં શાહુકાર બનો. તમે પોતે પૂર્ણ થાઓ. તમારા પોતાના હૃદયમાં અમર સુકાન મેળવો, અને તેને અનુસરો.

આ સંસારમાં કોઈ પણ એવો નહિ મળે કે જેને સર્વ પ્રકારે સુખ હશે. કોઇને પુત્રનું, તો કોઇને લક્ષ્મીનું, કોઇને રોગનું, ઇત્યાદિ નાના પ્રકારના દુઃખોથી આ અસાર–સંસાર ઘેરાએલો છે અને તેટલાજ માટે મહાન પુરૂષો ઘરબાર, પૈસા, ઇત્યાદિકનો ત્યાગ કરી અવિચળ સુખ મેળવવા માટે એકાંતમાં જઈ વસેલા છે.




## હિંમતે મરદાં તો મદદે ખુદા.

એક વખતે ટીટોડીનાં ન્હાનાં બચ્ચાં સમુદ્રમાં તણાઇ જતાં સમુદ્ર સાથે લડવાને તેણે હિંમત કરી. ટીટોડી પોતાનાં સગાંવહાલાંઓને લઇને બચ્ચાઓનું વેર લેવા માટે સમુદ્રને પુરી નાંખવાનું સાહસ કરવા લાગી. આ બનાવ જોઇ જંગલના અન્ય પ્રાણીઓ પણ ટીટોડીની મદદે આવ્યાં અને સૌ કોઈ પોતાની ચાંચમાં બારીક કાંકરીઓ લઇ સમુદ્ર પુરવા લાગ્યાં. આ વાતની નારદજી દ્વારાએ વિષ્ણુલોકમાં ગરૂડજીને ખબર પડી તે ઉપરથી ગરૂડજી પણ પંખીઓની મદદે આવી પોતાનું અદ્‌ભૂત પરાક્રમ જણાવવા લાગ્યા. તરત સમુદ્ર મૂર્તિમાન થઇને ગરૂડજીને હાથ જોડી કહેવા લાગ્યો કે હું હમણાં ટીચડીનાં બચ્ચાં લાવી આપું છું માટે કૃપા કરી તમારો ક્રોધ શાન્ત કરો. તરત ટીટોડીનાં બચ્ચાં સમુદ્રે પાછાં આપ્યાં અને સર્વ પક્ષીઓને

રાજી કર્યા માટે જેઓ હિંમત રાખે છે તેને શ્રીહરિ સહાય કરે છે એ નિઃસંદેહ છે.

## સત્પુરૂષોનાં લક્ષણ.

પ્રિયવાણી સહિત દાન, ગર્વ સહિત જ્ઞાન, ક્ષમાયુક્ત શૌર્ય તથા પરોપકાર સહિત ધન એ ચાર શ્રેષ્ઠ ગુણ દુર્લભ છે. હે મનુષ્ય અદેખાઈ મૂક, ક્ષમા રાખ, મિથ્યા અભિમાન છોડ, પાપમાં પ્રીતિ ન કર, સાચું બોલ, સત્ય પુરૂષની પદ્ધતિને અનુસર, વિદ્વાનોની સોબત કર, માનવા લાયકને માન આપ શત્રુને પણ વિનય કર. પોતાના ગુણની પ્રશંસા ના કર, યશસ્વી થા અને દુઃખીત પર દયા કર, કેમકે એ સત્યપુરૂષનાં લક્ષણ છે. ખેડુત લોકો જ્યારે વાવવા જાય છે ત્યારે તેના જમણા હાથથી બી વાવણીઆમાં નાંખે છે ને ડાબા હાથથી બળદને પરોણો મારે છે. તેનું ફળ કાપણી વખતે કેવું મળે છે તે તમે જોયું છે? ડાબા હાથને લોઢાનું દાતરડું ને જમણા હાથમાં એક કણના હજાર કણવાળું ડુંડું મળે છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે "કરે તેવું પામે ને વાવે તેવું લણે."

## જગતમાં કોણ જીવ્યો?

### છપય છંદ.

જગમાં જીવ્યો તેહ, જેણે પરદુઃખ જઈ કાપ્યાં,
જગમાં જીવ્યો તેહ, જેણે અણુભેપદ આપ્યાં;
જગમાં જીવ્યો તેહ, ખ્યાતિ ચાલી દસ દિશે.
જગમાં જીવ્યો તેહ, કુળ તાર્યું લઘુ વેષે,
જગમાં તો તે નર જીવ્યો, જશે વિમળ ગુણ જાણીયો;
શામળ કહે જીવ્યો તેહ નર, પર કાજે દે પ્રાણીઓ.

## જેણે શુભ કામ કર્યું તેજ કમાણા છે.

રાખ થશે રણમાં બળીનેબધી, કંચનના સરખી શુભ કાયા,
જાણ જશે જુવતી ધન જોબન, છે ઘડીવારની વાદળ છાયા;
મંદીર માલ મજુસ મનોહર, મેલી જવી જગમાં બધી માયા,
પ્રીય સુણો દલપત કહે, શુભ કામ કર્યું નર તેજ કમાયા.

## ગમાર કોને કહેવો?

### દોહરો.

જેની સોબતથી થયું, અતિ દુઃખ એકવાર;
વળી તેની સાથે વસે, એ પણ એક ગમાર. ૧
અંતર કેરા ઉભરા, બકીને કાઢે બહાર;
યોગ્ય અયોગ્ય જુએ નહિ, એ પણ એક ગમાર. ૨
વિખનું જોવા પારખું, લે મુખમાંહી લગાર;
મોત વગર પોતે મરે, એ પણ એક ગમાર. ૩
છત ઝાઝી ઘરમાં છતાં, નામ ધરે નાદાર;
કૃપણપણું પોતે કરે, એ પણ એક ગમાર. ૪
પ્રભુ કૃપાથી પૃથ્વીપર, થઇ સુખો સરદાર;
આશિષ લે નહિ અવરની, એ પણ એક ગમાર. ૫

## પૈસો આવે ત્યારે હાથ કાળા થાય ને જાય ત્યારે મોઢું કાળું થાય છે.

### દોહરો.

રાખી ઘરેણું રોકડું, આપે નાણું જેહ,
સોમણ કેરે ગાદલે, સુખે ઉંઘશે તેહ, ૧
પામર ઉંચકે પાલખી, બેસે ધનિનાબાળ;
હુકમ ચલાવે હામધરી, પૈસાથી મહિપાળ. ૨
દોલતથી મુરવત વધે, વ્હાય બાપને ભાઇ;
દોલત વિના દુનિયા કુબે, રૂઠે જણિતાબાઇ ૩
ધન મેળવતાં દુઃખ છે, સાચવતાં પણ દુઃખ;
જો આવેલું જાય તો, જાય સમુળું સુખ. ૪
પૈસાવાળાની બૈરી મુઇ, તે ગામ બધાએ તાણી;
નિરધનીઆની નારી મુઈ, પણ કોઇએ નહિ તાણી. ૫
નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર,
નિર્ધનને કોઈ નવ ગણે, નવ બાંધે કોઈ આગણે. ૬

## સુવચનો.

### દોહરા.

અજીર્ણ અતિશય ખાઇને, દેવું કરે અપાર;
માંડી આપે મહી બધી, ખાંતે થાય ખુવાર. ૧
શોભે સદૈવ મશ્કરા, મુરખ રાજાની પાસ;
નિર્જળ પર્વતપર સદા, હોય પથ્થર કે ઘાસ. ૨
જોરાવરના જુલમનો, કોણ કરે દરીઆફ;
વાઘે માર્યું માનવી, એનો શો ઇન્સાફ. ૩
સાગરમાં રહી મગરથી, ઝાઝું કર ના એર;
સુખ સિદ્ધિ નવ સાંપડે, નિપજે કાળો કેર ૪
લાંચે લોકો લુંટવા, હકતન ખાવું હરામ;
લાયક જન લાયક નહિ, કોલી ભીલનું કામ ૫
નિત્ય રહે દરબારમાં, ધક્કા ધણીના ખાય;
કોઇ દીન લહેર સમુદ્રકી, દુઃખ દાળીદ્ર જાય. ૬
ખાય પીયે ખુશાથી પછી, સવારથી સુઈ જાય;
તે જનના ધન માલનો, પાયો નબળો થાય. ૭
જીવન જોબન રાજધન, અવિચળ રહે ન કોય;
જો દીન હે સત્સંગમે, જીવન કો ફલસોય. ૮
ઉજલા ઉજલા સબ ભલા, ઉજલા ભલા ન કેશ;
નારી નમે ન રિપુ ડરે, ન આદર કરે નરેશ. ૯
કડવા શબ્દ કબીરકા, સુનતે લગ જાય આગ;
અજ્ઞાની જલ જલ મરે, જ્ઞાની સોતા નાગ. ૧૦
જીવ જીવકે આસરે, જીવ કરત હે રાજ;
તુલસી રઘુવર આસરે, ક્યું બગડેગો કાજ. ૧૧
કાહુકે ધન ધામ હય, કાહુકે પરીવાર;
તુલસી એસે જનકો, સીતારામ આધાર. ૧૨
જનની જણતો ભક્તજન, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, રખે ગુમાવે નૂર. ૧૩

સત્ય વચન ઓર દીનતા, પરસ્ત્રી માત સમાન;
ઇતનેસે હરી નામીલે, તો તુલસીદાસ જમાન. ૧૪
રામનામ અમોલ હય, બીન દામહી બીકાય;
તુલસી અચરજ દેખીયો, કોઇ ગ્રાહક નવ થાય. ૧૫
માલા તો મનકી ભલી, ઓર કાષ્ટકા ભાર;
માલામેં ગુણ હોત તો, કયું બેચત મણીઆર. ૧૬
એક ભરોસો એક બળ, એક આસ વિશ્વાસ;
સ્વાંતિ સલિલ રઘુનાથવર, ચાતક તુલસીદાસ. ૧૭
તુલસી વહાં નવ જઇએ, જન્મભૂમિ કે ગામ;
ગુણ અવગુણ જાણે નહિ, ધરે પીછલો નામ. ૧૮
સાંઈ મેરા બન્યા બનીયા, વણજ કરે વેપાર;
બીન ડાંડી બીન ત્રાજવે, તાલે સબ સંસાર. ૧૯
જેસા દીલ હરામપે, તેસા હરીપે હોય;
ચલા જાય વૈકુંઠમે, પલ્લા ન પકડે કોય. ૨૦

**દાંત આપ્યા છે તે જ ચાવણું આપશે.**

**દોહરો.**

ચિન્તા ન કર અચિંત રહે, દેનેવાલો સમર્થ;
મચ્છી જલમેં જ્યું રહે, કહાં રખતી હે ગર્થ.

જેને આપણા જન્મ થતાની વાર માતાના સ્તનમાં દુધની તૈયારી કરી રાખી છે, જે રાત્રિદિવસ આપણી રખવાળી કરી રહ્યો છે તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી તેમનું ભજન કદી પણ ચુકવું નહિ કેમકે દિવસ ઉપર દિવસ જતા જાય છે, ઉમ્મરમાં ઘટાડો થાય છે પરન્તુ બાળ બચ્ચાંના ભરણપોષણની ચિંતા મનુષ્યને લેશમાત્ર ઓછી થતી નથી અને પોતાના અમુલ્ય જીવનનો અજ્ઞાની મનુષ્ય વિના કારણે વિનાશ કરે છે. આ સંસાર એક અંધારો કુવો છે તેમાં મનુષ્ય દેહ ફુટી ડોલ જેવો છે માટે જેમ બને તેમ અમુલ્ય જીવનનો ઉપયોગ કરી લેવો જોઇએ.

## પ્રસ્તાવિક દોહરા.

મનુષ્ય જન્મ દુર્લભ હે, મિલે ન વારંમવાર;
તરૂવરસેં પતા ખરે, ફીર ન લાગે ડાર. ૧
મર જાઉં માગું નહિ, અપને તનકે કાજ;
પરમાર્થને કારણે, માગું ન સમજું લાજ. ૨
તુલસી કહે છે લોભી ધન, નવ ખર્ચે નવ ખાય;
માખી મધ ભેગું કરી, આખર ઉકડે જાય. ૩
કબીર મન મેલા ભયા, યામે બહુત વિકાર;
યહ મન કેસે ધોઇએ, સાધુ કરો વિચાર. ૪
તુલસી છલ બળ છાંડી કે, કરી લે રામ સ્નેહ;
અંતર કયાં સંતાડીએ, જીને દેખી સબ દેહ. ૫
રામ નામકે કારણે, સબ ધન ડાલ્યો ખોય;
મૂરખ જાણે ગીર પડયો, દીન દીન દુણો હોય. ૬
તુલસી કહે મેં પારખ્યું, પરખ્યા રામ રતન;
જપ, તપ, તીરથ કાચમણી, ત્યાં નહિ માન્યું મન. ૭
જ્યું કામીકે ચિત્તમેં, ચડી રહત નિત્ય કામ;
એસી તલપ લાગહી, તુલસીકે મન રામ. ૮
જ્યાં રામ ત્યાં કામ નહિ, જ્યાં કામ ત્યાં નહિ રામ;
તુલસી દોના ના રહે, રવી રજની એક ઠામ. ૯
અન, વસન, સુત નારી સુખ, પાપી કે ઘર હોઇ;
સંત સમાગમ રામ ધન, તુલસી દુર્લભ કોઈ. ૧૦
કરત કરત અભ્યાસસે, જડમતિ હોય સુજાન;
રસી આવત જાતસે, શિલા હોત નિશાન. ૧૧
નારાયણ સુખ ભોગમેં, મરત સબી સંસાર;
કોઇ મસ્તવા મોજમેં, દેખો આંખ ઉઘાડ. ૧૨
નારાયણમેં સચ કહું, બુજ પહાયકે આજ;
જો બને ગરીબ તું, તો મીલે ગરીબનિવાજ. ૧૩

કાલકે શિરપે પગ ધરે, સતગુરૂકા ઉપદેશ;
સતગુરૂ પકડી બાંહેડી લે ચલે અપને દેશ. ૧૪
ચલતા દેવળ પુજીએ, નહિ ઓરનસેં કામ;
જીતને દેખો આત્મા, ઇતને શાલીગ્રામ. ૧૫
સબ દેખે પરખે લીએ, બહુત વાચક હોય;
તુલસી સીતારામ બીન, અપના મીલે ન કોય. ૧૬
રાજપુતાંને રેવંતા, હાથ વછુટાં જાય;
હજાર વર્ષ સેવીએ, પણ પોતાનાં નવ થાય. ૧૭
ગોકળસેં કહાન ગયે, રહ ગયે આહીર;
શોભા સબ દરબારકી, લે ચલે બલવીર. ૧૮
ગુરૂ ગોવિંદ દોનું ખડે, કી-કું લાગું પાય;
બલિહારી ઇન ગુરૂકો, જીને ગોવિંદ દીયો બતાય. ૧૯
દિલની વાતુ દિલમાં, કહીએ કોની પાસ;
હસી બોલ્યા વિના હરિ, અંતર છે ઉદાસ. ૨૦
આકા ઇધણ જવ ચઢણ, છોરૂં બાપ હળ્યાં;
આંધળી બાઇડીને ઘર સુવે, એ પાંચે પાપ મળ્યાં. ૨૧
ઉપાય નથી આ જીવને, પ્રભુ ભજ્યા વિના કોય પેર;
જન્મ મરણનું જોખમ માથેથી, મટે નહિ જમ વેર. ૨૨
જાવું જોઇશે જમપુરીએ, જીવ જાણી લેજે જરૂર;
નિમિષ નિમિષ નિકટ આવે, દેખી લે નથી દુર ૨૩
માત તાત ભાઈ ભગિની, સુત કલત્રને કાજ;
કર્યાં કર્મ વિકર્મ કંઇ, તે તો ભોગવવાં પડયાં આજ. ૨૪
જેને અર્થે આયુષ્ય ખોઈ, જોઇ નહિ વિચારી વાત;
સંબંધીના સુખ કારણે, કર્યાં કપટ દગા ઘાત. ૨૫

  




## મનનો સંયમ.

શાંતિ મેળવવી એ મુશ્કેલ છે પોતાના મનને બરાબર કાબુમાં રાખવાની ટેવ પાડયા વગર તે મેળવી શકાતી નથી. જેમ જેમ યત્ન બરાબર કરવામાં આવશે તે પુરૂષ વધારે સંયમી અને પરિણામે શાન્ત થશે.

મનુષ્યનું મન ખસખસની પોટલી જેવું છે. ખસખસની પોટલી છુટી જતાં પુનઃ તે એકત્ર કરતાં પણ કઠણ થઈ પડે છે. તેજ પ્રમાણે મનુષ્યનું મન સંસારમાં લીપાઈ જતાં સ્થિર થવું બહુ કઠિણ થઈ પડે છે. બાળકનું મન લીપાઈ જતું નથી તેથી તે સહેજ યત્ન કરતાં જ સ્થિર થઇ શકે છે.

### દોહરો.

મનકે કહે ન કીજીએ, મન જ્યાં ત્યાં લે જાય;<br>
પણ મનકું એસો મારીએ, કે ટુક ટુક હો જાય.<br>
મનના ગુલામ થવા જેવું અધર્મ પાપ નથી.<br>
મન સોં જગ કો ભવ ચહે, હીય છલ રહે ન નેક;<br>
સો સજ્જન સંસારમે, જાકો વિમલ વિવેક.<br>
મન એ આપણા અસ્તિત્વનું સ્વર્ગ કહી શકાય.<br>
મન માર્યા વિના માયાનું આવરણ કદી પણ જીતાતું નથી.<br>
માન તજા તો કયા ભયા, મનકા મતા ન જાય;<br>
સંત બચન માને નહિ, તાકો હરી ન સોહાય.<br>
તનકા વેરી કો નહિ, જો મન શીતલ હોય;<br>
તું પાપકો ડાલ દે, તો દયા કરે સબ કોય.

હમેશાં સારૂં થવા અને ઉપયોગી જીંદગી બનાવવા પહેલી એ જરૂર છે કે પોતાના મનને આયના જેવું સાફ રાખવું જોઇએ.

ઘોડાની બંને આંખે અંધારી પહેરાવ્યા વિના તે આગળ ચાલી શકતો નથી ષડ રીપુઓ પણ એવા જ પ્રકારના સમજવાં. પ્રથમ તેને વશ કર્યા સિવાય મનરૂપ ઘોડો ઇશ્વરની દિશા તરફ અગ્રેસર થઇ શકતો નથી. મનનો એવો ધર્મ જ છે, જેટલું તેને જેમ જેમ મોકળું—છુટું સુકીએ તેમ તે સ્વછંદતા સેવતું થવાથી પછી તે વારંવાર મર્કટની પેઠે જ્યાં ત્યાં કુદતું ભટકતું રહે છે.

મન જાયતો જાને દો, તું મત જાય શરીર;
બિના પણછકી કામડી, કયું લાગેગો તીર.
કબહુ મન રંગ તુરંગ ચડે, કબહુ મન શોચત હે ધનકુ;
કબહુ ત્રિયા દેખકે ચિત્ત ચલે, કબહુ મૃતા હોય ફીરે બનકું.
કબહુ મન રંગમે ભંગ કરે, કબહુ દિલ સાજત હે રનકું;
તુલસીદાસ બિચારી કહે, કરો શાંત સદા કપટી મનકું.
મનકા ફેરત જન્મ ગયો, ગયો ન મનકા ફેર;
કરકા મનકા છોડકર, મનકા મનકા ફેર.

મનુષ્યનું ચિત્ત કેવું છે તો કે જેવું મધ, ગોળ અગર ખાંડનું જાડું પાણી તેના જેવું છે. મધમાં કે ગોળ સાકરને ખાંડના પાણીમાં માખી કીડી ને મંકોડો જે આવે તે ચોંટી રહે અને મનુષ્ય જો હાથ અડાડે તો તે આંગળીએ પણ ચોંટી જાય તેમ ચિત્તનો સ્વભાવ એવો છે કે તે જે જે પદાર્થ સંભારે તેમાં ચોંટી જાય છે ને જો પથરો અને કચરો અને કુતરાનો મળ એ નકામી વસ્તુ કે જેમાં લેશ માત્ર સુખ નથી તોપણ એ નકામી વસ્તુમાં પણ ચિત્ત વળગે છે ને તે સાંભરી આવ્યું હોય તો તેનું પણ ચિંતવન કરે છે એવો વળગવાનો સ્વભાવ ચિત્તનો છે. માટે તે ચિત્તને સુધારવા સદ્ગુરૂનું શરણ લેવા જરૂર છે. કેમકે મહાન પુરૂષના અનુગ્રહ વિના ચિત્ત પોતાનો સ્વભાવ કદી પણ છોડતું નથી.

ઉમદા મન એ મનુષ્યને શ્રીમંત બનાવે છે. ફ્રેંકલીને કહ્યું છે કે હજી એકલા પૈસાથી આ જગતમાં કોઇપિણ મનુષ્ય સુખી થયો નથી, કેમકે તેમાં સુખ ઉત્પન્ન કરવાનો કોઇપિણ ગુણ નથી. મનુષ્યની પાસે જેમ વિશેષ દ્રવ્ય હોય તેમ તે વિશેષ દ્રવ્યને ઇચ્છે છે. દ્રવ્ય એ ખાલી જગ્યા પુરી દેવાને બદલે ખાલી જગ્યા વધારે છે—બતાવે છે. બેંકમાં પુષ્કળ પૈસા જમા હોય તેથી કોઇપિણ માણસ શ્રીમાન થઇ શકતો નથી. માત્ર ઉમદા મન જ મનુષ્યને શ્રીમંત બનાવે છે. જે માણસનું અંતઃકરણ સંકુચિત ગરીબ હોય તેની પાસે ગમે તેટલા પૈસા કે જમીન હોય તો તે ગમે તેટલો ધનવાન કે સત્તાવાન છતાં પણ ગરીબ જ છે. મનુષ્ય પોતાના સદ્‌ગુણના પ્રમાણમાં જ શ્રીમંત યા રંક છે. તેની પાસેની બાહ્યસંપત્તિના પ્રમાણમાં તે કદી પણ સુખી નથી.

આપણા મનમાં જે ભેદ વૃત્તિ ઘર કરી રહી છે અને જેના યોગે પદાર્થની ઓછી વધતી અગત્ય અંકાય છે તેને એવી ભેદ વૃત્તિ દુર કરવી ઘટે છે.

મન પોતાનું ક્ષેત્ર પરિમિત કરે તો જ તે નિશ્ચલ થઇ શકે છે.

મન ઢોંગી મન ધૃત છે, મન મેગળ સમાન;<br>
મન સુધરે તો મિત્ર છે, નહિ તો શત્રુ સમાન.

## ઉપદેશક વાકયો.

૧ ધર્મનું કાર્ય કરતાં એમ સમજવું કે કાળે આપણી ચોટલી પકડી રાખી છે અને વિદ્યાભ્યાસ કરતાં એમ સમજવું કે હું અમર છું.

૨ રાત્રે સુતી વખતે પાપ પુણ્યના સરવાળા બાંધી સીલિક કાઢીને સુવું કેમકે પ્રભાતે શું થવાનું છે તે રામચંદ્રજી પણ જાણતા નહોતા.

૩ દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વધ્યું શેર;<br>
ચર્ચા વધતાં તોલું થયો, ગુરૂ થયો ત્યાં મણમાં ગયો;

અખા એમ હલકાથી ભારે હોય આત્મજ્ઞાન તે મૂર્ખ ખોય.

૪ સત્ય ઉંચે ને ઘણે દુર છે.

૫ મુખ હુયો પ્રભુ ભજનકુ, સુનવા કીયો હે કાન;
તરનકે હ્રય દીનતા, કુખને કું અભિમાન.

૬ મોટાઇ પામીને જેને મદ નથી થયો એવો મનુષ્ય કોઈ જનમ્યો નથી.

૭ શું કાગડાઓના કોલાહલ થઇ રહ્યા હોય તેમાં કોયલનું બોલવું શોભે છે? માટે પરસ્પર વાદ કરતાં મૂર્ખોના મધ્યમાં બુદ્ધિમાનોએ નિરંતર મોન રહેવું.

૮ મૂર્ખને ઉપદેશ હંમેશાં ક્રોધજનક છે, પણ શાન્તિજનક નથી કારણ સર્પને દુધનું પાન કેવળ વિષ વધારનાર છે.

૯ જ્ઞાન બળે બળવાન, હૃદય થજો અમ દેશનું?
ઉન્નત ઉજ્જવળ વાન, સર્વ દેશ શીર રાજશે.
પ્રકાશે જ્યોતીથી જેના શશી ભાનુ અને તારા;
મહા અંધેર છે તેને અગર દીપક બતાવું હું?
જીભ અપશબ્દો કહે, ને પીઠ ફટકા ખાય છે,
જોય નહી આંખ્યો અને કાંટા પગે ભોંકાય છે.

૧૦ જેને લખતાં વાંચતાં આવડતું ન હોય તેને જ મૂર્ખ મનુષ્ય માની લઇશ નહિ, તેમજ જેને લખતાં વાંચતાં આવડતું હોય તેજ જ્ઞાની છે એવું માની લેવાનું નથી.

૧૧ નામ રહેતાં ઠક્કરાં, નાણા નહીં રહંત;
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નહીં પડંત.

૧૨ નથી સત્યથી દુર હું તો થવાની, સત્ય બોલી અને બોલવાની;
પિતાજી નથિ પાપનો પંથ સારો, નથી પાપથી લાભ અતિ થવાનો.

૧૩ પાપ અને કરજ કરવામાં પ્રથમ મનુષ્ય સુખ માને છે પણ તેનું પરીણામ મોટાઓને પણ નાશ કરે છે એ નિર્વિવાદ છે.

૧૪ પલ પલમાં કરે પ્યાર, પલપલમાં પલટેપરા;

એ મતલબના યાર, રીત ન જાણે રાજીઆ.
બડે બડે સબ કહેત હય, બડે બડે મેં ફેર;
સરીતા સબ મીઠી લગે, સમુદ્ર ખારો ઝેર.
વૈદ્ય કહે દરદ થયું, જોષી કહે ગ્રહ વાત;
ભુવો કહે ભુતપ્રેતનું, ઘર નડતર શી જાત.

૧૫ વાંકો રહેજે વાલમા, વાંકે આદર હોય;
વાંકાં વનમાં લાકડાં, કાપી શકે ન કોય.
પ્રીત પુરાણી ના હવે, જાહેર જાણે જગ;
જળમાં ભીંજે કાંકરી, તોપણ તજે ન અંગ

૧૬ વાંકા નરને વિઘન ઘણા, ચડયા પાવડીએ;
થાળી વેચી રસોઇ કીધી, જમ્યા હાથરીએ.

૧૭ સારાં કાર્યમાં નિષ્ફળતા હોતી જ નથી. કાર્ય પ્રમાણે ફળ મળ્યાં જ કરે છે.

૧૮ જેનું મન મેલું નથી તેની વિચાર શક્તિ કદી ઘટતી નથી.

૧૯ ધર્મને બેવફા થવા સરખું બીજું પાપ નથી.

૨૦ મલીન વિચારોનું ઓસડ નિર્મળ વિચારો છે.

૨૧ આત્મઘાત કરવો, ચોરી કરવી, અને પર સ્ત્રીનું ગમન કરવું એ ત્રણ કાર્યો કરે પાપ છે; માટે હમેશાં ઉપલી ત્રણ બાબતોનો ત્યાગ કરવો.

૨૨ સમુદ્રમાં વરસાદ, કુબેર ભંડારીને દક્ષિણા, ધરાએલાને ભોજન એ સદા નકામું છે.

૨૩ સ્નેહ વિનાના પોતાના સગા ભાઇને દુષ્ટની માફક ત્યાગ કરવો તો પછી બીજા દુષ્ટ લોકોનો ત્યાગ કરવો એમાં નવાઇ શી?

૨૪ પેદાશ વિનાના દેશનો ત્યાગ કરવો, ઉપદ્રવ થાય એવી વૃતિનો ત્યાગ કરવો, કપટી મિત્રને તજવો ને જીવ જાય એવા ધનનો ત્યાગ કરવો.

૨૫ જટાધારી તપસ્વી હોય, શુરવીર વગર છીદ્રનો હોય ને મદ્યપાન કરનારી સ્ત્રી સતી હોય એ નહિ માનવા જેવી વાત છે.

૨૬ પારકી સ્ત્રીની ઇચ્છા કરવી નહિ, અને સ્ત્રીનો કદી વિશ્વાસ ન રાખવો. જેમ સીતાની ઇચ્છાથી દશમુખવાળો રાવણ મુવો અને વિદુરથે સ્ત્રીના ઉપર વિશ્વાસ રાખવાથી સ્ત્રીએ આખર તેને માર્યો.

૨૭ વિદ્યાભ્યાસ અને વિચાર વખતે જ શોભે છે તેમજ વિવાહ અને વિવાદ પણ સમયે જ સારાં લાગે.

૨૮ બિનઉદ્યમ નહીં પાઇએ, કરમ લીખ્યો હું જઉન;
બીનુ જળપાન ન જાય હે, પ્યાસ ગંગતટ ભઉન.

૨૯ લોભી ઉર સંતોષ નહિ, ધીર અણુધમેં નાહીં;
ઉદ્યમમેં નિદ્રા નહિ, નહિ સુખ દારિદ્ર માંહી.

૩૦ સુખ દરિદ્રસે સો દુર હે, જસ દુરજન સોંદુર;
પથ્ય ચલન સોં જ્વરરૂજ, દુર શીતલહી સુર.

૩૧ તરૂવર પલ નહીં ખાતહે, સરવર પિયહીં ન પાન;
કહી રહી પર કાજ હીત, સંપત્તિ સુચહિં સુજાન

૩૨ કહી રહીમ ધન બઢી ઘટે, જાત ધનિનકી બાત;
ઘટે બઢે ઉનકો કહા, ઘાસ બેંચી જે ખાત.

૩૩ જો રહીમ હોતી કહુ, પ્રભુ ગતિ અપને હાથ;
તૌકો ધોકહી માનતો, આપ બડાઈ સાથ.

૩૪ બડ માયાકો દોષ યહ, જો કબહુ ઘટી જાય;
તો રહીમ મરિબો ભલો, દુઃખ સહી જીયે બલાય.

## ગરૂડ અને મધમાખી.

એક વખતે ગરૂડ પક્ષીને એક મધમાખીનો અચાનક તળાવના કાંઠે મેળાપ થયો ત્યારે ગરૂડજી કહે હે મધમાખી! હું તો આકાશમાં જ્યાં વીજળીના કડાકા થાય ત્યાં વિચરૂં છું ને બીજા પ્રાણીઓનું પડાવી ખાઉં છુ. મને તારૂં જીવન નિર્માલ્ય લાગે છે. તું ટીપાં મધ

માટે ઝાડોઝાડ ફરે છે ને તેનો મધપુડો બીજા માટે બાંધે છે. ત્યારે મધમાખી બોલી, ગરૂડજી મહારાજ, એવું ઉચું પદ આપનેજ હજો. ગમે તેનું પડાવી ખાવાનો મને લોભ નથી, મને તો મહેનત કરવીજ ગમે છે. મહેનત વિનાનુ જીવન કેવળ નિરૂપયોગી છે,

કયમ ઔષધ એ ન પીયો, જેથી ચિંતા જાય.
હોય કર્મમાં તોય પણ, શ્રમ કરવો નવ મેલ,
શ્રમ કીધા વણ નવ મળે, તલમાંથી જેમ તેલ.
પયડા એકવડે કરી, ગાડી ગમન ન હોય,
તેમ પુરૂપાર્થ કર્યા વિના, ભાગ્ય ફળે નહિ કોય.
અપાત્રપર જે શ્રમ કરે, તે મિથ્યા સૌ જાય,
રટન કરે બગપર બહુ, પણ શુક સમ નવ થાય.
ખોટાથી ફળ શુભ મળે, પણ શુભ અંતે ન હોય;
ઝેર મળ્યું અમૃત વિષે, મૂળ મોતનું તોય.

## દુશ્મને પણ ઘેર આવે માન આપવું.

### દોહરો.

આવે કદી જો ઘર અરિ, ઘટીત આપવું માન;
કાપનારને ઝાડપણ, આપે છાયા દાન.
સૌ હિંસાથી દૂર રહે, સહન કરે સૌ કાય;
સૌનો આશ્રય થાય તે, જાય સ્વર્ગની માંય.

## ઉપયોગી વચનો.

ઉગ્ર તુરંગ નારી નૃપતિ, નર નીચો હથીયાર;
તુલસી પરખત રહબ નીત, ઈનહીન પલટત બાર.
બહુ સુન બહુ રૂચી બહુ વચન, બહુ આચાર વ્યવહાર;
ઇનકો ભલો મનાઇ વો, યહ અજ્ઞાન અપાર.
પૈસાથી પંકાયો પણ, પાપથી મુકાયો નહી;
ખજાનો રખાયો ખરો, ખેલ ન રખાયો તે.

દુષ્ટ તું દેખાયો ચાહી, સ્વાદ તો ચખાણો પણ;
ધર્મમાં ન ધાર્યો ગુણ, પ્રભુનો ન ગાયો તે.
ઠગથી ઠગાયો ને, ડગાવતાં ડગાયો મુરખ;
મોક્ષ ન મગાયો, માલમાયીક મગાયા તે.
ઉદ્યમ તો સૌ આદરે, પામે કર્મ પ્રમાણ;
કર્મિને હીરા જડે, અકર્મિને પાશાણ.
લેનેકુ હર નામ હે, દેનકુ અન્ન દાન;
તરને કું આધિનતા, બુડનેકું અભિમાન.
કબીર મન નિશ્ચય કરો, ગોવિંદ કે ગુનગાય;
નિશ્ચય બીનાં ન પામીએ, કોટી કરો ઉપાય.
રામનામ પુકારતાં, મીટા મોહ દુઃખ દરદ;
મનકી દુબધા તબ ગઈ, જબ મીલે ખુદ ગોવિંદ.
સબ મંત્રકા બીજ હે. રામનામ તત સાર;
જેકો જન હીરદે ધરે, સો જન ઉતરે પાર.
કબીર! નિજ સુખ રામ હય, દુજા દુઃખ અપાર;
મનસા વાચા કર્મનાં, નિશ્ચય સુમરન સાર;
સ્વર્ગ મૃત્યુ પાતાલમે, પુર તીન સુખ નહિ કાંઈ;
સુખ સાહેબકા ભજનમે, ઓર સંતનકે માંય.
સુખીયા ઢુંઢત મેં ફીરૂં, સુખીયા મીલે ન કોઇ;
જાકે આગે દુઃખ કહું, સો પહેલા ઉઠે રોય.
કબીર! આયા હય સો જાયગા, રાજા રંક ફકીર;
કોઇ સિંહાસન ચઢ ચલે, કોઈ બાંધ જાત જંજીર.
જો દેખા સો નિવાસહી, નામ ધર્યા સો જાય;
કબીર, એ સાત તત્વગ્રહો, જો સદ્ગુરૂ દીયે બતાય.
દરદ ન જાને જાતકો, મુવા ન રાખે કોય;
સગા ઉસીકો કીજીએ, જો નેક નિભાવું હોય.
કબીર! જો દિન આજ હય, સો દિન નાહિં કાલ;
ચેત શકે તો ચેત લે, બિચ પડી હય ખ્યાલ.

માટી કેરા પુતલા, માણસ ધર્યા નામ;
દિન દો ચારકે કારણે, ફીર ફીર રોકે ઠામ.
કાલ સિરાને આખડા, જગ પ્યારે મિત્ર;
રામ સ્નેહિ બાવરા, તું કયું હોત નચિંત.
કબીર ! એ સંસારકો, સમજાવું કંઇ બાર;
પુંછ જ પકડે ભેંસકો, ઉતરે કયું તે પાર.
કબીર માયા મોહની, જયસી મીઠી ખાંડ;
સદ્‌ગુરૂ કૃપા ભઈ નહિ, તો કરતી ફુંભાડ.
માયા માથે શિંગડાં, પિછે મારે લાત;
તુલસી હરી દરબારમેં, કમી વસ્તુ કછુ નાંહી;
કર્મહીન કલ્પીત ફીરત, ચુક ચાકરી માંહી.
કાહુકે ધન ધામ હે, કાહુકે પરીવાર;
તુલસી એસે જનકો, સીતારામ આધાર.
હરી ભજવો હક બોલવો, દોનો બાત અવલ;
તુલસી વાકો રહેત હે, આઠો પહોર અમલ.
પશુકી તો પનીયા ભઇ, નરકો કછુ ન હોય;
નર જો કરણી કરે તો, નરકો નારાયણ હોય.
સ્વાર્થીયા સમજે નહિ, ભક્તિ કેરો ભાવ;
કુડ કપટ છુટે નહિ, મળે ન મનહર માવ.
ઇશ્વર સૌનો એક છે, જગનો સરજનહાર;
હૃદયે તેને રાખીએ, ઉતારે ભવપાર.
પહેરે પોતે હિર, દોરો દઇ શકતા નથી;
કહે કોણ અમીર, એ મોટા તાબુતને.
કરમાં પહેરે કડાં, કોઠી કોઇને આલે નહિ;
એ માનવ નહિં પણ, મડાં કામ નવ આવે કોઈને.
વખત વિચારી વાણીઓ મુછ રહડાવે કાન;
વખત વિચારી મુછ વળી, નીચી કરે નિદાન.
ઠગ જીતાય ઠગાઇથી, ન્યાયે ન્યાય જીતાય;

જ્યાં જેવા ત્યાં તેવા થવું, તેહ વણિક વિદ્યાય.
જેણે જગમાં રાખ્યાં નામ, વિસાર્યાં વિસરે નહિ;
તેના સ્વર્ગે ઠામ, સાચું સોરઠીઓ ભણે.
સુમથી દાતાર ભલો, બેસવાની કહે હા;
દાતારથી સુમ ભલો, ચોખ્ખા પાડે ના.
તેરા વેરી કોઈ નહિ, તેરા વેરી ફેલ;
તું અપને ફેલ મિટાલે, ગલી ગલી કર સહેલ.
સમૃદ્ધિ સાથે સદ્ગુણો, ઠરે કોઈક જ ઠામ;
સોનું તથા સુગંધ ક્યાં, દીસે દલપતરામ.
ઉદ્યમી જન તો મેળવે, દુર્લભ વસ્તુ સદાય;
નિરૂદ્યમીના હાથથી, લક્ષ્મી નાશી જાય.
નિત્ય પ્રભાતે ઉઠવું, રાખી મન ઉમંગ;
દાતણ નાવણ આદિથી, કરવું નિર્મળ મન.
નાશ થયો કે નવ મળે, તેનો તજીએ શોક;
જેનો ઉપાય નવ જડે, ફાંફા તજીએ ફોક.
પાનીકે જંતુ કહા પહેચાનત, ગ્રીષ્મ કે તાપ અતિ ગર્દીકી,
કેસરકી કરહિં કચ્છુ કીંમત, હે નહીં પ્રિખ જહાં હર્દીકી;
કાયર કુકલ નાહિ પરે, અરૂ શુદ્ધ નહીં મરદાં મર્દીકી,
બેદર્દી ન પ્રબિન લહે, અબ જાનત હે દર્દી દર્દીકી.

## નસીબ વિષે.

જે બેઠો છે તેનું નસીબ બેસી રહે છે, ઉભો છે તેનું નસીબ ઉભું થાય છે, સુતો છે તેનું ભાગ્ય સુઈ રહે છે અને જે હીલચાલ કરે છે, તેનું ભાગ્ય ચેતનાને પકડીને હીલચાલ કરે છે.

## પુરૂષાર્થ વિના ફળ મળે નહિ.

ઉદ્યોગથી કાર્યની સિદ્ધિ થાય છે. મનોરથે કરીને કાર્યની સિદ્ધિ થતી નથી. ભાવીમાં હશે એમ થશે એમ મુરખ માણસો કહે છે.

એક મહાત્મા પુરૂષ પાસે એક નિરૂદ્યમી પુરૂષે ધનવાન થવાને વિભૂતિ માંગી. મહાત્મા તેનાપર પ્રસન્ન થઇને પોતાના ચુલામાંથી

વિભૂતિ લઇને એક પડીકું વાળી પેલા નિરૂદ્યમી પુરૂષને આપ્યું કે જા બચ્ચા ! તું પૈસાદાર થઈશ પણ જતી વખતે એ મહાત્માએ તેને વિશેષમાં કહ્યું કે "આ ભભૂતના ભરોસે રહેતો નહિ". કાંઈ હાથ પગ હલાવી પુરૂષાર્થ કરતો રહેજે કારણ કે પુરૂષાર્થ વિના મનુષ્યને ફળ મળતું નથી.

એઠો રહે માં બાયલા, કર ઉદ્યમનાં કામ;
બેઠાથી બુદ્ધિ ઘટે, અવિચળ રહે ન નામ.

## કાર્ય કરતાં ફળની આશા રાખવી નહિ.

પછી શું થશે?—એ વાતનો જે નિરંતર વિચાર કર્યા કરે તેનાથી કોઇ કામ જ બની શકે નહીં. એટલા માટે તું પોતે જેને ઉપયોગી અને કલ્યાણકર સમજતો હોય તે કામ અત્યારથી જ કરવા લાગી જા. પછી શું થશે કે શું નહિ થાય, એનો અત્યારથી વિચાર કરવાની જરૂર જ શું? એક તો અલ્પ જીવન અને તેમાં પણ જો ફળાફળનો વિચાર કર્યા કરીએ તો પછી કામ કરવાનો વખત જ ક્યારે મળે? ફળાફળનો આપનાર તો એક માત્ર ઇશ્વર છે. તે ગમે તે કરે? તારે એની સાથે લેવા–દેવા શું? તું તો આસપાસ કયાંઈ નજર નાખ્યા વિના સીધે માર્ગે કામ કરે જા–કામ કરતી વખતે ફળની આશા રાખવી જ નહિ. ફળના દાતા તો ઇશ્વિર છે.

## વિઘ્નસંતોષી માખી.

આ જગતમાં વિઘ્ન સંતોષીઓ વિના કારણે ઉપાધી કરી પોતે સુખ માને છે. દુધપાકમાં પડી પ્રાણ ખોનાર માખી શું સુખ મેળવે છે? એ તો વિના કારણે બીજાને દુઃખ દેવા પોતાનો પ્રાણ ખુએ છે. જગતની અંદર પણ એવા વિઘ્નસંતોષીઓ છે કે બીજાને દુઃખ દેવામાં પોતે હમેશાં સુખ માની રહ્યા છે પણ વિઘ્નસંતોષીએ સમજવું જોઇએ કે "કરવું તેવું પામવું" એ કુદરતનો નિયમ કદી પણ ખોટો થશે નહિ માટે અન્યને દુઃખ દેવા કદી પણ સંકલ્પ કરવો નહિ નહિતર "ખાડો ખોદે તેજ પડે" એ નિર્વિવાદ છે.

નિજ ધર્મને શુભ કર્મપર, પ્રિતિ રહો સહુની સદા;

તત્પર રહો સહુ બંધુઓ, જ્ઞાતિતણા ઉદ્ધારમાં.
સ્નેહ વધે સર્વનો, ઉપાય એવો આદરીએ;
માન મળે તેથી, અભિમાન નહિ આણીએ.

## ચડતી પડતી.

એક સમે મરદની, મુછ રહી માન પામે,
એક સમે તેજ તુચ્છ થાય તૂટયો વાળ છે;
એક સમે ગલીચામાં રહી નીરગંકુ થાય,
એક સમે એ જ મિષ્ટ, થાય મેઘ માળ છે;
સુણો રૂડા રાજહંસ, દાખે દલપતરામ,
દિવસે આકાશ એજ, રાત્રિએ પાતાળ છે.
અંતરથી હેત કદિ, લોકનું ઉતરી જાય;
લાખના મટીને વાળ, કાખના પ્રમાણીએ.
એક એના શેર પામ્યા, બાસઠ હજાર મુલ;
એના એજ શેર જુઓ અથડતાં જાણીએ.
સુણો રૂડા રાજહંસ, દાખે દલપતરામ;
વચન ગર્વવાળાં, વદીએ ન વાણીએ.
સરખી સ્થિતિ સદૈવ દુનિયાની દિસે નહિ:
ઉતરે ચડે અસલનોજ, એવો હાળ છે.

## ગૌમાતાની આશિષ.

ગૌમાતાની આશિષથી, દુઃખો તમારાં દુર થજો;
આધિ–ઉપાધિ ટળી જઈ, આયુષ્યની વૃદ્ધિ થજો.

ગૌમાતાની સેવા કરવી એ મનુષ્ય માત્રની ફરજ છે કેમકે આપણને ઘાસ જેવી નકામી વસ્તુ ખાઇને ઉત્તમમાં ઉત્તમ અમૃતરૂપ દુધ, દહી, ઘી ઇત્યાદી આપે છે કે જેના ઉપર આપણા જીવનનો મુખ્ય આધાર છે. તે એક અવાચક પ્રાણી છે. તેમાં અણહદ ગુણનો ભંડાર છે. આ લોકમાં ને પરલોકમાં મનુષ્યને સત્ય સુખ આપનારી છે માટે દરેક આર્યબંધુએ તન, મન ને ધનથી તેની સેવા કરી આશિષ મેળવવી.

## તુચ્છ માંગણી.

રાજ્ય મહેલમાં ભિક્ષા માંગવા ગયા પછી દુધી, કોહળા જેવી વસ્તુ માંગવી તેમાં શું સાર્થક છે! ભગવાનના દરબારમાં જઇને પંચવિષયનું સુખ માંગનારને મૂર્ખ સમજવો કેમકે એ તુચ્છ સુખ તો ચોરાસી લાખ યોનિમાં વગર પુરૂષાર્થે અનાયાસે મળે છે છતાં જીવ તે તુચ્છ માંગણી કરી અમૃતનો આહાર જતો કરે છે.

## સોનેરી શિખામણો.

(૧) મોતને મિત્ર માનનારો માણસ અવિચારી કામોથી હંમેશાં દૂર જ રહે છે.

(૨) આળસુ થઇને રાહ જોયા કર નહિ, કેમકે ભાગ્યદેવી પણ એવી આળસુ છે કે પોતાની મેળે તો કદી પણ તારી પાસે આવશે નહિ. કોઇપણ ક્ષેત્રમાં કામ કર; કામ કરતાં અથવા સાહસ કરતાં ડર નહિ. જો તને શ્રમ કરવાને માટે કોઈ એક ક્ષેત્રની જરૂર જણાશે તો તને ક્યાંથી પણ અવશ્ય મળી જશે.

(૩) અતિ ભલાઈ ના ભલી, કુછ ટેડા વ્યવહાર;
દ્વિતિયા કે ચંદ્રકું જ્યું, સબહી કરત જુહાર.

(૪) એક મૃગને કારણે, ભરત ધરી તીન દેહ;
તુલસી ઉનકી ક્યા ગતિ, ઘરઘર કરત સ્નેહ.

(૫) ઉંચું પદ આશ્રય વિના, કોઇ નથી પામેલ;
કદીએ ઉંચી નવ ચડે, વણ આધારે વેલ.

(૬) થોડા ખાટે ખાટીયે, બહોળો કીજે વેપાર;
ઉધાર કાંઈ ન આપીએ, તો બમણાં મહિને બાર.

(૭) શીદને મન ચિંતા કરે, થાવાનું તે થાય;
ગમતું થાય ગોવિંદનું તે જાણ્યું નવ જાય.

(૮) માનવ જાણે મેં કર્યું, કરતલ દુજો કોઇ;
આદર્યાં અધવચ રહે, હરી કરે સો હોય.

(૯) જો ઈશ્વર છે પાધરો, શત્રુથી શું થાય;
પથરા ફેંકે પાપી તે, ફુલ થઈ ફેલાય.

(૧૦) બગલા બાણું કરોડ, હંસ તો ન મળે હળવો;
સમળા મળે અસંખ્ય, ગરૂડ મહિમા કયાં મળવો.
જન તો બહુ મળશે જગતમાં, તન તાપ ન તેથી ટળે;
દીલ સત્યપણે દલપત કહે, મહાભાગ્ય સજ્જન મળે.
સજ્જનતાના ગુણ સરસ, મળે ન ખર્ચે મુલે;
શીખવ્યાથી ન શીખાય, નથી ફળતી કો ફુલે.
વિચરે દેશવિદેશ, લેશ જીવમાં નહિ જામે;
પવિત્ર તીર્થ પ્રવેશ, કીધે પણ કોઈ ન પામે.
કદી પ્રગટે નહિ દલપત કહે, ઘરઘર અથડે ઘણું;
ઇશ્વર કરૂણાથી ઉપજે, પુરૂષ વિષે સજ્જનપણું.
(૧૧) ચણા ચવેણું ગંગજળ, જો આપે કીરતાર;
કાશી કબુ ન છોડીયે, વિશ્વનાથ દરબાર.
(૧૨) બાત બનાઇ જગ ઠગ્યો, મનપર બોધ્યો નાંહિ;
કબીર એ મન લે ગયા, લક્ષ ચોરાસી માંહી.
(૧૭) ઉદ્યોગ યોગે અવન્તમાં, સૌ સુખ સવળાં થાય છે;
પુરૂષાર્થ ચારે પામવાને, યોગ્ય એથી થવાય છે.




## મહાત્મા પ્લેટોનો પુત્ર પ્રતિ ઉપદેશ.

પ્લેટો જ્યારે મૃત્યુના શરણે હતો ત્યારે પોનાના પુત્રને ચાર ઉપદેશ આપી ગયો છે તે નીચે પ્રમાણેઃ—

(૧) બીજાઓએ તારી વિરૂદ્ધ જે કાંઈ કર્યું હોય અને કહ્યું હોય તે વિસરી જાઓ (ક્ષમા)

(૨) તમે પોતે કોઈના ઉપર કોઈપણ જાતનો ઉપકાર કર્યો હોય તે ભૂલી જાઓ (નિરહંકાર)

(૩) સર્વદા સ્મરણમાં રાખજે કે મરવું અવસ્ય છે.
(વૈરાગ્ય)

(૪) સર્વદા સ્મરણમાં રાખજો કે, કોઈપણ મનુષ્ય તમારૂં ભલું કે ભુંડું કરી શકતો નથી; ખરૂં જોતાં ત્રિભુવનનો કર્ત્તા એ જ એક માત્ર બધું કરનારો છે.

## બોધદાયક શિક્ષા.

### દોહરા.

પકડી કજીઓ પારકો, શીદ કરે સુખહાણ;
ચિંતા પરાઇમાં બળે, એવો કોણ અજાણ. ૧
મોટા સાથે માન લે, ગુણહીન નહિ વખણાય;
હરિ સાથે પુજાય પણ, મુર્ખ જ શંખ ગણાય. ૨
જે વસ્તુ જાતી રહે, એનો શોક અપાર;
કરે સદા સંભારીને, એ પણ એક ગમાર. ૩
ભુતળમાં ભુંડાઇનો, ભરે ભલો ભંડાર;
શાબાસી સ્વપ્ને ન લે, એ પણ એક ગમાર. ૪
માન્યાથી જો માનતા, દેહ દરદ દુર થાય;
તો સઘળા શ્રીમંતને, દેહ દરદ નવ થાય. ૫
માણસને અભિમાનથી, મળે ન કદીયે માન;
ઉલટું અપમાન જ મળે, નક્કી ઠરે નાદાન. ૬
દુર્ગુણ તજી ગુણ સંગ્રહો, એ સૌનો ઉપદેશ;
પણ તે પોતે સમજવું, હદમાં હોય હમેશ. ૭
ઉગતો અવગુણ ટાળીયે, તેજ ટાળવા જોગ;
વળે નહિ વ્યાપી ગયો, રગરગમાં જે રોગ. ૮
સ્વપ્ને પણ સાચું વદે, જુઠ ન વદે જરાય;
સત્યવાદી સંસારમાં, શોભે અધિક સદાય. ૯

સૌથી સરસ સંતોષ છે, ઠરવા કેરૂં ઠામ;
રાખો રૂડી રીતથી; દિલમાં દલપતરામ. ૧૦
નામ બુરાડે બાપનું, કુળમાં કરે કલંક;
ટળે ન કદીએ ટાળતાં એ લાંછનનો અંક. ૧૧
આંચ ન આવે સાચને, બળે અદેખો આપ;
નિશ્ચે કોઇ સમે નડે, તેને તેનું પાપ. ૧૨
ઉદાર જનને ઇંદુથી, બહુનું પોષણ થાય;
જેની જગમાં જગમગે, સોળે કળા સદાય. ૧૩

**ઢાલ, ગમાર સુંદર અરૂનારી, એ સબ તાડનકે અધિકારી.**

## સ્વર્ગનું ધન.

ધીરજ એ સ્વર્ગનું ધન છે. એ બહુ મોટી વસ્તુ છે, તે શાન્તિની બહેન છે. સુખની ચાવી છે. ધીરજરૂપી ઢાલ જેને મળી ગઇ હોય તે સહેલાઇથી સંસારરૂપી સાગર તરી શકે છે.

## મોટરની મજાહ.

એક વખતે હું મુંબઇમાં શેરબજાર જોવા ગયો હતો ત્યાં ઘણી મોટરો દેખી મારા મનમાં એમ થયું કે અહો ? શ્રીમંતો જ સંસારમાં મોજમજાહ માણે છે ? એટલામાં બેચાર શ્રીમંતો શેરોના ભાવ કાંઇક નરમ પડવાથી મોટી ખોટમાં આવી પડેલા હોવાથી આક્રંદ કરવા લાગ્યા. આ જોઇ મહારા મનમાં થયું કે બળ્યું મોટરનું સુખ ? જેઓ સટ્ટાના સપાટામાં આવ્યા છે તેઓને વખતે આપઘાત કરવાનો પણ વિપરિત પ્રસંગ કોઇ વખતે આવે છે ? જુઓને સુજ્ઞ પાંડવો જુગાર રમતાં કેવા દુઃખી થઇ ગયા ! માટે આ સુખ તો બે ઘડી જોવાનું છે. આ મોટરમાં બેસનારાઓના આત્માને કદી પણ શાંતિ સ્વપ્નામાં પણ હોય જ નહિ ? તોપણ આનાં કરતાં ગરીબી શું ભુંડી ?

## પરોપકારનો પ્રભાવ.

પરોપકાર ભાવ ઉપજ્યા વિના કદી ખરી ચિત્તશુદ્ધિ થતી નથી જ્યારે એમ સમજાશે કે હું જેવો હું છું તેવો જ બીજો છે. જેમ હું મારા સુખને શોધું છું તેમ બીજો પણ પોતાના સુખને શોધે જ;

જ્યારે પોતાનાથી બીજાને જુદો ન સમજે, જ્યારે પોતાના કરતાં પણ બીજાને વધારે આત્મીય ગણે, જ્યારે ધીરે ધીરે પોતાનું પોતાપણું ભુલી જઇ બીજાને જ સર્વસ્ત સમજે, જ્યારે બીજામાં પોતાપણાને લીન કરી શકે અને ત્યારે તેનો પોતાનો આત્મા વિશ્વવ્યાપક સમગ્ર વિશ્વમય બની જાય ત્યારે જ ખરી ચિત્તશુદ્ધિ થશે. જો એમ ન થાય તો લંગોટી લગાવી સંસાર છોડી હરિને નામે ભીખ માગી રખડયા કરવાથી ચિત્તશુદ્ધિ થશે નહિ.

જેટલા વિદ્વાન, બુદ્ધિવાન, દાર્શનિક અને સંસારતત્ત્વજ્ઞ હોવાનું અભિમાન ધરાવે છે તેઓ સઘળા મળીને વિચારી જુએ કે, અન્યને સુખી કરવા સિવાય મનુષ્યને માટે બીજું સુખનું મુળ છે ખરૂં? નથી.

દોહરો

ઉપકારી સૌને થજે, શાણા દઉં છું સાન;
તો તુજને મળશે ઘણું, આ જગમાં બહુ માન.

**પરોપકારી પુરૂષોને પોતાના પ્રાણની પણ દરકાર હોતી નથી.**

દોહરો

દાન ભોગ દીધા વિના, દીવસ જેહના જાય;
ધમણ પેઠે દમ લે ખરો, પણ જીવતો ન ગણાય.

લાખો પૈસા મેળવ્યા, જગતમાં મોટા કહેવાયા, મોટરો દોડાવી એમાં શું વળ્યું? તમે તમારી ડાયરીના એક પાનાપર પરોપકારનું તથા સ્વદેશસેવાનું એક પણ ઉત્તમ કાર્ય નોંધી રાખેલું છે કે મૃત્યુ પછી તમોને ઉત્તર દેતાં કામ આવે?

દોહરો

ઉદાર જનને ઇંદુથી, બહૂનું પોષણ થાય;
જેની જગમાં જગજગે, સોળે કળા સદાય.

જેણે ન જાણ કદી કોકિલ નાગ કેરૂં,
તે કાગનું કદી વખાણ કરે ઘણેરૂં;
જેણે સુણ્યા શ્રવણ કોકિલ શબ્દ સારા,

તે કાગના સ્વર સુણી નહિ માનનારા.
જે ઇશ્વરે અતિ ઘણું ધન ધાન્ય આપ્યું,
કંગાલતા, કુભવતા તણું કષ્ટ કાપ્યું;
પૃથ્વી વિષે દશ દિશે જશ પાથરોરે.
ઉદાર્ય કાર્ય કરવા કર વાવરોરે.

### દોહરો

ન કરે કરથી કાજ, પાંચ આંગળાં એકઠાં;
તો લાખ દામની લાજ, રાખ બરાબર જાણવી.

પરોપકાર વિના પ્રભુ રાજી થતો નથી, માટે રાત્રિ દિવસ બીજાનું ભલું કેમ થાય તેના વિચારો કર્યા કરવા એમાં જ આપણું ભલું થશે.

### દોહરો.

ઉદાર મનના મનુષ્યથી, યાચક પાછો જાય;
તો તેના દીલને વિષે, અતિશય ક્ષોભ જ થાય.

વગર પૈસે પણ અનેક પ્રકારનો પરમાર્થ થઇ શકે છે માટે વખત આવે પરમાર્થ કરવાનું કદી પણ ચુકીશ નહિ.

આ દુનિયામાં મોટામાં મોટો લ્હાવો લેનાર ખરેખર પરોપકારી પુરૂષો છે. ખરેખર તેના જીવનને ધન્યવાદ આપવામાં આવે છે. જેને બીજાનાં દુઃખો જોઇ પોતાનો વૈભવ પણ સાંભળતો નથી અને હમેશાં બીજાના દુઃખે દુઃખીઆ થાય છે તેવા મહાપુરૂષોનું નામ અહીં તો સદાકાળ અવિચળ રહેવાનું પણ સ્વર્ગના દેવતાઓ પણ તેની આગતા સ્વાગતા માટે આગળથી તૈયારી કરી રહ્યા છે.

### "હાથે તે સાથે"

"હાથે તે સાથે" એ કહેવત હંમેશાં યાદ રાખવાની છે કારણકે મરણ વખતે એક પાઇ પણ સાથે કોઇને આવવાની નથી. માટે પરોપકારના તથા ધર્મનાં શુભ કાર્યો પોતાની શક્તિ પ્રમાણે સત્વર કરી લેવા કદી ચુકવું નહિ. જોબન જતાં વાર લાગતી નથી.

માટે તેનું જોર રાખવું નહિ. જેણે આપણે જોબન અવસ્થામાં મરડાતા જોયા હતા તે આજે લાકડીના ટેકે ચાલતાં દષ્ટીએ પડેલા હતા. માટે "જોબન ધનનું જોર જવા દે". ધન અને જોબન એ વિજળીના ચમકારા સમાન છે.

## દાન એ યજ્ઞ કરતાં શ્રેષ્ટ છે.

દાન યજ્ઞ કરતાં શ્રેષ્ટ છે. જે પુરૂષ ભુખે મરતાંને ભોજન આપે છે અને જે અનાથાશ્રમ સ્થાપીને તેમાં આવતા દરેક અભ્યાગતની સંભાળ લે છે તેના પુણ્યની સીમા નથી. ખરેખર તેવા મહાન નરો વૈકુંઠમાં પુજાય છે અને જીવતાં સુખી જીંદગી ભોગવે છે. ભાડે રાખી રહેનાર એક અજ્ઞાની તેના માલીકને માસિક ભાડું દેતી વખતે "આ ઘર મારૂં છે" એમ કહે છે એ કેટલું ખોટું! તેમજ મરણ વખતે કાળને એમ કહેવું કે આ દેહ મારો છે તેના જેવો બીજો અજ્ઞાની કોણ?

## જગતના વભવો અને પરોપકાર.

સોલન નામના એક વિદ્વાન પાસે એક ધનાઢ્ય રાજા પોતાના વૈભવોનું વર્ણન કરતો હતો તે વખતે તેણે કહ્યું કે, હે રાજા તારા ખોટા વૈભવો આખર રહેવા નથી પણ પરોપકાર તો પરલોકમાં સહાય કરે છે. તે ઉપરથી રાજાને વૈરાગ્ય થયો.

ઉપકાર કરવાને જેવો અલ્પ માણસ સમર્થ થાય છે, તેવો મોટો માણસ સમર્થ થતો નથી. ઘણી તૃષા લાગી હોય તો કુવો તૃષા મટાડે છે તેમ કાંઇ સમુદ્ર આવો મોટો છે છતાં તૃષા મટાડી શકતો નથી.

તને અનેક વાતની એક કહુ, સમ ખાઇ માબાપ;
દયા નામ શ્રી કૃષ્ણ થકી, શમશે સૌ પરીતાપ.

પુણ્યવાન કોને કહેવો? જે પરોપકાર કરવામાં જરાપણ આળસ રાખે નહિ તે.




## સુબોધ વચનમાળા.

(૧) શાન્તિમાં જ વધારે શક્તિ છે.

(૨) મૂર્ખ શિષ્યને ઉપદેશ કરવાથી, શઠ સ્ત્રીનું પોષણ કરવાથી અને શત્રુઓની સાથે સંબંધ રાખવાથી પંડિત હોય તો પણ દુઃખને પામે છે.

(૩) પોતાની બુદ્ધિ પ્રમાણે ચાલવાથી સુખ થાય છે, ગુરૂ બુદ્ધિએ ચાલવાથી વિશેષ સુખ થાય છે, પારકી બુદ્ધિએ કામ કરવાથી નિરાશા થાય છે અને સ્ત્રીની બુદ્ધિએ ચાલવાથી એકદમ પ્રલય થાય છે.

(૪) સંપત્તિ, સરસ્વતિ, સત્યતા, સંતતિ, સત્પુરૂષની કૃપા, સત્તા અને સારાં કાર્યનો સંચય એ સાત સકાર દુર્લભ છે.

(૫) પૈસાની પેદાશ, હમેશાં નિરોગી શરીર, વ્હાલી અને હીતકારી ભાષણ કરનારી સ્ત્રી, પોતાને સ્વાધીન પુત્ર અને પૈસા પેદા કરાવે તેવી વિદ્યા એટલી ચીજ હે રાજા! જીવલોકને સુખ કરનારી હોય છે.

(૬) ખરાબ વસ્તુ ખાઈને જીવનાર ગધેડાને અને ભુંડ ઇત્યાદિઓને અન્ય કાંઈ ઈષ્ટ છે? મૃગ પક્ષિઓને રત્નનો હાર પ્રિય છે? આંધળાને દીવો પ્રિય છે? બહેરાને ગાયન પ્રિય છે? સારાંશ કે ઉપર ગણાવેલી બાબતો તેને કોઈને ઈષ્ટ નથી.

(૭) બાળકની સાથે સ્નેહ રાખે, કારણ વિના હસે, સ્ત્રીઓ સાથે વિવાદ કરે, અસજ્જન માણસની સેવા કરે, ગધેડા ઉપર બેસીને ગમન કરે અને ખરાબ વાણી બોલે એ ૭ પ્રકારે મનુષ્ય તુચ્છતાને પ્રાપ્ત થાય છે.

(૮) યુવાવસ્થા ગયા પછી કામવિકાર કયાંથી ઉત્પન્ન થાય? દ્રવ્ય નાશ પામ્યા પછી પરિવાર આપણો કયાંથી થાય? પાણી સુકાઇ ગયા પછી તળાવનો કોણ ભાવ પૂછે? ને તત્વજ્ઞાન થયા પછી સંસાર શું કામનો? સૌ સૌના સમયે જ સૌ સારાં લાગે છે.

(૯) અસત્યતા, નિષ્ઠુરતા, કૃતઘ્નતા, ભય, પ્રમાદ, આળસ, ખેદ, મિથ્યાભિમાન, દીર્ઘસૂત્રતા એટલાં કારણો લક્ષ્મી નાશ કરનારાં સમજવા.

(૧૦) જે પ્રમાણે સોનાને પથર સાથે ઘસવું, તેનો ટુકડો કરવો, તાપ આપવો અને ઉપર ઘા મારી જોવો એમ ચાર પ્રકારે સોનાની પરીક્ષા લોકો કરે છે તે જ પ્રમાણે શાસ્ત્ર, સારૂં આચરણ, કુલ અને સારાં કર્મ વડે પુરૂષની પરીક્ષા લોકોમાં કરાવશે.

(૧૧) જ્યાં વિવેકરહીત રાજા હોય અને ગુણ વિનાનો ને વિધ્વંસ કરનારો પ્રધાન હોય ને જ્યાં દુષ્ટ લોકોનું પરીબળ હોય ત્યાં સજ્જને રહેવાનું કામ નથી.

(૧૨) આળસુ માણસોને, શેઠોને, લોભિષ્ટને, લોક અપવાદથી ભય રાખનારા અને દીર્ઘસૂત્રિઓને દ્રવ્ય મળતું નથી.

(૧૩) કોઇપણ સારાં કાર્યમાં પ્રારંભમાં જ જો બરોબર વિચાર કર્યો હોય તો તે કામની ઉત્તમ સિદ્ધિ થાય છે.

(૧૪) પોતાની ઇંદ્રિયો વશ નહિ રાખવી, તેને આપત્તિનો માર્ગ કહ્યો છે અને ઇંદ્રિયોનો જય કરવો એ સંપત્તિનો રસ્તો છે, માટે તમને જે ઇષ્ટ હોય તે રસ્તે જાઓ?

(૧૫) પોતાના ભાઇ, સ્ત્રી, ચાકરો અને પોતાની બુદ્ધિ એટલાની આપત્તિ રૂપ પત્થરપર કસોટી કરીને પછી માણસ તેમાંથી સાર લે છે કે કોનું હેત આપણાપર વધારે છે અને આપણી બુદ્ધિ કેટલુંએક કામ કરી શકે છે.

(૧૬) પોતાના ઇષ્ટદેવનું ચિંતવન કરો, અન્યાય, અધર્મ, અનીતિ, અસત્યનો ત્યાગ કરો, વિશ્વાસઘાત, કપટ, દુરાચારને તીલાંજલી

આપો અને પછી જુઓ તમને કેટલો આનંદ, કેટલું સુખ અને કેટલી શાંતી મળે છે.

(૧૭) પોતાના મૃત્યુને માટે એક ટાંકણી તથા થોરનું થોડું દુધ બસ છે પણ બીજાને મારવા માટે મોટાં હથિયાર પણ વખતે ઉપયોગમાં આવતાં નથી.

(૧૮) કરે વિચારી કાજ, જરૂર એવા જાણીઆ;
ગયું રાવણનું રાજ, વણ પ્રધાને વાણીઆ.

(૧૯) બહોત દ્રવ્ય સંચય જહાં, ચોર રાજ ભય હોય;
કાંસે ઉપર બીજલી, પડત કહત સબ કોય.

(૨૦) દામ બચાવવા દોડતા, બહુ જગમાં બખીલ;
પ્રાણ બચાવી દોડીએ, ધર્મ કામ નહિ ઢીલ.

(૨૧) અરે પુત્ર ! તું ખરાબ જનોની સોબત ઝટ છોડી દે અને સજ્જનની સોબત કર કેમકે "સિંદુરની ઝીણી ટપકી વિધવાને કપાળે હોવાથી જેમ નિંદાને પાત્ર થાય છે તેમ દુર્જનના થોડા પણ પ્રસંગથી મોટાઓ પણ નિંદાને પાત્ર થાય છે."

(૨૨) હે રાજા ! જો આ પૃથ્વીરૂપ ગાયને દોહન કરવાની ઇચ્છા હોય તો લોકોનું વત્સની માફક પોષણ કર. લોકોનું પોષણ કરવાથી પૃથ્વી કલ્પલતાની માફક અનેક ફળોથી ફળવાળી થાય છે કારણ કે ગાયનું બરોબર પાલણ કરીએ તો જ દુધ આપે છે, તેમજ લોકોનું રક્ષણ કરવાથી જ રાજાને દ્રવ્ય મળે છે. એટલે લોકોનું રક્ષણ કરવાથી તેઓ ખેતી વિગેરે પોતાના ધંધા બરાબર કરી શકે છે અને તેમને તેમાં વિશેષ દ્રવ્ય મળે તોજ રાજાને લાભ છે.

(૨૩) ખુશામતથી દુર રહેવું, સાચા હિતૈષિના કડવાં વેણ સાંભળતાં શીખવું.

(૨૪) જન્મો સુત તો શું થયું, નહિ ધાર્મિક વિદ્વાન;
કાણા ડોળા આંખને, કેવળ પીડા માન.

(૨૫) ગણે પારકું પોતીકું, હલકા મનનું હોય;

ઉદાર મનના મનુષ્યને, પૃથ્વી કુટુંબ હોય.

(૨૬) ઝેરી ઝાડ સંસારનાં, મધુરાં ફળ બે હોય;
કાવ્યામૃત રસ સ્વાદને, સુજન સમાગમ સોય.

(૨૭) છેતરાવું અપમાનને, મન બળતાં ધન નાશ;
ઘરનાં છીદ્રો બુદ્ધિજન, કદી નહીં કરે પ્રકાશ.

(૨૮) આયુષ્ય ધન ઘર છીદ્ર તપ, ઔષધ ને અપમાન;
ગુપ્ત રાખવાં યત્નથી, તંત્ર મંત્ર ને દાન.

(૨૯) નયના દેત બતાય સબ, હીય કૌ હેત અહેત;
જૈસે નિર્મલ આરસી, ભલી બુરી કહી દેત.

(૩૦) સારતણો કહું સારતે ગુરૂ બાળક શ્રવણે ધરે,
કેસરી કેરો આહાર જંબુકને તો જરે નહિ.
સદ્ વિચારે સાર, વણ વિચારે વણસતું;
શ્રીફળ સમજી અહાર, બધાં કરડે કાચલાં.

(૩૧) જો વિષયા સંતન તજી, મૂઢ તાહિ લપટાત;
જ્યો નર ડારત વમનકર, શ્વાન સ્વાદ સોંખાત.

(૩૨) બિગરી બાતબને નહી, લાખ કરો કીન કોય;
રહી મન બિગાડે દુધકો, મથઈ ન માખણ હોય.

(૩૩) ગહી સર નાગતી રામકી, ભવસાગરકી નાવ;
રહીમ જગત ઉદ્ધારકર, ઔર ન કછુ ઉપાય.

(૩૪) સદા સંધાતી આપણો, નિયકો જીવન પ્રાણ;
સોતું વિચર્યો સહજહી, હરિ ઇશ્વિર ભગવાન.

(૩૫) પરાધીન મનુષ્યનો જન્મ, પરસ્ત્રીથી પ્રાપ્ત થતું સુખ, અન્ય મનુષ્યના ગ્રહમાં વસતી લક્ષ્મી તથા પુસ્તક વાસીની વિદ્યા એ સર્વ વસ્તુઓ વાસ્તવિક સુખદાયની ન હોવાથી વ્યર્થ છે.

(૩૬) સમ્મન સહુ સુખ દેહકો, તઉ છોડો એ ચારી;
ચોરી ચુગલી જામીની, ઔર પરાઇ નારી.

(૩૭) વચન તજે નહીં સતપુરૂષ, તજે પ્રાણ અરૂ દેશ;
પ્રાણ પુત્ર દુહુ પરીહર્યો, વચન હેત અવધેશ.

(૩૮) તહાં નહીં કછુ ભય જહાં, અપની જાતી તપાસ:
કાઠ વિના ન કુહાર કહું, તરૂકો કરત વિનાશ.

(૩૯) જ્યાં સુધી પુરૂષને ૨૫ ને સ્ત્રીને ૧૬ વર્ષ થયાં નથી ત્યાંસુધી મનુ મહારાજે લગ્ન કરવાની ચોકખી ના પાડી છે કારણ કે પુરૂં બ્રહ્મચર્ય પાળ્યા વિના શરીરની પાયમાલી થઈ જાય છે ને તેના વીર્યથી ઉત્પન્ન થનારાં બાળકો બળહીન ને નિર્માલ્ય થાય છે.

(૪૦) એક દિવસનું બ્રહ્મચર્ય આયુષ્યમાં વધારો કરે છે.

(૪૧) જે ઠેકાણે પોતે રહેતા હોઇએ તે ઠેકાણે કોઇક કઠણ ભુંડા કાળ અથવા શત્રુ અથવા રાજા તેમના ઉપદ્રવે કરીને સર્વ પ્રકારે પોતાની લાજ જતી હોય કે ધનનો નાશ થતો હોય કે પોતાના પ્રાણનો નાશ થતો હોય અને તે પોતાના મૂળ ગરાસનું તથા વતનનુ ગામ હોય તો પણ તેનો વિવેકી પુરૂષોએ તત્કાળ ત્યાગ કરી દેવો; નહિ તો જીવનું જોખમ થાય છે.

(૪૨) તન ભર સોના પહેરતી, ગલે મોતીકો હાર;
એક દિન એસો આયગો, વોહ ઘર ઘરકી પનિહાર.

(૪૩) કંચન તજવો સુલભ હે, સુલભ ત્રિયાકો નેહ;
નિંદા સ્તુતિ ત્યાગવો, તુલસી દુર્લભ એહ.

(૪૪) તુલસી જગમેં સું રહો, જ્યું જિવ્હા મુખ માંય;
ઘી ઘણા ભક્ષણ કરે, તો પણ ચીકની નાંહિ.

(૪૫) મનકે બૌતે રંગ હે, છીન છીન બદલે સોય;
એક રંગમે જોર હે, એસા વિરલા કોય.

(૪૬) પ્રીત તાસે કીજીએ, જાકી જાત મજીઠ;
પ્રીત કસુંબન કીજીએ, ભીડ પડે દે પીઠ.

(૪૭) સજ્જન એસા ચાહીએ, દુભયા દે નહિ દોષ;
ખેદયા મેદયા દુઃખ દીયા, મધુરા બોલે બોલ.

(૪૮) તુલસી પર ઘર જાયકે, દુઃખ ન કહીયે રોય;
ન અપના ભરમ ગુમાઇએ, જો હોના સો હોય.

(૪૯) જે પુરૂષ કુટુંબના પોષણ અર્થે યત્ન કરતો નથી તેમાં બીજા ઘણા ગુણ હોય તો શું ? કેમકે તે જીવતાં જ મુવા જેવો છે.

(૫૦) જેમ જેમ આપણે સ્વાર્થ ઓછો શોધીએ છીએ તેમ તેમ આપણી રહેણી કરણી વધારે નિયમસર થાય છે અને આપણે વધારે સુખી થઈએ છીએ; કારણ કે નિઃસ્વાર્થ જીવન દુર્ગુણોનો નાશ કરે છે, ઈચ્છાઓ નાબુદ કરે છે, આત્માને દ્રઢ કરે છે, અને મનને ઉન્નતિમાં આણી તેમાં વધારે ઉચ્ચ વિચારો મુકે છે. સોક્રેટીસે કહ્યું છે કે, "જેમ મનુષ્યની અપેક્ષા ઓછી થાય છે તેમ તેમ તે ઈશ્વરની વધારે સમીપ જાય છે.

(૫૧) જ્યાંસુધી તમે આત્મપરીક્ષામાં પાસ થશો નહિ ત્યાં સુધી તમે કોઇ પણ કામમાં ફતેહ પામશો નહિ.

(૫૨) સંસારીકા ટુકડા, નવ નવ આગળ દંત,
ભજન કરે સો ઉગરે, નહિ તો કાઢે અંત.

(૫૩) દારૂ પીવા કરતાં ગટરનું પાણી પીવું બહેતર છે, ગટરનું પાણી ગંદુ છે, તેનાથી રોગ થાય એટલું જ, પણ દારૂથી તો આત્મા મલીન થાય છે.

(૫૪) ખેતી એ ખરી પ્રાર્થના તથા પરોપકાર છે. ખેતી કરતાં, ખાતાં, રમતાં, ભમતાં, નહાતાં કે બીજી કોઇ પણ વખતે હરિનું નામ લેવું એ યોગ્ય છે, એટલું જ નહિ પણ આપણી ફરજ છે.

(૫૫) પુણ્ય કર્મ કરતાં સલાહ લેવા જેટલો વિલંબ ન કરવો.

(૫૬) સભ્યતાને જગતમાં શત્રુ નથી.

(૫૭) દોષ જોનાર પોતાની નબળાઈનું દર્શન કરાવે છે.

(૫૮) પીપા પાપ ન કીજીએ, પુણ્ય કીયા સોવાર;
અણઘટતું કોનું ન કીજીએ, કર્યા દાન હજાર.

(૫૯) દેશ જ્ઞાતિ કુલ ધર્મનું, ઉર રાખો અભિમાન;
તે નર વર નહિ તો ખરે, ખર સમજો મતિમાન.

(૬૦) પ્રારબ્ધ પહેલે બન્યા, પિછે બન્યા શરીર;
તુલસી યહ મન જાનકે, ધારણ કરલો ધીર.

(૬૧) મહોબત અચ્છી કીજીએ, ખાઈએ નાગરપાન;
બુરી મહોબત બેઠકે, કટાઇ નાક ઓર કાન.

(૬૨) પાવક રૂપી રામ હય, સબ ઘટ રહા સમાય;
ચીત ચકમક લાગે નહિ, ધુવા બની બની જાય.

(૬૩) કસ્તુરી કુંડલ બસે, મૃગ ઢૂંઢે બનમાંહી;
એસે ઘટમેં પીવહૈ, દુનિયાં જાનૈ નાહિ.

(૬૪) જ્યું પથરમેં હય દેવતા, યું ઘટમેં હય કીરતાર;
જો ચાહો દીદારકો, તો ચકમક હોકે જાર.

(૬૫) ધન ન મળે ત્યાંસુધી ઇચ્છવું, મળેલાંની રક્ષા કરવી; રક્ષણ કરેલાને સારી રીતે વધારવું અને વધેલા ધનને ગરીબોના ઉપકારમાં વાપરવું.

(૬૬) *ધોતી, પોથી ને વિનતી, બરડા કેરી ખરજ;
હાથે અશ્વ પલાણીએ, એ પાંચ પરાયાં અખજ.

(૬૭) અલ્પ કંઈ ગુણ આવતાં, છકી મગજ છલકાય;
જરૂર તે પછી જાણવું, શેષ ગુણો ન સમાય.

(૬૮) તિરથે પાપ ટળે નહિ, જો મન મેલ ન જાય;
ખાળકુંડીનું હાંડલું, ઉપર ધોયે શું થાય.

(૬૯) કરીએ સારૂં કોઇનું, એજ ધર્મનું બીજ;
બીજા કલ્પિત ધર્મ છે, સમજો મન ખચિત.

(૭૦) છાના છેક રહે નહિ, અંતર તણા વિચાર;
આવે નિકળી એકદમ, આહાર સમ ઓડકાર.

---

(*) ભાવાર્થ:—આપણું ધોતીયું બીજા ધુએ તેના કરતાં આપણે હાથે ધોઈએ તો સારૂં સફાઈદાર થાય. તેજ પ્રમાણે બીજા આપણું પુસ્તક વાંચે અને આપણે સાંભળીયે તેના કરતાં આપણે પોતે જ એક ધ્યાનથી વાંચીએ તો વિશેષ લાભ થાય તેજ પ્રમાણે બરડામાં ખરજ આવતી હોય તો આપણા હાથથી જ ખણવાથી શાંતિ થાય છે. જે ઘોડાપર આપણે ચડવાનું હોય તેનું પલાણ આપણે હાથે જ નાંખતાં શીખવું જોઈએ. એ પાંચ વાનાં જાતે જ કરવાં જ જોઈએ. પરાયાં પાસે કરાવવાથી ફાયદો થાય નહીં.

(૭૧) સરસુ કરતાં વાર બહુ, નરસુ તરત કરાય;
શાકર ગંધક તેલથી, તરત કોયલો થાય.

(૭૨) આપણે વખતને ઉડી ગયો કહીએ છીએ પણ એને નકામો જવા દેનાર આપણે પોતે જ છીએ, શેકસ્પિઅર તેના નાટકમાં બીજા રીચર્ડ પાસે બોલાવે છે કે "એકવાર મેં વખતનો દુરૂપયોગ કર્યો હતો અને હવે વખત મારો દુરૂપયોગ કરે છે."

(૭૩) વખત એ તો ખરેખર આપણને મળેલી પવિત્ર ભેટ છે અને એક દિવસ તે એક ન્હાની જીંદગી છે.

(૭૪) વિદ્ત્તાનો ખરો ઉપયોગ તો પ્રભુનો મહિમા ફેલાવવામાં અને જીવનને ઉચ્ચ બનાવવામાં કરવો જોઇએ.

(૭૫) અસંતોષનો અંત છેડો નથી અને સંતોષ જેવું બીજું મોટું સુખ નથી.

(૭૬) શાન્ત જીંદગી એ એક અલૌકિક સુખ છે. ફરજ ગમે તે વખતે, ગમે તેવી આકરી, ગમે તેવા સંજોગોમાં શાંતિપ્રિયને બજાવવાની આવે છે. તો તે નીચા જીવથી ગભરાયા વગરનું કાયમ મન રાખી એકસરખી બજાવી શકે છે અને પરિણામે તેને ફતેહ પણ મળે છે.

(૭૭) જે પુરૂષો પોતાના આવેશો, જુસ્સા, લાગણીઓને વશ રાખી શકતા નથી, તેમને જીંદગીનાં ખરાં સુખનો અનુભવ મળી જ શકતો નથી.

(૭૮) જે માણસ સત્ય રસ્તાને, સદ્ગુણી વર્તનને વળગી પવિત્ર ભલાઈવાળી અને સ્વાર્થત્યાગી જીંદગી ગાળે છે, તેને દુઃખનું સ્વપ્ન પણ રહેતું નથી. તેને ઇંદ્રિયો લાલચો ફસાવી શકતાં નથી.

(૭૯) સ્ત્રી જે પાળે ધર્મને, નર જે પાળે કુળ;
પુત્ર જે માને તાતને, એ ત્રણનું નહિ મૂલ.

(૮૦) દાતારકા મુખ દેખતાં, દુઃખ જનમનાં જાય;
જ્યું ગંગાકા નીર દેખતાં, પાપ બધાં ધોવાય.

(૮૧) જે જેને અભ્યાસ નહિ, તે તેને નહિ સ્વાદ;
અંધા આગળ આરસી, બહેરા આગળ નાદ,

(૮૨) વિદ્યા પહેલી વય વિષે, બીજી વયમાં ધન;
ન ગણ્યાં ધર્મ ત્રીજી વયે, નિષ્ફળ ખોયું તન.

(૮૩) સાઠ વરસનું માનવી, જો ન વિદ્યા ભણેલ;
બળ બુદ્ધિ તેમાં હશે, થશે નહિ સુધરેલ.

(૮૪) કાલિદાસ કહે છે કેઃ—દાન આપતાં, યુદ્ધ કરતાં અને ભણતાં બીજાઓના ને પોતાનાં રૂવાડાં ઉભાં ન થઈ જાય તો તે ફોગટ જાણવું.

(૮૫) ગભરૂને કર ગોળ દઇ, ઠગ જન ઠગે રતન;
તેમજ જ્યાં જન તુચ્છ મતિ, ધરણી રહે નિર્ધન.

(૮૬) જીસે રામકો ડર નહિ, નહિ પંચકી લાજ;
ઉસે છેડ ક્યા કીજીએ, ચુપ ભલો મહારાજ.

(૮૭) એક જર્મન કવિ લખે છે કે "આખું જીવિત દુઃખમય છે. પરમાત્મા વિના આપણો ખરો હિસાબ કોણ કરી શકે એમ છે? જે આ દુનિઆમાંથી ગયા તેમની નિંદા ન કરો. તેમનામાં આ દોષ હતો ને આ હતો એ વાત જવાદો તેમણે અમુક દુઃખ વેઠ્યાં એ ગણના પડતી મુકો. તેમણે જે કર્યું છે તેનું સ્મરણ રાખો.

(૮૮) રજપુતાંને રેવંતા, હાથ વછુટ્યા જાય;
હજાર વરસો સેવીએ, પણ પોતાનાં નવ થાય.

(૮૯) દાદીને જે દાદ દે, એવો રૂડો રાય;
શુદ્ધ થાય શુભ કામથી, પાપ બધાં ધોવાય.

(૯૦) વિષ્ણુ શર્મા કહે છે કે રાજાઓની રાજ્યદ્ધ રૈયતની રહેમ હોય ત્યાંથી સુધી જ ટકી રહે છે એ કાંઈ ખોટું નથી ત્યારે રૈયતને રંજાડનાર રાજા પાછળથી પસ્તાય તેમાં રૈયતનો શું વાંક? "જે રાજા રૈયતને નડે તે પોતાની દીવાલ ખણે" એ કહેવત ખરી છે.

(૯૧) ચડતી પડતી સર્વની, દશા જગતમાં જાણ;
અસલ નિયમ છે એ ખરો, શાસ્ત્ર પ્રમાણ પુરાણ.

(૯૨) કુદરત પાસે કરામત અને તગદીર પાસે તદબીર ચાલતાં નથી.
(૯૩) જ્ઞાની કે અજ્ઞાનીજન, સુખદુઃખ રહિતન કોઈ;
જ્ઞાની ભોગવે ધૈર્યથી, મુરખ ભોગવે રોઈ.
(૯૪) જ્યાં અત્યંત પરીચય થાય ત્યાં પછી અવગણના થાય છે અને જ્યાં દરરોજ જઇએ ત્યાં અનાદર થાય જેમકે અહીંથી લોકો પ્રયાગની જાત્રા કરવા ભક્તિથી જાય છે અને પ્રયાગવાસી દરરોજ ત્યાંના તીર્થનું સ્નાન કરતા નથી પરન્તુ કુવામાંથી પાણી કાઢી સ્નાન કરે છે.
(૯૫) આ દુનીઆમાં ગુણોને જાણનારાઓ ઘણા જ જુજ હોય છે, નિર્ધન માણસ સાથે સ્નેહ કરનારા ઘણા જુજ હોય છે, પારકાના કાર્યો કરનારા ઘણા જ થોડા હોય છે અને બીજાનાં દુઃખો વડે દુઃખી થનારા ઘણા જ થોડા હોય છે.
(૯૬) જ્યાં સુધી માણસે જ્ઞાનપર પરમાનંદ જાણ્યો નથી ત્યાં સુધી વિષયને સુંદર માને છે. જ્યાં સુધી નજરે ન જોયું ત્યાં સુધી તલનું તેલ જ સુંદર લાગે છે, સારાંશ કે જ્ઞાનરૂપ આનંદ પ્રાપ્ત થાય છે તો વિષય શું ચીજ છે તે ઝટ ખબર પડે છે.
(૯૭) ક્રોધ એ અનર્થનું મૂળ છે, ક્રોધ એ સંસાર બંધન છે. ધર્મનો ક્ષય કરનાર પણ ક્રોધ છે માટે સુજ્ઞ પુરૂષે ક્રોધનો ત્યાગ કરવો જોઈએ.
(૯૮) ઉંચા દરજ્જાનો માણસ નમ્રતા વિનાનો હોય તોપણ તેને માન મળતું નથી અને નીચ હોવા છતાં જો ધર્મજ્ઞ અને સારી વૃત્તિવાળો હોય તો તે પુજાય છે.
(૯૯) વિદ્યા સરખી બીજી આંખ નથી, સત્યતા રાખવી તેના જેવું બીજું તપ નથી, સ્નેહના જેવું બીજું દુઃખ નથી અને બધું ત્યાગ કરવું તેના જેવું દુઃખ એકે નથી.
(૧૦૦) પોતાના પાસે દ્રવ્યની સમૃદ્ધિ કેટલી છે તે જાણ્યા સિવાય બહુ ધર્મ કાર્યનો નિયમ ગ્રહણ કરવો નહિ કારણકે પ્રાંતઃ કાળમાં આપણે બેઠેલા હોઇએ તે વખતે ક્ષુધાતો આપણને છોડતી નથી માટે તેનો વિચાર પ્રથમથી જ રાખવો.




## વિદ્વાનોનાં વચનો.

( ૧ )

જ્યારે માથે આપત્તિઓ આવી પડતી હોય છે ત્યારે આપણો હીતકારી માણસ હોય તે પણ વિપત્તિમાં કારણભુત થઈ પડે છે. જેમ બાળકને પોતાની માતાની ઝંઘા બહુ જ હીતકારી છે છતાં જ્યારે તે બાળકને ઓસડ પાવું હોય ત્યારે તેજ ઝંઘાની આંટી મારીને પાય છે; જે વખતે બાળકને બંધનરૂપ થઈ પડે છે.

( ૨ )

કમલ, પોયણાં, માછલાં અને કુમુદ એટલી ચીજો એક જ જળમાંથી ઉત્પન્ન થાય છે તથાપી તેનો ગંધ જુદી જુદી જાતનો આવે છે. સારાંશ કે એક ઠેકાણે ઉત્પન્ન થયેલાંનો પણ સ્વભાવ તથા આચરણ સરખા હોતા નથી.

( ૩ )

ગુણ છે તે રૂપને શોભાવે છે, સ્વભાવ કુળને શોભાવે છે કોઈ પણ જાતની રિદ્ધિ વિદ્યાને શોભાવે છે અને ભોગવિલાસો ધનને શોભાવે છે.

( ૪ )

ક્ષમા સમ ખડ્ગ નહિ, જરણા સમ નહિ જાપરે;
ધીરજ સમ ઢાલ નહિ, મુન સમ નહિ શાપરે.

( ૫ )

આપણું પોતાનું જીવન એવી રીતે સુંદર તૈયાર કરવું કે લોકો માટે તે દૃષ્ટાંત રૂપ થઇ પડે.

( ૬ )

સ્વામી વિવેકાનંદ કહેતા કે, સાંત્વના કે સહાનુભૂતિ જેવું છે જ ક્યાં? "અરેરે ?? દેશના ગરીબ અને દુઃખી માણસો માટે જરાએ કોઈને લાગણી થતી નથી. કોઈ તેમનો ભાવ પણ પુછતું નથી. જે આપણી પ્રજાના આધાર રૂપ છે, જેઓના પ્રતાપે અન્ન વિગેરે તૈયાર થાય છે, જે ઢેડ ભંગીઆના પરિચયથી શહેર સ્વચ્છ રહે છે અને જેઓ માત્ર એક જ દિવસ હડતાલ પાડી બેસે તો આખા દેશમાં હાહાકાર વર્તી રહે. તેમને માટે કોઇ સહાનુભૂતિ દર્શાવે કે સુખ દુઃખના પ્રસંગોમાં સાંત્વના આપે તેવું પણ કોઇ રહ્યું નહિ? હિંદુઓ તરફથી સહાનુભૂતિ નહિ મળવાથી મદ્રાસ જેવા પ્રાન્તમાં હજારો અસ્પૃશ્યો (પરીઆ) ખ્રિસ્તી ધર્મમાં ચાલ્યા જાય છે તે નથી જોતા? તમે એમ ન સમજતા કે બીચારા ભૂખના માર્યા ખ્રિસ્તિ બની જાય છે. પણ આપણી સહાનુભૂતિનો છાંટો પણ તેઓને મળતો નથી તેથી જ તેઓ ન છૂટકે આખરે ખ્રિસ્તિ ધર્મનું રક્ષણ લે છે? આપણે રાત્રિ દિવસ તેઓના કાનમાં આ એક જ વાક્ય ફરી ફરીને રેડયા કરીએ છીએઃ—

"અડતા નહિ, અડતા નહિ." દેશમાં દયા ધર્મનું ટીપું પણ ક્યાં રહ્યું છે?

એટલા જ માટે હું તમને પુનઃ પુનઃ કહેતો આવ્યો છું કે હલકી કોમમાં જ્ઞાનનો ફેલાવો થાય તેવા પ્રયત્ન કરો. હવે તેમને ઘેર જઈ તેમને સમજાવી દો કે, તમે અમારા ભાઈઓ છો, અમારા દેશનું એક અંગ છો અમે તમને પ્રેમથી ભેટવા તૈયાર છીએ. અમે કદાપિ તમારો તિરસ્કાર નહિ કરીએ. આવા પ્રકારનો ઉત્સાહ તમારા તરફથી તેમને મળશે એટલે તે લોકો હજાર ગણા વધારે ઉત્સાહમાં આવી જશે અને એટલા જ ઉત્સાહથી કામ કરવા મંડી જશે. વર્તમાન વિજ્ઞાન શાસ્ત્રીની મદદથી તેમના જ્ઞાનમાં વધારો થાય તેવી વ્યવસ્થા કરવા લાગો. ઈતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન તથા સાહિત્યની સાથે ધર્મના ગુઢ તત્વો પણ તેમને શીખવી ઘો. આવું શિક્ષણ આપશો તો તેના બદલામાં તમને એવું ધન મળશે કે તમારૂં દારિદ્ર

તે જ ક્ષણે દુર થયા વિના રહેશે નહિ. આ પ્રમાણે આપલેનું ધોરણ ચાલુ રહેશે તો તમે બંન્ને કોમો એક બીજાના અંગરૂપ બની જશો અને પછી અન્ન કે વસ્ત્ર માટે કોઈને હાય-વોય કરવા જેવું નહિ રહે.

( ૬ )

મૃત્યુને પંડિત, મૂર્ખ, બળવાન, દુર્જન, શ્રીમંત અને દરીદ્રી ઇત્યાદી સર્વ સમાન છે.

( ૭ )

મી, જોન્સન કહે છે કે-"દોલતમંદ થવાનું કે સારા થવાનું મુખ્ય સાધન કરકસર છે, કરકસર એ દોલતની દીકરી, મીતાહારની બ્હેન ને સ્વતંત્રતાની માતા છે."

"વાણીઆની કસર અને વોહરાની સફર" એ બન્ને સરખાં ગણાય છે એ કાંઇ ખોટું નથી.

મી. સ્માઇલ્સ કહે છે કે,—"એક કરકસરીઓ માણસ પરોપકારી ગણાય છે ને ઉડાઉ માણસ દુનિયાનો દુશ્મન ગણાય છે

( ૮ )

આળસરૂપી ટંકશાળમાંથી મસ્તી, ખરાબી અને અનીતિના સિક્કા ઘણા હલકા બહાર પડે છે અને તે મૂર્ખ લોકોમાં જલદી ફેલાઈ જાય છે.

જેને સરજ્યું તે કરે, ધંધો જેનો ખાસ;
દુધનો પીનારો કદી, ગળી શકે નહિ છાસ.

( ૯ )

દોહરો.

સમજ પહોંચ્યા વિના કરે વેપાર ધંધો મોટો;
પહેલો વિચાર સારો પણ, પછી પસ્તાવો ખોટો.

( ૧૦ )

યોદ્ધાઓ કરતાં વિદ્વાનો (કવિઓ) વધારે અમર છે. મુએલા લેખકો જીવતા જ છે. તેમના લેખરૂપે અદ્યાપિ જીવે છે ને સર્વત્ર વિચરે છે.

( ૧૧ )

અનુભવ બહુ ઉપયોગી અને આવશ્યક શિક્ષક છે. વ્યવહારોપયોગી ડહાપણ અનુભવની નિશાળે જ શીખાય છે. ઉપદેશ અને ભણતર ઘણાં ઉપયોગી છે, પણ દુનિયામાં ખરા અનુભવ વિના તે બધાં કલ્પના માત્ર જ રહે છે. વાંચવાથી કે ભણવાથી ચારિત્ર અને જે સત્યની કસોટીએ ઉતરવાનું છે તે કસોટી મળતી નથી. તે તો વ્યવહારની આંટીમાંથી પાર ઉતરવામાં જ મળી આવે છે. આખા જીવીતને અનુભવની શાળારૂપ જ જાણવું અને સ્ત્રી તથા પુરૂષને તે શાળાના વિદ્યાર્થી જાણવા.

જીવનક્રમમાં જ અનુભવનાં ફળ ઉદ્ભવે છે; ને જીવન એ કાળને આધિન છે. અનુભવી માણસ કાળને પોતાની મોટી સહાય માને છે. કાળ એ મોટો શિક્ષક છે. અનુભવો એ ચારો છે. ડહાપણની ભૂમિ છે, યૌવનનો એ મિત્ર કે શત્રુ ગમે તે થઈ શકે, ને વૃદ્ધાવસ્થામાં સાંત્વન કરનાર તરીકે કે હૃદયને વિંધી નાંખનાર તરીકે તે પાસે રહી શકે છે.

નિષ્ફળતા, વિઘ્ન, એજ અનુભવનું સ્થાન છે અને ચારિત્રનું નિદાન છે.

(૧૨)

ખરી પ્રીતિ, ખરી આબરૂ, ખરી ખુશામત તમારાં પોતાનાં અંતઃકરણ પાસેથી જ પામો. પરમ શૌર્યથી અંતઃકરણની સુચના પ્રમાણે જ આચરણ રાખો તો લોકપ્રિયતા, માન, આબરૂ, બધું એની મેળે મળી આવશે.

( ૧૩ )

ડો. જોન્સને કહ્યું છે કે માણસને ખુશમીજાજમાં રહેવું કે ચીડીયા થઈ જવું એ પોતાના હાથમાં છે. આપણે ધીરજ અને સંતોષનો જ અભ્યાસ રાખીએ કે એથી ઉલટું બડબડ કરવાનો અને અસંતોષનો જ અભ્યાસ પાડીએ તો આપણને મહાદુઃખ થઇ પડે છે.

( ૧૪ )

જ્ઞાની જ્ઞાનથી અને અજ્ઞાની અજ્ઞાનથી પોતાનાં દુઃખો સહન કરે છે.

( ૧૫ )

અપને મન કછુ ઓરહે, શ્રી હરિકે મન ઓર;

ઓધાસે માધો કહે, જુઠી મનકી દોર.
શું લાવ્યા સાથે લઈ જશો, એ પ્રશ્ન મન વિચારજો;
નહિ સાથ આવે ધન, દોલત, પુત્રને પરિવાર જો.
પરમાર્થ સાથે આવશે, પરલોકનું ભાથું ભરો;
જીવ્યું સફળ જગમાં થશે, કલ્યાણનું સાધન કરો.
આપ્યું પ્રભુએ હોય તો, દાન કરો દાતાર;
અમે અવાચક પ્રાણીઓ, દુઃખીઆં અપરંપાર.
દયા લાવી દુઃખીઆતણી, વિનતી ધરજો ધ્યાન;
ધર્મ કરી ધન વાવરો, ભલું કરે ભગવાન.

(૧૬)

મન મેલા તન ઉજળા, બગલા કપટી અંગ;
નાતે તો કૌવા ભલા, તન મન એકહી રંગ.
પ્રેમ નિભાવન કઠન હે, સમજી કીજીયો કોઇ;
ભાંગ ભખન તો સુગમ હૈ, લ્હેર કઠન હી હોઇ.

(૧૭)

અવાચક પ્રાણીઓ લાખો, મનુષ્યો મારતા નિત્યે;
બચાવા દિલ નહીં વાધ્યું, ધિક્કાર છે ત્યારે. ૧
જગતની ઉન્નતિ અર્થે, કીધો નહિ જ્ઞાન ફેલાવો;
રહ્યો મત-પંથ કે લોભે, ત્હને ધિક્કાર છે ત્યારે. ૨
જગતના સેવકો મરતા, મદદવીણ કામ અથડાતા;
બનીના સ્હાય તારાથી, ત્હને ધિક્કાર છે ત્યારે. ૩
બિચારા જીવ ઓ ભોળા ? ખરોતું સ્વાર્થના સમજ્યો ?
ઉપેક્ષા દાનની કરવે, પ્રભુનો માર્ગના જાણ્યો ?

(૧૮)

શું રાજા સરદાર શું, મોટા માજીસ્ટ્રેટ;
સહુને વળગ્યું સર્વદા, પાપરૂપ આ પેટ.
પશુ પક્ષી સૌ પ્રાણીને, નર જાતીને નેટ;
દુઃખ ઉપજાવે દીલ વિષે, પાપરૂપ આ પેટ.

(૧૯)

જે માણસનું કુળ, વિદ્યા અને સ્વભાવ જણાય નહિ તેના સાથે કોઇ સમજુ પુરૂષ સ્નેહ રાખે નહિ.

(૨૦)

માણસને કામ કરવાની જ્યારે ગરજ હોય છે ત્યારે ઘણી જ પ્રીતિ બાંધે છે. અતિ લોભવાળો રબારી પોતાના મેંઢાને ઘાસ ખવરાવી પૈસા લેવા માટે રૂષ્ટપુષ્ટ કરે છે.

(૨૧)

પ્રભુના પવિત્ર નામ ઉપર જેને પ્રીતિ નથી તેનું જીવતર વૃથા સમજવું ! મહાન દયાળુ પ્રભુએ આપણા ઉપર મહાન ઉપકાર કર્યા છે છતાં સવાર સાંજ બેઘડી તેનાં નામનું સ્મરણ પણ ન થાય એ ઓછી કૃતઘ્નતા ? ?

(૨૨)

ચંદનના વૃક્ષ તથા આંબાના વૃક્ષને છેદે અને બાવળ બોરડીના વૃક્ષનું રક્ષણ કરે, મોર અને કોયલના વંશનો નાશ કરે અને કાગડાને વિષે બહુ આદર રાખે તેમ હાથી અને ગધેડાની તેમ કપુર અને કાપુસ (૩) અને ગુણવાનને મૂર્ખ માણસની જ્યાં સરખી જ તુલના થતી હોય તેવા દેશને નમસ્કાર કરવા જોઇએ.

(૨૩)

મૂર્ખ મન મમતા કરે, હું રળું ને સૌ ખાય;<br>
સુકા કાષ્ટમાં જીવડો, તેને પાણી કોણ પાય.

(૨૪)

દુનિયામાં વધારે ચાલનારો વખત છે માટે વખતને અમૂલ્ય સમજી તેનો સદુપયોગ કર્યા વિના રહેવું નહિ કેમકે ગયો વખત પુનઃ ક્રોડ ઉપાયે મનુષ્યને પ્રાપ્ત થતો નથી.

(૨૫)

દાદર, નિસરણી, દોરડાં, વાંસ વિગેરે નાના પ્રકારના ઉપાય વડે જેમ ઘરના માળ ઉપર ચડી શકાય છે, તે જ પ્રમાણે ઇશ્વર પાસે

પહોંચવા માટે પણ અનેક ઉપાયો યોજ્યા છે તેમાં પ્રત્યેક ધર્મમાં પણ એકેક ઉપાય જોવામાં આવે છે.

(૨૬)

જેણે આપણને કર્મભૂમિ (ભરતખંડ) માં જન્મ આપી શરીરે આરોગ્ય રાખી આપણી તમામ આશાઓ પુરી કરેલી છે, તેનો ઉપકાર માનવાને માટે સવાર સાંજ મંદિરમાં જઈ તેનું સ્મરણ નથી કરતા તે ઉપકારને માથે અપકાર કરનારા મહા પાપીઓ ગણાય છે.

(૨૭)

ઈર્ષાખોર, અસંતોષી, ક્રોધી, અવિશ્વાસુ, પારકા ઐશ્વર્યપર જીવનાર એ હમેશાં દુઃખી રહે છે.

(૨૮)

અપને નફે કે વાસ્તે, મત ઓરકા નુકસાન કર;
તેરાભી નુકશાન હોયગા, ઈસિ બાતપર તું ધ્યાન ધર.
ખાના જો ખા, તો દેખકર, પાની પીએ તો છાનકર,
યાં પાંવકો રખ ફુંકકર. ઓર ખોફસેં ગુજરાનકર.

(૨૯)

સફળતા એ શરીર અને મનનું એક મહાન ઔષધ છે.

(૩૦)

સદ્‌ગુણો કાંઈ મહારી સાથે બીમાર પડતા નથી તેમજ તેઓ મારી કબરમાં દટાશે નહિ એમ એમર્સનનું કહેવું છે.

(૩૧)

સોનેરી તક કદી બેવાર આવતી નથી; માટે જ્યારે પણ કર્તવ્ય દીશા બતાવતું હોય તે સમયે ગ્રહણ કરી લ્યો.

સ્કોટલેન્ડની એક કહેવત છે કે, "તોફાની માતા માખીની પાંખ કરતાં મોટી હોતી નથી."

( ૩૨ )

## આળસ વિષે.

આળસ એ જીવતા મનુષ્યની કબર છે.

આળસુ મગજ એ સેતાનું કારખાનું છે.

લોર્ડ ચેસ્ટરફિલ્ડે પોતાના પુત્રને લખ્યું હતું કે "આળસને હું એક પ્રકારનો આપઘાત ગણું છું, કારણકે તે દ્વારા મનુષ્યો સંપૂર્ણ નાશ થાય છે; પછી ભલેને પશુવૃત્તિ વિદ્યમાન રહેતી હોય !"

ધંધા વિનાના માણસોની મુલાકાતોથી ધંધાદારી માણસનું જેટલું અહીત થાય છે તેટલું બીજા કશાથી થતું નથી.

યંગ કહે છે કે "તારો ખજાનો ક્યાં છે ?" સુવર્ણ કહે છે કે "મારામાં નથી" અને હીરો કહે છે કે "મારામાં નથી" તે ખજાનો તારા અંતરમાં જ શોધ !

( ૩૩ )

જ્યોર્જ હર્બર્ટ કહે છે કે "એક સારી માતા એ એકસો શિક્ષકોની બરાબર છે."

( ૩૪ )

સિસેરો કહે છે કે "આપણી પાસે જે હોય તેથી સંતુષ્ટ થવું એ મોટામાં મોટી અને સૌથી વિશેષ સુરક્ષિત સંપત્તિ છે. કરકસર એ મોટી આવક છે."

( ૩૫ )

એમર્સન કહે છે કે "માણસ ડગતો નથી તે જ ખરો વીર છે."

( ૩૬ )

માણસનું અર્ધું ડહાપણ તો તેની હિંમત છે.

( ૩૭ )

પ્રમાણિક માણસની પાછળ કુતરા ભસતા હોય તેથી કરીને તેની કીંમતમાં કાંઇ ઘટાડો થતો નથી.

( ૩૮ )

નિર્બળ મનુષ્યોના ક્રોધાવિષ્ટ નેત્રથી દગ્ધ થએલા કુળમાં સંતતિ ઉત્પન્ન થતી નથી. સોમણ સાબુએ કોયલા કદી ધોળા થતા નથી.

( ૩૯ )

બાળલગ્ન, કજોડાં, કન્યાવિક્રય ઇત્યાદિ રિવાજોથી દિનપ્રતિદિન દરેક જ્ઞાતિની હાનિ થાય છે.

(૪૦)

નીતિ શાશ્વત છે અને જગતમાં સારાં માઠાં કાર્યનાં ફળો અવશ્ય મનુષ્યને મળે છે.

(૪૧)

દુર્બળને દુઃખ દઈ કચડી નાખવાથી ખરેખર ભય આવી પડે છે.

(૪૨)

જુવા ખેલે હોત હે, ધન સુખકો નાશ;
રાજકાજ સર્વે છુટે, પાંડવ ગયે વનવાસ.

(૪૩)

### દોહરો.

અદેખાઇથી આપણું, આવે તે પણ જાય;
કહેવું ના માને કોઇનું, પાછળથી પસ્તાય.

એક સમડી આકાશમાં ઉડતી હતી તે વખતે જમીન ઉપર એક ગધેડું મરી ગયેલું હતું ત્યાં આવી. તે વખતે ત્યાં ઘણા કાગડાઓ ભેગા થયા હતા તેને દમ મારી કહેવા લાગી કે, તમે બધા અહીંથી ભાગી જાઓ; પણ કાગડાઓએ ઉલટી તેને ચાંચ મારી બે હાલ કરી નાખી એટલે ગભરાઇને સમડી ભાગી ગઈ.

(૪૪)

ભુખ વિના જો ખાય તો, માંદા પડે નિરધાર;
વૈદ્ય પાસે જવું પડે, કડવી દવા તૈયાર.

(૪૫)

### વિદ્યાદાન વિષે.

દે દાન મ્હોટાં જગમાં ઘણાએ, વિદ્યા તણી તુલ્ય ન કોઇ આવે;
બીજાં સુદાનો ક્ષણ પ્રાપ્તિ કાજે, તે દાન વિદ્યાનું સદા વિરાજે.
વિદ્વાનને ભુપતિઓ પુજે ને, વિદ્યા વિનાનો પશુ તુલ્ય માને;
ચોરો ન ચોરે ન લુંટે જ રાજ્ય, ન ભારકારી, નથી ભ્રાતૃભાજ્ય.

(૪૬)

સુવર્ણની કસોટી જેમ અગ્નિમાં થાય છે તેમ મનુષ્યની કસોટી સંકટના સમયમાં થાય છે.

(૪૭)

વિપત્તિની સામે બાથ ભીડતાં પ્રમાણિક મનુષ્યનું દર્શન દેવને પણ દુર્લભ છે.

(૪૮)

જે મનુષ્ય સૌથી વિશેષ સંકટ સહન કરી શકે છે તે જ વધારે ઉત્તમ કાર્ય કરી શકે છે.

(૪૯)

સંકટ શ્રીમંતને ડરાવે છે ને આળસુને ઉદ્યોગી બનાવે છે. હાસ્ય એ દિવ્ય ઔષધિ છે. પ્રત્યેક મનુષ્યે તેનું સેવન કરવું જ જોઇએ. તે વિષે ચેમફર્ટે કહ્યું છે કે " જે દિવસે આપણે હસ્યા ન હોઇએ તે દીવસ આપણે વ્યર્થ ગુમાવી દીધેલો સમજવો.

(૫૦)

દુશ્મન અને કાંટાને ઉગતાં જ જોડાથી મારવો ઘટે છે. નહિ તો કાંટાનું વૃક્ષ મોટું થતાં તેમાં અનેક પ્રકારની શૂળો ઉત્પન્ન થાય છે તે જ પ્રમાણે દુશ્મનનું પણ સમજવું. કીર્તિ અને અપકીર્તિ એ બંન્ને બહેનો છે. એકને લેવા જતાં બીજી રીસાઈ જાય છે.

## સદ્બોધ રત્ન.

કાકડીનું ઝેર ઉતાર્યા વિના ખાવાથી કડવી લાગે છે તેમ ધર્માદો કાઢ્યા વિના પોતાની મુડીનો જેઓ ઉપયોગ કરે છે તેને આખર જતાં દુઃખરૂપ થઇ પડે છે.

ભવાયાનો છોકરો રાત્રિના ખેલમાં ભલેને ભર્તૃહરી બન્યો હોય પણ પોતાના મનમાં સમજે છે કે મારૂં આ સુખ લુગડાં પહેર્યાં છે ત્યાંસુધીનું છે કેમકે મારે ઘેર માળવો નથી. આ પગાર મળશે તે જ મારે મનતો માળવો છે. તે જ પ્રમાણે અજ્ઞાની મનુષ્યોને ખોટા અભિમાનમાં હેરાન થઇ પોતાનો અમૂલ્ય અવસર ગુમાવી દે છે. ભલેને કુબેર ભંડારી જેટલી દોલત હોય તો પણ શું? અને લાખ વર્ષનું આયુષ્ય હોય તોપણ શું? જ્યાંસુધી શાન્તિ આવી નથી ત્યાંસુધી ખરૂં સુખ મળવાનું નથી.

## વિવિધ સુબોધક દોહરા.

મણિ વિના જેમ મનમાં, મણિધર અતિ મુંઝાય;
ધન વિના નિર્ધનને, સુખશાન્તિ નવ થાય.
નીર વીના જેમ માછલી, વિના કરણીકર નિહોર;
ચાત વિના સ્વાંતનો, અતિ દુઃખીઓ કરે છે સોર.
પરાધીનતા દુઃખ મહા, સુખ જગમે સ્વાધીન;
સુખે રમત શુબન વિષે, કનક પીંજરે દીન.
હિંમત કિમત હોય, કિમત વિણ હિંમત કશી;
કરે ન આદર કોય, રડતે કાગળ રાજીઆ.
જેને અર્થે અતિ ઘણો, કરતો અધર્મ અપાર;
તે તો ત્યાંના ત્યાં રહ્યા, કોઇ કરે નહિ વાર.
ઇશ્વર સૌનો એક છે, હરી રહ્યો સૌ ઠામ;
કોઈ રામ ને કોઇ તો, લેશે અલ્લા નામ.
માણસ જાણે મેં કર્યું, મન મિથ્યા મલકાય;
નરનાથી શું નિપજે, ધણીનું ધાર્યું થાય.
પ્રાણી કરે પ્રયત્ન પણ, બને અદૃષ્ટ બનાવ;
સવળા કે અવળા પડે, પાસા કેરા દાવ.
કર્તાની કરૂણા વિના, કશું કરી ન શકાય;
ધરી રહે જો ધારણા, ધણીનું ધાર્યું થાય.
વહાણ ચડીને વાંણીઆ, ધન લેવાને જાય;
લાવે કે આવે નહિ, ધણીનું ધાર્યું થાય.
ઇશ્વરની ઇચ્છા વિના, કદી ન કદમ ભરાય;
વિચાર સૌ વાંકા પડે, ધણીનું ધાર્યું થાય
અલ્પ બળ શું આદમી, ફોગટ શીદ ફુલાય;
દુનિયામાં દલપત કહે, ધણીનું ધાર્યું થાય.
ભાણે ભરીઆ ભોજનો, જમ્યા વિના રહી જાય;
અદકું કે ઓછું મળે, ધણીનું ધાર્યું થાય.

કાપે ઉંદર કંડીયો, સાપ ઉંદરને ખાય;
ઉદ્યોગે અવડો પડે, ધણીનું ધાર્યું થાય.
થાય નાશ કે ક્ષેમ, ધીરજ ધરીયે ધર્મથી;
હેતુ જનનું હેમ, હરવાથી મરવું ભલું.
જપમાળા છાપ તિલક, સરે ન એકે કામ;
મન કાચે જાયે વૃથા, સાચે રાચે રામ.
જીવ જીવકે આશરે, જીવ કરત હે રાજ;
તુલસી રઘુવીર આશરે, કયું બગડેગા કાજ.
આવીને આવિશ્વમાં, કર્યાં ન કંઇ સત્કર્મ;
જાવું આજે નર્કમાં, ત્યાગીને સદ્ધર્મ.
કાળ ન મુકે કોઈને, હોય રંક કે રાય;
પ્રારબ્ધ પુરૂં થતાં, જીવ એકલો જાય.
તુલસી પૂર્વ કે પાપસે, હરી ચરણ ન સુહાય;
જેસે તાપસે જોરસે, ભોજનકી રૂચી જાય.
ફુલા નર નિશદિન ફીરે, શિરે ન સૂઝત કાળ;
આય અચાનક પકરહી, જ્યું મુશેકું વ્યાલ.
પવન પાણી સસ્તા કીધા, સસ્તું કીધું અનાજ;
તુલસી તબમેં જાનીયો, હય હય ગરીબ નિવાજ.
વિપત્તિ ભલી રહી નામ લેત, કાયા કસોટી દુ:ખ;
રામ વિના કીસ કામકી, માયા, સંપત, સુખ.
જેને પ્રાણીને જન્મતા, પહેલું આપ્યું દુધ.
તે પ્રભુને ન ઓળખે, તેથી કોણ અબુદ્ધ.
કબીર ગર્વ ન કીજીએ, રંક ન હસીયે કોય;
આપનો નાવ સમુદ્રમે, કહાં જાને ક્યાં જાય.




## સુબોધ વચનો.

(૧) જગત તને બુરો કહે તો કહેવા દે પણ તું તો સાચો અને ભલો જ બની રહે.

(૨) સુતાં બેસતાં અને વહેવાર કરતાં પ્રભુનું નામ કદી વિસરવું નહિ કેમકે ક્ષણભંગુર દેહ ક્યારે પડી જશે તેનો ચોક્કસ ટાઇમ આપણે જાણતા નથી: બાકી એક દિવસ આ દેહ પડશે એ તો નક્કી જ છે.

(૩) જીવન સમુદ્રમાં આપણું વહાણ અનેક લાલચો પાસે થઈને આપણે હંકારવાનું છે.

(૪) બરછી, ભાલા, ખંજર અને તલવારથી દુશ્મનને નહિ મારતાં ઉપકારથી મારવો એ વિશેષ ઉત્તમ છે.

(૫) મૃત્યુને વશ થઈને જ સર્વનું જીવન ટકી રહેલું છે.

(૬) જે માણસનું મૃત્યુ પાસે આવ્યું હોય તે દીવો જોઇ શકતો નથી, સુગંધ તથા દુર્ગંધ જાણતો નથી, મિત્રના હિત વાક્યો સાંભળી શકતો નથી.

(૭) જે અશક્ય છે તે કદી શક્ય થાય નહિ અને જે શક્ય છે તે કદિ અશક્ય થાય નહિ. જેમ પાણીમાં ગાડું ચાલી શકતું નથી તે તો પૃથ્વી ઉપર ચાલવાને શક્ય છે અને હોડી પૃથ્વી ઉપર ચાલી શકતી નથી તે તો જલમાં જ ચાલી શકે છે.

(૮) પરાધીન મનુષ્યનો જન્મ, પરસ્ત્રીથી પ્રાપ્ત થતું સુખ, અન્ય મનુષ્યના ગૃહમાં વસતી લક્ષ્મી તથા પુસ્તકવાસીની વિદ્યાએ

સર્વ વસ્તુ વાસ્તવિક સુખદાયક નહિ હોવાથી વ્યર્થ છે.

(૯) ગમે તેમ કરો પણ જે થવાનું છે તો તે થશે જ. મૃત્યુ કાંઈ મટવાનું નથી માટે ઈશ્વરના મહાન ચમત્કારને નમસ્કાર કરી સદાકાળ આનંદમાં રહેવું. કેમકે આપણું કાંઈ પણ થવાનું નથી. આપણે શુભ કર્મ કરવાના સાથી છીએ. ફળના દેનારા તો સમર્થ શ્રીહરિ છે.

(૧૦) આ વિશ્વમાં બધા માણસોને સંતોષ આપનારો કોઈ પણ ઉપાય વિદ્યમાન નથી, માટે સર્વ પ્રકારે પોતાનું કલ્યાણ થાય તેવું શુભ આચરણ કરવું

(૧૧) જે કાંઈ સારૂં નરસું ગણાય છે, તે પોતાના સ્વભાવવડે થાય છે. જેના અંતઃકરણને પ્રિય લાગે તે કર્યા કરે છે; પછી ભલે દુનિઆમાં ખોટું ગણાતું હોય અગર સારૂં જણાતું હોય એવો જનસ્વભાવ છે.

(૧૨) કોઇ ઘાતકી મનુષ્ય હોય અને તે આવીને કહે કે "હું ઘણો શુદ્ધ છું તથા મારો કાંઈ અપરાધ છે જ નહિ" તો તેથી એકદમ વિશ્વાસ ન કરવો. કારણકે ઘાતકી માણસોનો ગુણવાન મનુષ્યને ઘણો જ ભય રહે છે.

(૧૩) પગમાં લાગેલો કાંટો જેમ હાથમાં રાખેલા બીજા કાંટાથી જ નીકળે છે તેમ શત્રુને ઉપકારથી ગ્રહણ કરી બીજા શત્રુને મારવો.

(૧૪) શત્રુ છતાં જો શરણે આવે તો તેને મારવો નહિ.

(૧૫) આપણો ખરાબ વખત આવે તો પણ ધીરજ નહિ છોડવી કારણકે ધીરજ રાખ્યાથી કોઇ દિવસ સારી સ્થિતિ પ્રાપ્ત થાય છે. જેમકે સમુદ્ર આવો મોટો છે ને જેમાં પાણીનો પાર નથી તોપણ વહાણવાળા ખલાસીઓ ધીરજ રાખીને તેને તરવાની ઇચ્છા કરે છે.

(૧૬) પૈસો પૈસો ભેગો કરવાથી જેમ રૂપિઓ થાય છે તેમ રૂપિઓ રૂપિઓ ભેગો કરવાથી માણસ ધનવાન થાય છે. માટે દરેક માણસે ઉપજ કરતાં પોતાનો ખર્ચ કમી રાખવો.

(૧૭) જેને પરમ જ્યોતિનો આવિર્ભાવ થયો છે તેવા મહાત્માઓનાં વાકય યોગ સિદ્ધ હોય છે તેમાં સંશય ન કરવો; કારણકે એમની વાણીમાં જ મંગળ લક્ષ્મી સિદ્ધિ રૂપે વળગેલી રહે છે. તેઓ જેવી તેવી એટલે અસત્ય નીવડે એવી વાણી બોલતા નથી.

(૧૮) સેંકડોમાં એક સુર થાય, હજારોમાં એક પંડિત થાય, દશ હજારોમાં એક વક્તા થાય ને દાતા તો ઉત્પન્ન થાય કે ન થાય.

(૧૯) આ સંસારમાં આપણે મારૂં મારૂં કહી અંત વખત સુધી મહેનત કરી મરી જઇએ છીએ, પણ યાદ રાખવું કે આનશ્વર સંસારમાં કોઇ કોઇનું નથી. સર્વે સ્વાર્થ નીબાજી છે. જેમ જેમ જેનો સંબંધ પુરો થાય તેમ ચાલ્યા જાય છે. અંતે આ દેહ પણ ચાલ્યો જવાનો છે તો પછી બીજાનો શું ભરોસો ?

(૨૦) જે માણસ દ્રવ્યની જ આતુરતાવાળો હોય છે તે ગુરૂને પણ ગણતો નથી તેમ પોતાના ભાઇને પણ ગણતો નથી. કામથી આતુર થએલા પુરૂષોને ભય તથા લજ્જા હોતી નથી. વિદ્યાથી આતુર થયેલા માણસોને સુખ તથા નિંદ્રા હોતી નથી અને ક્ષુધાતુર મનુષ્યને ઉચ્છિષ્ટનું ભાન હોતું નથી.

(૨૧) આપણો જ્યારે નાશ થતો હોય ત્યારે અનેક જાતના પ્રહારો આપણા ઉપર પડે છે. ધનનો ક્ષય થાય છે ત્યારે જઠરાગ્નિ વધે છે, આપત્તિના સમયમાં વેરભાવ વધે છે, જ્યાં છીદ્ર હોય ત્યાં અનર્થ બહુ થાય છે.

(૨૨) ધર્મ એટલે જીવનના બંધનોથી પર થવાનો પ્રયત્ન. ધર્મ એ શ્રદ્ધા અભિલાષા છે, ઉચ્ચ જીવનની શક્તિ તે બતાવે છે. મનુષ્યને અમૃતતત્વ અને ઉંચ ભૂમિકાઓ મળી શકે છે એવું ધર્મ શીખવે છે.

(૨૩) આજનું કામ કાલપર બાકી રાખવું એ બહુ જ જોખમવાળું છે; કારણકે કાલની કોને ખબર છે.

(૨૪) ભલે ખીજાઇને કોઈ અમૃતપાય તોપણ અમર થવાય છે, સૂર્યની પાસે અંધારૂં માગનારને કદી મળતું નથી, ચંદ્ર પાસે અગ્નિ માગવાથી શીતળતા આપે છે, તે જ પ્રમાણે દીનબંધુ, કરૂણાનિધિ પરમાત્મા પાસે આપણા પાપની ક્ષમા માગવાથી આપણને અભય બનાવશે.

(૨૫) કોલરીજ કહે છે કે મગજમાંથી નિકળે છે તે હૃદયમાં જાય છે.

(૨૬) સત્યનો છળ કર્યાથી તેને કાંઈપણ નુકશાન પહોંચતું નથી.

(૨૭) કાલની કોઈને ખબર નથી. જો ખબર હોત તો રામચંદ્રજી જેવા ભગવાન શામાટે પીતામ્બર પહેરી રાજ્યાસન પર બેસવા જાય ? કેમકે તેને વનમાં જવાની ખબર નહોતી.

(૨૮) મૂર્ખ પુત્ર અને બાળ વિધવા જેના ઘરમાં હોય તેને સુખ લેશમાત્ર હોતું નથી.

(૨૯) પ્રભાતમાં વહેલા ઉઠી પરમાત્માનું ભજન કરે છે તેને ભાગ્યવાન સમજવો.

(૩૦) બુદ્ધિ એ દ્રવ્ય છે. બુદ્ધિમાન મનુષ્યને રંક કદી પણ કહી શકાય જ નહિ.

(૩૧) મને તક મળતી નથી, મને વખત મળતો નથી. એવાં વચનો કદીપણ મહાન કાર્ય કરનાર ઉદ્યોગી પુરૂષો કહેતા નથી. તક મળતી નથી એ નબળા મનની નિશાની છે.

(૩૨) કબીર કહે મેં હર ભજું, મુવે મુક્તિ પાઉં;
દોનું હાથમેં મોદક હય, મન માને સો ખાઉં.

(૩૩) નારાયણ કીજે સદા, દુષ્ટ સંગકા ત્યાગ;
જ્યું લુહારકે ઢીગ પડે, બદન ચિંગારી આગ.

(૩૪) પુણ્યપાઠ પુજા પ્રગટ, કરત સહિત અહંકાર;
નારાયણ રીઝે નહિ, ચતુર નકો સરદાર.

(૩૫) કયા મુખસે હસ બોલીયે, તુલસી દીજે રોય;
જન્મ અમોલખ આપના, ઢાલે અકારત હોય.

(૩૬) જ્ઞાતિમાં જ્ઞાતિ ભયો, થયો જે પૈસાદાર;
ભલું કર્યું ન જ્ઞાતિનું, ધિક્ક પડયો અવતાર.
(૩૭) કહી કહી મેરી જીભ રહી, સુણી સુણી તેરે કાન;
સદ્‌ગુરૂ બીચારા કયા કરે, જો ચેલા મૂઢ અજ્ઞાન.
(૩૮) દીલના માગતલ બહુ, દીલ સૌને દઇએ નહિ;
માથુ માગે લાખેણો કોઇ, ઉહકારો ભણીએ નહિ.
(૩૯) મન રાખી મજબુતને, માયા જુઠી જાણ;
સુખ દુઃખ જે સંસારના, મનમાં કદી ન આણ.
(૪૦) કાળ ફરે છે શિરપરે, નહિ મુકશે માન;
આખર મરવું છે ખરૂં, સમજ :સમજ હેવાન.

## આચરણની શ્રેષ્ટતા.

(૧) સદાચાર એજ સર્વ ધર્મનું લક્ષ્યબિંદુ છે.

(૨) એક સદાચરણ જેટલું ફળ આપે તેટલું ફળ ખાંડી જેટલાં ભાષણો કે લખાણો નથી આપતાં.

(૩) કેળવણી થોડી હોય, બુદ્ધિ ન બળી હોય, મિલ્કત ન હોય અને જનમંડળમાં કાંઇપણ પદવી ન હોય તોપણ ચોખ્ખું ઉત્કૃષ્ટ સદ્‌વર્તન હોય તો તેની સત્તા સર્વે કબુલ કરશે.

(૪) મોઢેથી બોલવું સહેલું છે, પણ તેજ પ્રમાણે કામ કરી બતાવવું અતિ કઠીન છે. ધર્મની કથાઓ કહેવી સહેલી છે પરન્તુ તે પ્રમાણે વર્ત્તવું બહુ જ કઠીન છે.

(૫) ઉત્તમ ચારિત્રની કિંમત હીરા, સુવર્ણ, રાજ્યસત્તા અને સિંહાસન કરતાં પણ વિશેષ છે અને એવું ચારિત્ર ઘડવાનું કામ એ જગતનું ઉત્તમોત્તમ કાર્ય છે.

## સુખ દુઃખમાં સમતા.

(૧) સુખ અને દુઃખ એ બન્ને માત્ર માનસિક અવસ્થા સિવાય બીજું કશું નથી. સુખ દુઃખ એ કોઈ પણ ખાસ બાહ્ય વસ્તુ નથી.

(૨) સુખ સર્વે સંસારનું, મનથી મોટું માન,
અવિચળ સુખ એકે નથી, ધરતાં હૃદયે જ્ઞાન.
(૩) સુખ આવ્યું તો ભોગવો, દુઃખ આવ્યું તો તેમ;
સુખ દુઃખ બે ફેરા ફરે, ચક્ર ફરે છે જેમ.
(૪) સદા સર્વદા કોયના, શત્રુ મિત્ર નહિ હોય;
આપત્તિમાં સબુરી રાખે તે જ પુરૂષમાં ગણાય છે.
(૫) અદ્‌ભુત શક્તિ દૈવની, ગતિ નહિ કળી શકાય;
સુખમાંથી દુઃખને પછી, દુઃખમાંથી સુખ થાય.

(૬) અનેક વિટંબનાથી ભરેલા આ ક્ષણભંગુર સંસારમાં શું સાર્થક છે? જે માણસો સંપત્તિમાં વિપત્તિમાં એક રૂપે રહ્યા છે તેમનાં જીવીત જ જીવીત છે. બાકી બીજા બધાના તો જીવીત ખરેખર મરણ જ ગણવાં.

(૭) સંસારમાં જે માણસ સંપત્તિથી ફુલાય છે ને વિપત્તિથી દીન થાય છે તે મૂર્ખ છે. સંપત્તિ કે વિપત્તિ એ કાંઈ માણસના હાથમાં નથી. માણસના હાથમાં તો નિરંતર પ્રયત્ન કરવો એટલું જ છે. તો પ્રયત્ન કર્યા કરવો ને વિઘ્નથી પાછા ન હઠવું એટલામાં જ ખરા શૌર્યનું તત્વ સમાએલું છે.

(૮) સુખ શું છે? એનો નિર્ણય કોઇથી થયો નથી. સમૃદ્ધિ, વૈભવ, અધિકાર એ જાતે સુખરૂપ નથી કે સુખ આપતાં નથી, સુખ તો વિપત્તિ સાથે બાથ ભીડી પોતાના કર્તવ્યમાં મંડયા રહેવું એટલામાંજ સમજાય છે.

(૯) તારા સુખનો નાશ કરનારી વિપત્તિને જો તું સંભારીશ નહિ તો પછી તે તને નડી શકશે નહિ.

(૧૦) સુખના પછી દુઃખ જાણ, દુઃખ અંતર સુખ છે વળી;
એ બે અદલમાન, જંતુને દિન રાત્રિ સમ.
(૧૧) રાત પછી દીન આવતો, પ્રગટે જેમ પ્રકાશ;
સુખ પછી દુઃખ આવતું, અહીં જેમ વિલાસ.

## ધન વિષે.

જેમ કોઇ મોટો રાજા હોય અથવા મોટો લખેશરી શાહુકાર હોય ને તેને પ્રારબ્ધાનુસારે તે અધિકાર છુટી ગયો ને દરીદ્રપણું આવી ગયું તેણે કરીને ખડધાન ખાવા મળે અથવા ડોડીની ભાજી મળે તથા કોદ્રાં, બોરાં, બાફેલી પીપરો ઇત્યાદિક જેવું તેવું ખાવા મળે ત્યારે તેને ખાય, પણ મ્હોંએ જે પોતે ભારે ભારે મેવા ખાધા હોય તથા ભારે મુલ્યવાળી ચીજો કોઇને ન મળે એવી મંગાવીને ખાધી હોય તે સર્વ સાંભળી આવે ને મનમાં એમ ધાટ કરે જે એવી એવી ભારે ચીજોને હું મ્હોંએ ખાતો ને હવે હું આવું જેવું તેવું અન્ન ખાઉં છું. એવી રીતે જ્યારે જ્યારે ખાય ત્યારે સાંભળી આવે પણ જો પ્રથમથી જ જેવું તેવું અન્ન ખાતો હોય ને તેને દરીદ્રપણું વધુ આવે ત્યારે પણ તે જ ખાય ત્યારે તેને શું સાંભરે ?

## તંદુરસ્તી એ મોટામાં મોટી દોલત છે.

પારકા દ્રવ્ય વિષે નિરીચ્છા, દરેક પ્રાણીઓ સાથે મિત્રતા અને કર્મનું ફળ એ આપણને છે જ એમ મને કરીને જ જાણવું.

( અર્થાત્ ઉપલી ત્રણ બાબત મનમાં સમજવી, બોલી બતાવવી નહિ. )

એક હજાર રૂપિઆમાંથી એક પાઇ ખરચ ખાતે લખતાં આખા આંકડાનું નિકંદન નીકળી જાય છે.

કોઇ માણસ પાંચ રૂપિઆમાં અને કોઇ લાખ રૂપિઆ માટે નોકરી સ્વીકારે છે પરન્તુ કેટલાક તો લાખો રૂપિઆ મળતાં છતાં પારકી તાબેદારીને ધિક્કારે છે.

ધન મદનાં કૃત્યો એ ઉદારતા નથી.

### દોહરો.

ધન મેળવતાં દુઃખ છે, ખોતાં પણ બહુ દુઃખ;
મોહ પમાડે પાસ જો, છે શું ધનમાં સુખ.
ધનવાળાના મિત્ર સૌ, સગા થવા સૌ જાય;

જગમાં પુરૂષ મનાય તે, પંડિત તેજ ગણાય.
ગીજની સીકંદર ગયા ખાલી, ન સાથે પાઇ શી?
દાન કે ઉપભોગ નહી તો, નાશ એ ધનની ગતિ
અર્થી અંધ જે હોયે આપ, અર્થી ન ગણે પુણ્યને પાપ.

મહાત્મા ગાંધીજીનું બોધવચન છે કે ' પૈસાને પરમેશ્વર માનીશું તો નાશ પામીશું."

સોરઠો.

લાખ કરોડ કમાય, ખાય પીએ ખરચે ઘણું;
પણ પૈસો ન અપાય, તો સંપત શા કામની.

દોહરો.

કરીએ જઇને વાસ, જ્યાં પૈસાની પેદાશ;
જંગલમાં મંગલ કરે, પૈસો જેની પાસ.
જો નર તું આ જગતમાં, ધનની ઇચ્છા ધાર;
તો વસજે વાસો કરી, વિશેષ જ્યાં વેપાર.
નાણું બીન નીતિતણું. નિશ્ચય નહિ રહેનાર;
મુલ્લાંજી લાવે મુઠીએ, અલ્લા ઉંટે હરનાર.

પ્રાણીઓના પર જુલમ કરીને જે મોટી સંપત્તિ મેળવી હોય તે જેમ વાદળમાં પાણી ભરાયલું હોય તે તુરત નાશ પામે તેમ તે લક્ષ્મી નાશ પામે છે.

દ્રવ્યમાં ઘણો સંતાપ રહ્યો છે. નેમી અને વસિષ્ટની વાત આપણા શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. તેને લોભથી સામાસામા શ્રાપ આપેલા અને તેથી તેની અધમ ગતિ થયેલી છે. નંદ રાજાનું નાણું રહ્યું નહિ અને બહુ જ દુઃખી થયા.

એક ભક્ત હમેશાં એક પરમહંસ પાસે કથા શ્રવણ કરવા આવતો હતો પણ જ્યારે તેને લક્ષ્મીનો યોગ થયો ત્યારે કથામાં આવવું મુકી દીધું. એક વખતે મોટરમાં બેસી ચોપાટીપર હવા ખાતો હતો તેને તે સાધુએ કહ્યું કે હવે કથામાં લક્ષ્મીનો જોગ થતાં અવાતું નહિ હોય? આ સાંભળી પેલો ધનવાન શરમાઈ ગયો.

લક્ષ્મીનો અહંકાર કરવો નહિ. ધનવાન કહે કે અમે જ શ્રીમંત લક્ષ્મીવાન છીએ તો યાદ રાખવું કે તેનો અહંકાર ઉતારનાર તેનાથી અધિક ધનવાન બીજા ઘણાએ મળી આવે છે.

જેમ જેમ માણસને ધન મળતું જાય છે તેમ તેમ તેનામાં લોભ વિશેષ પ્રવેશ કરે છે અને ઉત્તમ ગુણો નાશ પામે છે. કારણકે પૈસો મળ્યા છતાં સદ્‌બુદ્ધિ રહેવી એતો મહાપુણ્યની નિશાની સમજવી.

શ્રીમંતો ગરીબ સાથે વાતચીત કરવામાં હલકાઇ સમજે છે. ગરીબ પાસે બેસવાથી પોતાની પોઝીશનને નુકશાન પહોંચે છે પણ ગરીબના ગળાં રહેંસી લક્ષ્મીવાન થયા હોય એ વાત તો પોતે સ્વપ્ને પણ વિચારતા નથી.

તમારા પૈસા તમને શું કહે છે? તે તમને કયો સંદેશો સંભળાવે છે? શું તે તમને એમ કહે છે કે" ખાઓ, પીઓ ને મઝા કરો, કારણકે કાલે શું થશે તેની કોને ખબર છે?" "તે સગવડ, શિક્ષણ પ્રવાસ, ગ્રંથો અને તમારા માનવબંધુઓને સહાય આપવાની તકનો સંદેશો લાવે છે" કે "વિશેષ જમીન અને વિશેષ દ્રવ્ય" નો સંદેશો લાવે છે? તે તમને કયો સંદેશો પહોંચાડે છે? "નગ્નને માટે વસ્ત્રો, ભુખે મરતા માટે અન્ન, અજ્ઞાનને માટે શાળા, બિમારને માટે દવાખાનું અને અશક્ત અનાથને માટે આશ્રમનો સંદેશો લાવે છે કે તમારા માટે અધિક અને બીજાઓ માટે કાંઈ નહિ" એવો જ સંદેશો લાવે છે? તે તમને ઉદારતાનો સંદેશો આપે છે કે સંકુચીતપણાનો?

જેને ધનનો મદ છે તે કદીપણ આત્મજ્ઞાન મેળવી શકતો નથી પણ હે પામર પ્રાણી તું વિચાર કર તે ધન તો પરમાત્માના ચર્ણની રજ છે.

પૈસાના મદમાં છકી ગયેલા કેટલાક યુવાન પુરૂષોને દયા, ક્ષમા, પરોપકાર ને પરમાત્માની ભક્તિની પણ ખબર નથી. પણ યાદ રાખજો કે લક્ષ્મી ચંચળ છે. તે કોઈની થઇ નથી, માટે જગતમાં સર્વે જનોને તમારા બાંધવ ગણીને સ્નેહભાવ રાખવો એમાં જ ખરી શ્રીમંતાઇ છે.

## બુદ્ધિ વિષે.

મનુષ્યની મોટાઇનો આધાર તેની બુદ્ધિ પર છે, તેનાં બહોળાં ધન કે મોટી ઉમર પર નહીં.

બુદ્ધિ એ અમૂલ્ય રત્ન છે. દૈવે મનુષ્યને જે બળ આપેલ છે, તે બળના કરતાં બુદ્ધિનું અતુલ્ય બળ છે. બુદ્ધિબળથી રેલ્વે, તાર, માલો, ઇન્જીનો, ટેલિફોન, વિજળીક બળના કામો, બોટો, બલુનો અને એવાં અનેક કામો થયાં છે તે પ્રતાપ બુદ્ધિ બળનો જ છે. દુનિયામાં જે કાંઇ પ્રકાશ છે તે બુદ્ધિનો જ છે.

## કર્તવ્ય વિષે.

આ લોક અને પરલોકમાં સુખ મળે એવો વિચાર કરી આ મનુષ્ય દેહ વડે જે કાર્ય યોગ્ય હોય તે કરવું અને અયોગ્ય હોય તેનો ત્યાગ કરવો. કોઈ કામ કરીશું તો તેમાં અમુક દોષ આવશે, એવા ભયથી જે માણસ કાંઇપણ કામનો આરંભ નથી કરતો, તે કુત્સિત પુરૂષ સમજવો; કારણ કે હે ભાઈ! તમે વિચારો કે આપણે ભોજન કરીશું તો અજીર્ણ થશે, એવા અજીર્ણના ભયથી જેમ ભોજનનો ત્યાગ કોઇ કરતું નથી, તેમ આગળ જતાં દોષ આવશે એમ ધારીને કાર્યનો આરંભ નહી કરવો એ મૂર્ખનું કામ છે.

કર્તવ્યમાં ન ચુકવું એ જ જીવનનું ફળ છે.

નિરંતર શુદ્ધ વિચાર કરવાનો અભ્યાસ રાખવો. કદીપણ આ સંસારમાં અન્યને સુખી જોઇને દયા કરવી નહિ. આપણને પરમાત્માએ મનુષ્ય દેહ આપ્યો તેનું કર્તવ્ય શું છે? તે વિચારીએ તો આ દેહ આપણને પરમાત્માના ગુણાનુવાદ ગાવા માટે આપ્યો છે તો બની શકે તો સત્કાર્ય કરવા પ્રયાસ કરવો જોઈએ પણ પેટ ઉપર હાથ દઇ સુઈ રહેવાથી ઐહિક તથા પારલૌકિક સુખનો વિનાશ થાય છે.

## વાણી વિષે.

મીઠા બોલ મધુરે ખરા, પણ માંહે હોય વિષ;
કડવા બોલ કઠણ ખરા, પણ આપે છે આશિષ.

વશીકરણ વિદ્યાવાણીમાં, બોલી જાણો જેહ;
વિનય વડે વિવેકથી, ધન્ય ધન્ય જન તેહ.
વચને બગડે કારજ પરનું, વચને પર ઉપકાર;
છેદે છાતી છેક વચન તે, કરડો જેમ કટાર.
કુવચન ઘાવ કદી ન રૂઝે, સાલે સાંજ સવાર;
માટે મધુર વચન મુખ બોલો, પુરણ ધરીને પ્યાર.
મોર મધુરો સ્વર ઉચ્ચારે, ચકીત ઘણા જન થાય;
શ્રવણ માત્રથી સુખ ઉપજાવે, અંતરતાપ ઓલાય.
મીઠી વાણી મેના બોલે, કુવચનનો કરી ત્યાગ;
તેથી પામે મેના પોપટ, કોય ન પામે કાગ.
હરીરસ અમૃત જે વાણીમાં. જુગતે કરી જણાય;
તે વાણી ગંગોદક સરખી, તન મન પાવન થાય.
ઘુવડને તો ઘુઘવાટ કરીને, કાઢે વચન કઠોર;
જ્યાં બેસે ત્યાંથી ઉડાડે, જન સૌ કરીને જોર.
જગ કર્ત્તાએ આ જગમાંહી, નિર્ગ્યું એક નિશાન;
હલકા વેણે હલકાઇ મળશે, મીષ્ટ વચનથી માન.
વિવેકી જન હંસ સરીખા વચને કરે વિચાર;
પયથી પાણી ત્યાગ કરીને, સંગ્રહ કરી લે સાર.
કાગ બિચારા વચન કહ્યાંથી, મન ઉપજે મીઠાશ.
સારી વાણી શ્રવણ કર્યાથી, અંતર રહે ઉદાસ,
માટે સત્ય વચન મુખ બોલો, રાખી ઉત્તમ રીત;
ભગવત સુત કહે સજ્જનને, પુરણ આણી પ્રીત.

## પુરૂષ પ્રયત્ન વિષે

સારાં કાર્યમાં નિષ્ફળતા હોતી જ નથી. કાર્ય પ્રમાણે ફળ મળ્યા જ કરે છે.

અંતઃકરણ પૂર્વક પ્રયત્ન કરીએ તો ઈશ્વરને પણ સહાય આપ્યા વિના ચાલે નહિ. સ્વામી વિવેકાનંદ કહેતા કે, મરવું છે એ નક્કી જ છે તો પછી શું કામ ઉદ્દેશને ખાતર ન મરવું એજ ઇચ્છવા

યોગ્ય છે. દેશના કલ્યાણને અર્થે એ જ ભાવનાનો પ્રચાર કર. દેશની આશા અને વિશ્વાસ તમારા જેવા યુવકો ઉપર છે, તેમને હાથ પગ જોડી બેસી રહેલા જોવાથી મને બહુ દુઃખ થાય છે, લાગી જા કામ કરવામાં લાગી જા, વિલંબ કરીશ નહિ. મૃત્યુ રોજ રોજ પાસે આવતું જાય છે. પછી કરીશ, એમ વિચારી બેસી રહેનારથી કાંઇ જ બની શકતું નથી.

ફળ પ્રાપ્તિ માટે જ સર્વે પ્રયત્ન આદરે છે, છતાં વારંવાર એવું થાય છે કે ફળ તો દુરનું દુર રહે છે ને પ્રયત્ન માત્રની આશામાં જ સંતોષ માની ચાલવું પડે છે, આવે સમયે શૌર્યવાનને તેનું શૌર્ય જ બળ આવે છે.

શ્રમ કર્યા વિના એમને એમ ફળ મળે એવી આશા રાખવી એ સ્વાર્થી બાયલાપણાની નિશાની છે.

કામ વગરનું માણસ ગમેતેવું પૈસાદાર હોય,ગમે તેવું સુશિલ હોય, ગમેતેવું ઉત્કૃષ્ટ હોય પણ સુખી તો હોઇ જ નશકે. આપણું જીવીત જ પ્રવૃત્તિમય છે.

વિના ઉદ્યમે દૈવત સિદ્ધ થાતું, નહિ એક ચાકે કદી ગાડું જાતું;
નહિ તાળી પડતી કદી એક હાથે, રહ્યા એમ પુરૂષાર્થ–પ્રારબ્ધ સાથે.

**દોહરો**

યત્ન થકી શું ના મળે, કહો વિચારી વાત;
યત્ન ભગિરથનો થતાં, પ્રગટયાં ગંગા માત.

યુદ્ધમાં જય મેળવવાની ઇચ્છાવાળા પુરૂષો સત્ય, દયા, ધર્મ અને પુરૂષાર્થથી જેટલો જય મેળવી શકે છે તેટલું બળ અને પરાક્રમથી મેળવી શકતા નથી.

જેણે નહિ જગતમાં પુરૂષાર્થ સાધ્યો,
ઉચ્ચાચ્ય જે પદ નહીં કદીએ જ પામ્યો;
તે જન્મ વ્યર્થ ધરતો ધૂળ તેથી સારી,
વંટોળીઓ ચઢી ઉડે ઘડી વ્યોમ માંહી.




## વખતની કિંમત.

આયુષ્ય ક્ષણિક છે અને આપણે કરવાનાં કામ ઘણાં છે માટે હમેશાં વહેલા ઉઠી આપણી ડાયરીમાં વખતનો સદુપયોગ કરવા માટે રૂડે અક્ષરે કામની ડાયરી લખવાનો રીવાજ રાખવો. ગયેલું ધન વખતે મળી શકશે. પરન્તુ ગયેલો વખત કદી પણ લાખો ઉપાયે પ્રાપ્ત થઇ શકનાર નથી.

## રસના ઇંદ્રિય વિષે.

જબ લગ રસના વશ નહિ, તબલગ હટે ન કામ;
રસના વશ કરી હરી રટે, સો પહુંચે પ્રભુ ધામ.
ખટરસ ખાંતે ખાય, પણ ખવરાવી જાણે નહિ;
દીઠે સિંહ ધરાય, તે દુર્જન શા કામના.
જીભ અપશબ્દો કહે, ને પીઠ ફટકા ખાય છે;
જોઈ નહિ આંખો અને કાંટા પગે ભોંકાય છે.
ખુન કરતો હાથ, માથાની ખબર લેવાય છે.
વાંક બીજાનો સજા, તેની બીજાને થાય છે,

## દુઃખમાં ધીરજ રાખવા વિષે.

મહાન પુરૂષોને જેમ વિપત્તિ પડે છે તેમ તેમનું સત્વ વધારે દીપે છે. ચંદન જેમ જેમ ઘસાય તેમ તેમ તેમાંથી સુગંધ પ્રસરે છે.

## મિત્રનાં લક્ષણ.

### દોહરો

જોયા સૌ સંસારમાં, સ્વાર્થી મિત્ર અનેક;
દિલાસો દે દુઃખસમે, એવા લાખે એક.

બધા સંસારી ભોગથી પરીપૂર્ણ હોય તો પણ બુદ્ધિવાન માણસે મિત્રો જરૂર કરવા જોઇએ. જુઓ સમુદ્ર છે તે તો સદા પરીપૂર્ણ છે છતાં તેનો મિત્ર જે ચંદ્ર તેનો જ્યારે ઉદય થાય ત્યારે તે ઘણો જ ઉત્સાહી થાય છે જેથી તે દરરોજ ચંદ્રના ઉદયની જ ઇચ્છા કરે છે.

### દોહરો.

સુખમેં સંગ મીલી સુખ કરે, દુઃખમે પાછો હોય;
નિજ સ્વારથકી મિત્રતા, મિત્ર અધમ હે સોય.
સુખદુઃખ અરૂવિચ્ર વિપત્તિ, યામેં તજ ઇન સંગ;
ગીરધરદાસ બખાનીએ, મિત્ર સોઇઅર ઢંગ.
કપટી મિત્ર ન કીજીએ, અંતર પેઠ બુધ લેત;
આગે રાહ બતાયકે, પીછે ધોખા દેત.

દાના દુશ્મન કરતાં મૂર્ખ મિત્ર સારો નહિ તે વાત સત્ય છે એક રાજાએ પોતાની ચોકી કરવા ઉઘાડી તરવારે એક કેળવાએલા વાંદરાને રાખેલો હતો. એક વખતે રાજા પલંગપર પોઢેલો હતો ત્યાં અચાનક ભીંત ઉપર એક સર્પ નીકળતાં તેનો પડછાયો રાજાના મુખ ઉપર પડેલો દેખાતાં વિચાર કર્યા વિના વાંદરે સર્પને મારવા જતાં રાજાનું મૃત્યુ થયું.

### દોહરા.

સક્કર ઘોરે જુદકી, એસે મિત્ર હજાર;
ઝેર પીલાવે સાચકો, એ વિરલા સંસાર.
સરખા દુશ્મન દોસ્ત છે, વિના વિપત્તિ કાજ;
આક તુલને ટેકરા, સમીર વિના સરખા જ.
મિત્ર એડા કીજીએ, જેડા જુવારી ખેત;
શિર કટીને ધડ વદાં, તોયે ન મેલે હેત.
મુશ્કેલીમાં મિત્રની, ખરી કસોટી થાય;
હીરા સંઘાડે ચડે, તોજ ચમક પરખાય.

## સ્ત્રી વિષે.

નયણે કરી નારી જોશેરે, તે તો કીધી કમાણી ખોશેરે;
જેમ રેનીમ જોઇ રાજુલરે, ગયું જ્ઞાન ને ધ્યાન તે મળેરે.
નારી ઘરનું નાક છે, નારી સુત દેનાર;
નારીથી પંકાય છે, નારી સુખ આધાર.
દમયંતી સીતા સતી, દ્રૌપદી ભઇ દુઃખપાત્ર;
ઉનકે દુઃખકા તોલકર, ભવદુઃખ હે કોણ માત્ર.
શીતલ, પાતલ, જ્ઞાનગત, અલ્પાહાર અરોપ;
એટલા ગુણ ના હોય તો સ્ત્રીમાં મોટો દોષ.

## કુલટા સ્ત્રીનાં કામો.

બે કાઠી ભાઇબંધ હતા તે ત્રણ ગાઉને છેટે જુદે જુદે ગામે રહેતા હતા ને જ્યારે ભેળા થાય ત્યારે એક બીજાને આગ્રહ કરીને કહે જે "મારે ગામ આવજો." પછી એક દિવસે એક જણ બીજા ભાઇબંધને ઘેર ગયો તે ભાઇબંધ પોતાના ભાઇબંધને જમવા સારૂ કંસાર કરાવ્યો પછી તે બે ભાઇબંધ જોડે જમવા બેઠા જમતાં જમતાં ઘરનો ધણી પોતાની સ્ત્રી પ્રત્યે બોલ્યો, જે મારા ભાઇબંધને કંસાર મેલ એમ બહુ તાણ કરી કહેવા લાગ્યો, પણ કંસાર થઇ રહ્યો તેથી તેને શું મેલે? પછી રીસ કરીને તે સ્ત્રીએ કાંઠું હાડલું પોતાના ધણીના માથા ઉપર ફેંક્યું એટલે તે બે જણા લજ્જા પામીને બહાર જઇને બેઠા. પછી તે સ્ત્રી હાંડલાંનાં ઠીકરાં વાળીને નાંખી આવી. તે જોઈ પેલા મહેમાન તરીકે આવનાર ભાઇબંધ પોતાના મિત્ર પ્રત્યે બોલ્યો જે, "તમારી સ્ત્રી સારી છે હો." અને મારી સ્ત્રી તો ઠીકરાં પણ મારી પાસે વળાવે છે, ત્યારે તેનો મિત્ર બોલ્યો કે હાંડલાં તો ઘણી વખત ફોડે છે પણ ઠીંકરાં તો એની મેળે નાંખી દે છે, એમ ઉલટો સ્ત્રીનો ગુણ લેતા બન્ને જણા સુઈ રહ્યા. પછી બીજે દિવશે સવારમાં તે સ્ત્રી વહેલી ઉઠીને પોતાના ધણીને ઉંધો નાંખીને તે ઉપર બેસીને દળવા માંડી. તે દળી રહી એટલે બહાર આવી બેઠો ત્યારે તેનો મિત્ર તેની આબરૂ

રાખવા માટે બોલ્યો કે "મને પણ મારી સ્ત્રી ઉંધો નાંખી દળે છે અને એક દાણો પણ મોઢામાં નાંખવા દેતી નથી" ત્યારે તે ઘરનો ધણી બોલ્યો કે "હું તો પડ્યો પડ્યો બુકડે બુકડા દાણા ખાઉં છું પણ તે બીચારી બોલતી નથી. આવી રીતે કુલટા સ્ત્રીઓના અનેક પ્રકારના દુઃખો ખમતાં છતાં કેટલાક પુરૂષો અવગુણ લેતા નથી એ એમની ધીરજને ધન્ય છે.

## બાવો થયા પછી સ્ત્રીમાં રાગ રહે તેનો વૈરાગ્ય ફોગટ જાય છે.

એક ગામમાં ભારે ધનાઢ્ય જાલમગર નામનો બાવો રહેતો હતો તેને ભલુ નામે સ્ત્રી હતી ને વંકુંડા નામનો તેમનો ચેલો હતો. એક સમયે ધણી ધણિઆણીને ટંટો થતાં ભલુ રીસાઇને જતી રહી તેથી તેના ધણીએ બહુ શોધ કરાવી પણ પત્તો લાગ્યો નહિ. ત્યારે પોતાના ચેલાને બાવાજી કહેવા લાગ્યા કે, "વંકુંડા કેમ કરીએ તો ભલુ આવે?" ત્યારે ચેલો કહે કે રૂપિયા પચીશ હજાર ખર્ચ કરીને મંડપ કરીએ તો ભલુ આવે! ત્યારે બાવાજી કહે કે પચીશ હજાર કુરબાન. પછી તેણે મેળો કર્યો ને કંકોતરી લખી દેશાવરમાં મોકલાવી અને સર્વ બાવાના મંડળ તેડાવ્યાં. તે વખતે ત્યાં ઝાંઝ મૃદંગ વગાડતાં આવે. તેમાં છોકરા આગળથી એની માને જોઈ વળે ને ન દેખે ત્યારે ઢીલો થઇને પાછો વળે એટલે બાવો બોલ્યો કે, "વંકુંડા મેળો ખાલી જશે કે શું?" પછી છોકરો છેલ્લા ટોળામાં દેખીને તેને બાઝી પડ્યો ને બાવો બોલ્યો જે "પચીશ હજાર રૂપિઆ ખર્ચ તો થયા પણ રૂપિઆ લેખે લાગ્યા જે ભલુ આવી." એમ કહીને બાવો કુદવા માંડ્યો. આવી રીતે બાવો થયા પછી સ્ત્રીમાં રાગ રહી જાય તેથી તેનો વૈરાગ્ય ફોગટ જાય છે.

**સ્ત્રીએ ગાઢ પ્રીતિથી વશ કર્યો હોય તો પણ સ્ત્રી વશ ન થવું છતાં જો થાય તો તે મૂર્ખ જાણવો કારણકે સ્ત્રી વશ હોવાથી જ પુત્ર શોકને લીધે દશરથે જીવ ખોયો (અર્થાત્ દશરથ રાજા સ્ત્રીને વશ**

હોવાથી રામ લક્ષ્મણના વિયોગને લીધે તેમનો જીવ ગયો. )

ઘી ભરેલા ઘડા સરખી સ્ત્રી છે અને તપેલા અંગારા માફક પુરૂષ છે, માટે તેઓ એક ઠેકાણે કદી પણ રાખવાં જ નહીં. માતા, પીતા, ભાઇ, તથા બીજાં પણ હીતકારી સ્વજનો માપેલું સુખ આપે છે પણ પતિ તો અપરીમીત સુખ આપે છે. હે જાનકી! જે સ્ત્રી પતિનું સેવન ન કરે, તે અધમ જ ગણાય છે. ધીરજ, મિત્ર, ધર્મ અને સ્ત્રી એ ચારની પરિક્ષા આપત કાળમાં થાય છે. પતિ વૃદ્ધ, રોગવશ, જડ, નિર્ધન, આંધળો, બહેરો, ક્રોધી કે અતિદીન હોય તો પણ સ્ત્રીએ તેનું અપમાન નહીં કરવું જોઇએ. જે સ્ત્રી એના પતિનું અપમાન કરે તે સ્ત્રી યમપુરીમાં અનેક દુઃખો ભોગવે છે. સ્ત્રીનું બાળપણમાં પિતા, યુવાવસ્થામાં પતિ અને વૃદ્ધાપણામાં પુત્રો રક્ષણ કરે છે; કેમકે તે સ્વતંત્રતાને યોગ્ય નથી. સ્ત્રીનો પતિ એ જ પરમેશ્વર છે. પતિની સેવા વિના સ્ત્રીઓથી સ્વર્ગમાં જઈ શકાતું નથી. જુઓને નર્મદા નામની સ્ત્રી જ્યારે પતિની સેવા વિના સ્વર્ગે જવાને તૈયાર થઇ ત્યારે યમરાજાએ સ્વર્ગના દ્વાર પાસે અટકાવી હતી કે હે સ્ત્રી પતિની સેવા વિના સ્ત્રીથી સ્વર્ગમાં જઈ શકાતું જ નથી. માટે હમેશાં સ્ત્રીએ પોતાના સ્વામીની ભક્તિમાં તલ્લીન રહેવું જોઇએ.

### દોહરો.

દોસ્ત વખાણીએ દાંતણે, સગો વખાણીએ સાંહી;
સ્ત્રી વખાણીયે કયારે, ઘરમાં ન હોયે કાંઈ.

### પતિવ્રતા સ્ત્રી.

પતિવ્રતા સ્ત્રીઓનાં કેવાં જાણવા જોગ ચરિત્ર છે તે સંબંધમાં એક સાધારણ વાત છે કે એક ખેડુતે પોતાના ખેતરમાં કુવો ગાળ્યો પણ પાણી થયું નહિ, એટલે તેને કોઇ સન્યાસીએ કહ્યું, કે જો તું સતી સ્ત્રીને બોલાવી તારા કુવામાં એક નાળીએર તથા સુંદડી વધાવે તો કુવામાં ચાર કોસનું પાણી તુર્ત થાય. તે ઉપરથી પેલો ખેડુત ગામમાં સતી સ્ત્રીની શોધ કરવા લાગ્યો તો એક બ્રાહ્મણને ઘેર સતી

સ્ત્રી છે એવું તેને માલુમ પડયું. તે ઉપરથી ખેડુત બ્રાહ્મણને ઘેર જઇને પુછવા લાગ્યો કે, બહેન તમે સતી છો માટે મારૂં એક કામ કરશો ? ત્યારે પેલી સ્ત્રીએ અતિ નમ્રપણે પ્રત્યુતર આપ્યો. ભાઈ મહારામાં જોઇએ તેવું સતીપણું નથી કારણ કે મેં એક વખતે હું કમોદ ખાંડતી હતી ને મારા સ્વામીએ પીવાને માટે પાણી માગ્યું હતું તે મેં અદ્ધર સાંબેલું હતું તે સાંભળ્યા છતાં સાંબેલું જમીનપર મુકયા પછી મારા પતિને પાણી આપેલું તે ઉપરથી પતિનું વચન બરોબર પાળવા-ને માટે હું શક્તિમાન થઇ નહોતી એટલે હું સતી કહેવાઉં નહિ. તમારે સતી સ્ત્રીનો ખપ હોય તો અહીંથી થોડે દુર મારી નાની બહેન છે તે સતી છે માટે તેને બોલાવી જાઓ. તે ઉપરથી પેલો ખેડુત તેની બહેનને ઘેર ગયો ને પોતાની હકીકત કહેવા લાગ્યો મારા સ્વામીનું વચન ઉલ્લંઘન કર્યું છે તે એક વખતે તે ઉપરથી પેલી સ્ત્રીએ કહ્યું કે, મારો પતિ રજા આપે તો આવું. ત્યારે ખેડુતે તેના પતિ પાસે વિનતી કરી એટલે તેના પતિએ કહ્યું કે, "સતી જાઓ." તે ઉપરથી સ્ત્રી ખેડુતના કુવા ઉપર નાળીએર ને ચુંદડી લઇ ગઇ. કુવામાં સતીએ નાળીએર ને ચુંદડી વધાવતાં પાણી ભરપુર થયું ત્યારે ખેડુત હાથ જોડી કહેવા લાગ્યો કે હે મહાસતી ! મહારૂં કાર્ય તમારા પધારવાથી સંપૂર્ણ થયું માટે તમે હવે સુખેથી ઘેર પધારો, ત્યારે સતી બોલ્યાં કે ખેડુતભાઇ ! હવે મારાથી મારે ઘેર જવાશે નહિ કારણકે મહારા પતી જતી વખતે "સતી જાઓ" પણ પાછાં વહેલાં આવજો એમ બોલ્યા નથી એટલી તેની રજા વિના મારાથી ઘેર જવાય નહિ. માટે તમે ચીતાની તૈયારી કરો. એટલામાં તેના જમણા અંગુઠામાંથી અગ્નિ પ્રગટ થતાં સતી બળી ગયાં. ખેડુત બિચારો બહુ જ દિલગીર થયો ને તેણે આ ખબર તેના પતીને ગામમાં જઇને કહી. એટલે પતિ જ્યાં સતી થયાં હતાં ત્યાં આવી કહેવા લાગ્યા કે સતી તમે ઘેર ચાલો ! એટલામાં પ્રભુ કૃપાથી ચીતામાંથી પેલી સ્ત્રી સજીવન થઇને પોતાના પતિ સાથે ઘેર ગઇ. એવી રીતે પૂર્વે ભારતવર્ષમાં સતીના મહાપ્રતાપ હતા.

કુલિન કામિનીઓ તણો, પરમદેવ પતિ છે જ;
તેને સુખે તે સુખણી, દુઃખે દુઃખ ગણે જ.
પ્રેમદા કેરા રૂપ રંગ, જોબનને શૃંગાર;
પ્રિય મિલન વિના બધું, ફોગટ છે નિર્ધાર.
કાળી સ્ત્રી કપટી નહિ, ગોરી નહિ ગુણવાન;
ગુણ જેવા જેના જગે, તેવી તે મુલ્યવાન.
વેલ વધારે વંશની, રામા રતનની ખાણ;
પણ વશ તેને જે થશે, પલકે ખોશે પ્રાણ.
ચાર તો ચંચલ ભલા, રાજા, પંડિત, ગજ, તુરી;
પણ કવિ જન એ કહી ગયા એક નાર ચંચળ બુરી.
આભા મંડલમાં વિજળી, વન મંડલમાં મોર;
ઘર મંડલમાં સ્ત્રીને, મુખ મંડલ તંબોલ.
કુવા ઢાંકણ ઢાંકણું, ખેતર ઢાંકણ વાડ;
બાપનું ઢાંકણ બેટડો, ઘરનું ઢાંકણ નાર.

ધિક ધિક તારો અવતાર રે, તે તો ન કર્યો નર વિચાર રે;
ચૌદ લોકને ગઈ છે નારી ચાવીરે, તુંને તેની પ્રતિત કેમ આવી રે.
બ્રહ્મા સરખાને જેણે ભુલાવ્યા રે, શિવ સરખાને જેણે ડોલાવ્યા રે;
જેણે એકલશૃંગિ અંધ કીધો રે, જેણે પારાસર પકડી લીધો રે.
કીધું નારદ તણું મુખ કાળું રે, ઋષિ સૌભરી તણું તપ ટાળ્યું રે;
જેણે અંધ તે અસુર કુળ કીધું રે, કહી અમૃતને જો વિખ દીધું રે.
જેણે રાવણ તણું કુળ ખોયું રે, ત્યાં તારૂં તે મન કેમ મોહ્યું રે;
લીધું દુઃખ તે અલ્પ સુખ સાટે રે, કહે નિષ્કુળાનંદ તે માટે રે.

આ દુનિઆમાં ક્રુર શું ? નાગસર્પનું હૃદય અને તેનાથી પણ વધારે ક્રુર શું ? સ્ત્રીનું હૃદય, અને તેનાથી વધારે ક્રુર શું ? સ્વામી, પુત્ર, ધન એટલા વગરની સ્ત્રીનું હૃદય.

પોતાના વિચારને અનુકુળ, નિર્મળ અંગવાળી, સારા કુળમાં ઉત્પન્ન થયેલી, હુશિયાર, સારા આચરણવાળી એવા પાંચ ગુણવાળી સ્ત્રી પુરૂષને પુર્વના પુણ્યના ઉદયથી જ મળે છે.

સૌભરી અને એકલશૃંગિ ઋષિને સ્ત્રીની ખબર નહોતી પરન્તુ સ્ત્રીના સંગથી તેની હજારો વર્ષની તપશ્ચર્યા ગઇ. કામદેવ જાગ્યો અને અનંગના બળથી ક્રોધ ઉત્પન્ન થયો અને ક્રોધથી મોહની ઉત્પત્તિ થાય છે અને મોહની ઉત્પત્તિથી સ્મૃતિનો નાશ થાય છે અને સ્મૃતિનો નાશ થવાની સાથે બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થવાથી મોક્ષનો માર્ગ બગડે છે.

નારદનું મુખ કાળું શા માટે થયું? બ્રહ્માની બુદ્ધિમાં ફેર કેમ પડ્યો? શિવજી ભીલડીને જોઇ અંજાઇ કેમ ગયા? એ તો સ્ત્રીરૂપી માયા એવી જબરજસ્ત છે કે ચૌદ લોકને ખાઇ જાય એવી છે. ત્યારે એક મનુષ્યની શું ગતિ?

પાંચ પ્રકારની સ્ત્રીઓને જો તેનો ધર્મ ભંગ કરાવે તો બ્રહ્મહત્યા જેટલું પાપ લાગે છે તે પાંચ પ્રકારની સ્ત્રીની વિગત (૧) પોતાને શરણે આવેલી હોય તે. (૨) પોતાની સ્ત્રી હોય ને વ્રત ઉપવાસને દિવસે સંગ કરવા ન ઇચ્છતી હોય, (૩) પતિવ્રત્તા, (૪) વિધવા, (૫) વિશ્વાસી.

સ્ત્રીઓને સુખી થવા માટે એક સ્ત્રી સહાયકમંડળે આપેલી અમુલ્ય સૂચનાઓ.

(૧) ઉડાવ થશો નહિ એક પુરૂષને આર્થિક પરાધિનતામાંથી છુટીને સ્વતંત્ર થવાનું ભવિષ્ય જેવું ગમે છે તેવું બીજું કાંઇ ગમતું નથી.
(૨) તમારૂં ઘર સાફ રાખજો. આખો દિવસ કામ કરીને થાકી ગયેલા પુરૂષને પોતાના સુસ્વસ્થિત સ્વચ્છ ઘરથી જેટલો આનંદ મળે છે તેટલો બીજા કશાથી મળતો નથી.
(૩) તમારો દેહ કદરૂપો અને તેવું કશું જ થવા દેશો નહિ.
(૪) બીજા પુરૂષો તમારા તરફ ખેંચાય તેવું કશું પણ કરશો નહિ; કેમકે ધણીઓ ઘણા અદેખા હોય છે અને કેટલાકો નિષ્કારણ વ્હેમી બને છે.
(૫) પોતાનો પતિ વ્યાજબી નિયમ પાળવાનું કહે તો સામા થતા નહિ.
(૬) તમારા પિયરમાં બહુ વખત ગુમાવશો નહિ.
(૭) તમારી કૌટુંબિક બાબતમાં તમારા પાડોશીની સલાહ માનતા

નહિ, અથવા તમારા પીયરીયાંની સલાહે ચાલવાનો બહુ આગ્રહ કરતા નહિ, પણ જાતે જ વિચાર કરી લેજો અને તમારા ધણી સાથે મસલત કરજો.

(૮) તમારા ધણીને ઉતારી પાડશો નહિ.

(૯) હસજો, સર્વ બાબતમાં ધ્યાન રાખજો, તમારો ધણી કંટાળ્યો હશે, થાક્યો હશે તો તમારૂં હાસ્ય તેનો ઉતાર છે.

(૧૦) તમારૂં સ્ત્રીતત્વ કદી ભુલશો નહિ.

## પરનારી વિષે.

### દોહરા

વાડી ઉપર વાદળાં, મેડી ઉપર મેહ;
શળી ઉપર સાથરો, પરનારીથી નેહ.
ચતુર હોય તો ચેતજો, એક ઘડીનું સુખ;
પરનારીના ભોગથી, લક્ષકોટી ઘા દુઃખ.
રાવણે દશ શીશ કીધા ત્યાગ, ખોયું ગઢ લંકાનું રાજ;
પરનારી તે જીવતો કાળ, માથે મુકે જુઠું આળ.
પરનારી પર ધરો ન કામ, રાખે પ્રીત તો રૂઠયા રામ;
છેલ્લો અક્ષર કહું છુ સહી, પરનારી સંગ કરવો નહી.

કોઇ પણ વર્ણની પરસ્ત્રી સાથે ગમન કરવું નહિ કારણકે એના જેવું મહાપાપ એક નથી એટલું જ નહિ પણ દીર્ઘાયુષી તુરત જ ટુંકી આયુષ્યવાળો થાય છે.

પરદારામાં સમગણે, પરધન માટી જોય;
પોતાવત સૌને ગણે, જે પંડિત જન હોય.
પરનારીની પ્રીતમાં, લંપટ થઇ લપટાય;
જર જશને જોબન ખુએ, એ મુરખનો રાય.

## પરનારીના સંગથી થતા અનર્થો.

કાયાસેં કામ જાત, ગાંઠી હુસેં દામ જાત,
હીત હુંસે બામ જાત, રૂપ જાત અંગસે.
ઉત્તમ સબ કર્મ જાત, કુળકે સબ ધર્મ જાત.

અપની મતી બ્રહ્મસેં, ઇશ્વરસેં પ્રિત જાત.
પત ઔર પતીત જાત, જ્ઞાન રંગ રીત જાત,
મદનસેં ઉમંગસે, સુરપુરકો બાસ જાત,
ભક્તિ કો નિવાસ જાત, પીતર નકી આશ જાત
પરનારી કે સંગસે.

દોહરો

નાગણ ડંસ કરે કદી, ઉપાયથી જીવાય;
પણ વામા વિષ લાગીયા, પછી મરે ન સાજો થાય.



## ફુલછાબ ૧૧ મી

### વચન ભંગ રાજા વિષે.

એક રાજા એક સમયે શિકાર કરવા નિકળતાં ભુલો પડવાથી અઘોર જંગલમાં આવી પડતાં રાત્રી પડી એટલે એક ઝાડ નીચે ઘોડો બાંધી વિશ્રાંતી લેવાનું ધાર્યું. તે જંગલમાં વાઘ અને સિંહનો ભય ભારે હતો. જે ઝાડપર રાજા નિદ્રા કરવાને ચડયો તે ઝાડપર એક રીંછ પણ હતો. તે રાજાને કહેવા લાગ્યો કે નૃપ! તું એકલો છે ને હું પણ એકલો છું. માટે રાત્રી આપણી સુખમાં જાય તેમ કરીએ અને સજ્જન પુરૂષમાં સાત ડગલાં સાથે ચાલવાથી મિત્રતા ગણાય છે. તો આપણે રાત્રીપર સાથે રહેવાથી આપણી મૈત્રી થઈ. રાજાએ પણ કહ્યું કે હા આપણે મિત્ર થયા માટે આપણે પરસ્પરનું રક્ષણ કરવું જોઈએ તેથી રીંછે કહ્યું કે હવે હે રાજા! તું નિર્ભયતાથી નિંદ્રાવશ થા, હું તારૂં રક્ષણ કરીશ. તેથી રાજા નિંદ્રા વશ થયો અને રીંછ જાગૃત રહી તેનું રક્ષણ કરવા લાગ્યો. પ્રારબ્ધી મનુષ્યોને ગમે ત્યાં પણ સહાય મળે છે. પછી રાજા

અર્ધ રાત્રી વિત્યા પછી જાગ્રત થયો અને રીંછને કહેવા લાગ્યો કે હવે તું સુઈ જા હું તારૂં રક્ષણ કરીશ; પછી રીંછ નિંદ્રા વશ થયો એટલે થોડીવારે રીંછનો શત્રુ સિંહ આવ્યો અને રાજાને બોધ કરવા માંડયો કે હે રાજા આ રીંછને તું નીચે નાખ અને જો નહિ નાંખે તો તારા અશ્વને મારી નાંખી તેને પણ મારીશ અને તને ઝાડ ઉપરથી ઉતરવા જ નહિ દઉં. ત્યારે રાજા કહે એણે મારૂં રક્ષણ કર્યું છે તેથી એ મારો મિત્ર છે તેથી હું તેને કેમ નીચે નાંખું ! ત્યારે સિંહ કહે. અલ્યા રાજા તે મિત્ર હોય કે ? તું તારો જીવ બચાવને અશ્વપર બેસી ચાલ્યો જા, નહિ તો તારે પણ મૃત્યુને વશ થવું પડશે. એ વિચાર રાજાના મનમાં ઘોળાયો અને રાજાએ વિચાર કર્યો કે આ ખરૂં કહે છે, માટે મારો સ્વાર્થ સાધું. એની તે મિત્રતા કેટલા સમયની માટે એને નીચે નાંખી દઉં. જેવો રાજા રીંછને નીચે નાંખવા જાય છે તેવામાં રીંછ જાગી ઉઠવાથી પડતાં પડતાં એક ઝાડનું ડાળું પકડી લીધું ને નીચે નહીં પડતાં ઉપર ચઢી ગયું. રાજાને કહે અલ્યા તેં મને વિશ્વાસઘાત અને મિત્રદ્રોહ કર્યો પણ હું તો નહીં કરૂં છતાં તને કાંઇક સજા જોઇએ એમ કહી રીંછે કાનમાં લઘુશંકા (પેશાબ) કરી તેથી રાજાને સ્મૃતીભ્રંશ થયો અને ગાંડા જેવો થયો બધી સ્મૃતિ નષ્ટ થઈ માટે જે પોતાના વચનનો ભંગ કરે છે તેની આવી દશા થાય છે.

## ઇર્ષા કોના જેવી કરવી.

ઈર્ષા કરવી એ સારી નથી છતાં પણ કોઇને કરવી હોય તો નારદજીના જેવી ઈર્ષા કરવાથીઅતિષે લાભ થાય છે. એક સમયને વિષે નારદજી ને તુબરૂ બે વૈકુંઠને વિષે લક્ષ્મિનારાયણના દર્શન કરવાને અર્થે ગયા હતા ત્યાં તુબરૂએ ગાન કર્યું. તેના ગાનથી લક્ષ્મિ નારાયણ દેવો પ્રસન્ન થઇ પોતાનાં વસ્ત્ર આભૂષણ આપ્યાં. તે વખતે નારદજીને તેના ઉપર ઇર્ષા આવી જે હું તુબુરૂ જેવી ગાન વિદ્યા શીખું ને ભગવાનને પ્રસન્ન કરૂં. તે જ દિવસથી ગાન વિદ્યા શીખવાનો નિશ્ચય કરી અભ્યાસ આરંભ્યો ને ગાનવિદ્યા પુરી થયા પછી લક્ષ્મિનારાયણ પાસે ગાવા લાગ્યા. પણ લક્ષ્મીનારાયણે નારદજીને કહ્યું કે તમોને તુબરૂનાં જેવું ગાતાં આવડતું

નથી. એટલે હિંમત રાખી નારદજીએ શિવજી ઉપર તપશ્ચર્યા કરી વર પામીને ગાન વિદ્યા શીખીને ભગવાન પાસે ગયા. તોપણ ભગવાન એની ગાનવિદ્યાથી પ્રસન્ન ન થયા. પછી તુમ્બરૂ પાસે ગાનવિદ્યા શીખ્યા ને શ્રીકૃષ્ણ ભગવાન પાસે દ્વારકામાં ગાવા લાગ્યા ત્યારે કૃષ્ણ ભગવાનો પ્રસન્ન થઈ પોતાના વસ્ત્રાલંકાર નારદને આપ્યાં ત્યારપછી નારદજીએ તુમ્બરૂ સાથેની ઈર્ષા મૂકી. માટે ઈર્ષા કરવી તો નારદજીના જેવી કરવી કે બીજાના ઉત્તમ ગુણો પુરૂષાર્થથી પોતાનામાં આવી શકે, પણ નકામી ઇર્ષા કરવાથી આપણી અમુલ્ય જીંદગી વૃથા જાય છે.

## "સહન શીલતા"

સ્વીટઝર્લેંડદેશમાં જીનીવા નામના શેહેરમાં એબોરેટ નામે એક તત્વવેત્તા હતો. સોક્રેટીસ જેવી વિલક્ષણ સહન શીલતા તેનામાં હતી. તેના ઘરમાં એક ચાકરડી રહેતી હતી તે કહેતી કે "આજ મહારા શેઠને ઘેર રહે ત્રીસ વર્ષો વહી ગયાં પણ કદાપી એમને ગુસ્સે થયેલા જોયા નથી." કેટલાક દ્વેષી લોકો એબોરેટની આ કીર્ત્તિ સહન કરી શકતા નહોતા. તેથી એબોરેટને એક વાર પણ ગુસ્સે કરવાની બાજી રચી. આ કામ તેની ચાકરડીને જ આપવામાં આવ્યું. તે સારી રીતે જાણતી કે એબોરેટને વ્યવસ્થિત પથારી વિના ઉંઘ નથી આવતી. તેથી તેણે એક દિવસ પથારી બરોબર પાથરી નહિ. જ્યારે તેના શેઠે પૂછ્યું ત્યારે તેણીએ પોતાની ભૂલ દર્શાવી માફી માગી. ત્યારપછી પણ એકાદ બેવાર તેણે તેમ કર્યું અને તેનાં ખોટાં કારણ પણ સકોપ દર્શાવ્યાં, આખરે એબોરેટે તેની દાસીને કહ્યું કે "તું આ કામ કોઇ કારણસર કરે છે, એવું ખાસ જણાઇ આવે છે, પરન્તુ તું નથી જાણતી કે તારો ઇરાદો તારા હૃદયમાં જ રહી જશે અને તને વળી કહું છું કે માવરો પડવાથી (અવ્યવસ્થિત પથારીપર સુવાનો) મને કશું લાગવાનું નથી અને તે માટે હું તને કંઇ કહેવાનો નથી." આ સાંભળી તે સેવીકા તેના પગે પડી અને માફી માગી અને સર્વ હકીકત જણાવી દીધી.




## પ્રભુ મહીમા વિષે.




### ઇશ્વરની પ્રભુતા.

તારા ઉપર તારાતણાં, ઝુમી રહ્યાં જે ઝુમખાં;
તે યાદ આપે આંખને, ગેબી કચેરી આપની,

**દોહરો.**

મમત તજ્યો માયાતજી, તજીયાતન ઉચાટ;
અણગમતો કરી આત્મા, એક વહાલી વૈકુંઠ વાટ.
અલૌકિક માયા પ્રભુતણી, દીસે જગતમાં અવનવી;
ઘડે વિચારો મન ઘણી, પણ લેખ લખ્યા ટળશે નહિ.
સકળ જગતનું તત્વ તું એક સાચું,
સુખદ સ્મરણ તારૂં, હું કરી છેક રાચું;
પરમ પુનિત તારી, પ્રાર્થના માત્ર યાચું,
વિમળ અકલ તારા, નામમાં નીત્ય નાચું.
રજકણ ઉડગણ ગણી શકે, વનસ્પતિ ભાર અઢાર;
પણ હરી ગુણ ગણના કવી, કોટી થકી ન થનાર.
ક્રુર કષ્ટ પડતાં કદી, જે જન હરી ગુણ ગાય;
તુર્ત આવી ત્યાં તે સમે, શ્રી હરી કરે છે સ્હાય.

શ્રીમદ ભાગવતમાં કહ્યું છે કે ભાવે કરીને જે કોઇ ભક્ત ભગવાનને પત્ર, પુષ્પ, ફળ, ને પાણી ચડાવે તેના વડે કરીને બહુ જ રાજી થાય છે. રૂક્ષ્મણીજીએ તુલસીનું પાન, ગજે કમળનું ફુલ, સબરીએ ફળ અને બલિ રાજાએ અંજલિ પાણી ભગવાનને અર્પણ કર્યાં તેનાથી ભગવાન તેમના ઉપર બહુજ પ્રસન્ન થયા હતા.

### દોહરો.

ખાનપાન ખાતાં અરે, અતી ફાંફાં નહી માર;
સ્તનમાં પાનો ઉછળે, જીવ જન્મે જે વાર.

## ભગવાનને લક્ષ્મીજીનો વિવાદ.

ભગવાન અને લક્ષ્મીજીને એક વખત વિવાદ થયો, તેમાં લક્ષ્મીજીએ ભગવાન પ્રત્યે કહ્યું કે હે મહારાજ, જગતમાં તમારા કરતાં મારા ભક્તો વિશેષ છે. ભગવાને કહ્યું, તેની પરીક્ષા કરાવો તો સાચું મનાય! ત્યારે લક્ષ્મીજી ભગવાનને લઇ એક મોટા શેહેરમાં બીજે સ્વરૂપે પ્રગટ થયા. ભગવાને સંન્યાસીનું રૂપ ધારણ કર્યું અને લક્ષ્મીજીએ એક ગરીબ બ્રાહ્મણીનો વેશ લીધો. શરૂઆતમાં લોકોનું આકર્ષણ સંન્યાસી તરફ થવા લાગ્યું તેવામાં આ લક્ષ્મીજી જે ગરીબ બ્રાહ્મણીનું સ્વરૂપ લઇ પ્રગટ થયાં છે તેણે ગામમાં તમામને ઘેર સોના રૂપાના પાત્રો દેવા માંડયાં. આ ખબર રાજાને પડતાં રાજાએ તુરત તેને બોલાવી અને લક્ષ્મીવંત થવાને માટે વરદાન માગ્યું ત્યારે ગરીબ બ્રાહ્મણીએ કહ્યું, હે રાજા! તારા કહ્યા પ્રમાણે હું તને કરી આપું પણ પેલા સંન્યાસીનું નાક, કાન કાપી ગામ બહાર કાઢી મુક. રાજાએ લાલચથી તેમ કરવા કહ્યું એટલામાં લક્ષ્મીજી ને ભગવાન અદૃશ્ય થઇ ગયાં. જુઓ માયાનો પ્રતાપ કેવો અદ્‌ભૂત છે?

તુલસી અસમયકે સખા, સાહસ ધર્મ વિચાર;
સુકૃત, શીલ, સુભાવ ઋજુ, રામચરણ આધાર.
અનંત હાથનો ઇશ, આપે ત્યાં હીણું કશું;

જાણી લીધો જગદીશ, ત્યાં દરીદ્ર કુણ દાખવે.
તેને ચાખે કોય નહિ, જેને રાખે રામ;
હોય ભલે દુનિયામંહી, દુશ્મન લોક તમામ.
સંતત સંપતિ જાનકે, સબકો સબકુછ દેહી;
દીનબંધુ બિન દીનકી, કો રહીમ સુધી લેઇ.
સમય દશા કુલ દેખીકે, લોક કરત સનમાન;
સહી મન દીન અનાથકો, તુમ બિન કો ભગવાન.
જો ઈશ્વર છે પાધરો, શત્રુથી શું થાય;
પથરા ફેંકે પાપી તે, ફુલ થઇ ફેલાય.

## પ્રભુની માયા અકળીત છે.

લક્ષ્મણજીને જ્યારે મૂર્છા આવી ત્યારે હનુમાનજી ઔષધી લેવા પર્વત ઉપર ગયા, પરન્તુ ઔષધિનું નામ નહિ જાણવાથી આખો પર્વત ઉપાડી આવતા હતા પરન્તુ રસ્તામાં સહેજ અભિમાન આવ્યું કે મારા વિના રામચંદ્રજી ભગવાનનું કામ કોણ કરત ? આટલું મનમાં આવતાં ભરતજીનું બાણ તેને લાગ્યું અને પોતે અશકત થયા તે વખતે ભરતજીના બાણની શક્તિ પોતાની શકિતથી વિશેષ છે એવું ભાન પોતે મનમાં વિચારવા લાગ્યા કે પ્રભુની માયા અકળીત છે. તે ધારે તે કરી શકે. પ્રભુનો મહીમાં વિચારીએ તો આપણી બુદ્ધિ પહોંચી શક્તી નથી જેણે એક પાણીના બુંદમાંથી અમુલ્યમાં અમુલ્ય મનુષ્ય શરીર બનાવ્યું છે. તથા પૃથ્વીને અધર સૂર્યની આસપાસ ફરતી રાખી છે. પ્રભુ તારી કળાતો તારી જ પાસે છે. મનુષ્ય બિચારો તારી કળા શું જાણી શકે ?

### દોહરો.

માણસની મુઠી વિષે, વસ્તુ નહીં વર્તાય;
તો જગદીશ્વરની કળા, અકળીત કેમ કળાય.
તુલસી તબમેં જાનીયો, બડો ગરીબ નિવાજ;
મોતી કણ મોંઘા કર્યા, સોંઘા કીયા અનાજ.
ચલતી ચક્કી પીસતે, તુલસી કહે સબ લોક;

કોઈ વીરલ સંત રહ ગયા, પરી બ્રહ્મ કીલકી ઓટ.
પ્રભુ તણી કરૂણા કહો, શું ન કરે તત્કાળ;
મુરખને પંડિત વળી, ગરીબને ભુપાળ.

પ્રભુ તો ગરીબનો જ બેલી છે, ગરીબનો જ ધણી છે તે માટે તેને દીનાનાથ કહે છે. અધર્મને ઓધારનાર ને પતિતને પાવન કરનાર છે, પણ મનુષ્યને જ્યારે શરણે જવાની તીવ્ર ઇચ્છા થાય ત્યારે જ પરમાત્મા તેના પર કૃપા વરસાવે છે. કારણકે કલ્પવૃક્ષના નામથી કાંઇ ઇચ્છીત વસ્તુ મળતી નથી પણ તેના આશ્રયમાં જઇ નામ સ્મરણ કરવાથી અલભ્ય લાભ થાય છે.

પ્રભુએ આપણા ઉપર મહાન ઉપકારો કર્યા છે તેનો જરા વિચાર કરવો જોઈએ, તે રાત્રિ દિવસ આપણી કેટલી સંભાળ રાખે છે, તેની અવકૃપા થાય તો આપણે એક ક્ષણ પણ જીવી શકીએ નહિ. તમે બારીક દૃષ્ટીથી વિચાર તો કરો કે આપણા શરીરનું એક રૂવાંટુ બનાવવા કોઇ ત્રિલોકમાં શક્તિવંત નથી.

હજાર વર્ષના અંધારા ઘરમાં મશાલ બાળતાં તુર્તજ પ્રકાશ થાય છે તે જ પ્રમાણે હજાર જન્મના પાપ હોય તોપણ પ્રભુની કૃપાદષ્ટિ થતાં તુર્તજ નાશ થાય છે.

ઇશ્વર તો સાકરના પહાડ જેવો છે. સાકરના પહાડ પાસે જઈ ક્ષુદ્ર કીડી એક ન્હાનો દાણો લઇ જાય છે. મંકોડો તેનાથી કંઇ મોટો દાણો લઇ જાય છે તેમ છતાં પહાડ તો તેમનો તેમજ રહે છે, તે જ પ્રમાણે ભક્તો ઇશ્વરની એકાદ ભાવના લઇ મસ્ત બની જાય છે. કોઈ તેનો સંપૂર્ણ ભાવ ગ્રહણ કરી શકતું નથી.

## જેને જેવું જોઇએ તે પ્રમાણે પ્રભુ આપે છે.

### દોહરો.

કહ્યાગરો છે દીકરો, ગુણવંતી છે નાર;
જેના ઘરમાં તે વસે, ધન્ય તેનો અવતાર.
પુષ્પ પડયા વગડા વિષે, ખીલેને કરમાય,
ભાગ્ય વિના નવ સાંપડે, મુરખ મન કચવાય.

ગાયો બળદ પશુઓ નથી કંઇ વાવતા ચારો વને,
ફળ ઝાડને ઉછેરવા જગ્યા નથી પંખીકને,
તોયે મળે ચારો પશુને ફળ મળે છે પંખીને.

## પ્રભુની માયાને જીતવા કોઇ સમર્થ નથી.

શ્રીમદ્ ભાગવતમાં કપીલદેવે દેવહુતિ પ્રત્યે કહ્યું છે કે સ્ત્રી રૂપ જે મારી માયા તેને જીતવાને અર્થે નરનારાયણ ઋષિ વિના બીજો કોઇ સમર્થ નથી. માટે શ્રીષ્કણ ભગવાને સ્ત્રીઓની સંગે રહીને કામને જીત્યો અને જ્યારે દુર્વાસા ઋષી આવ્યા ત્યારે ભગવાને સર્વે ગોપીઓને અન્નના થાલ ભરાવીને મોકલવા માંડયા ત્યારે ગોપીઓ બોલી "અમે જમનાજી કેમ ઉતરીશું ?" પછી શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કે "જમનાજીને એમ કહેજો કે જો શ્રીકૃષ્ણ સદા બાળ બ્રહ્મચારી હોય તો અમને માર્ગ દેજો." પછી ગોપીઓએ એમ કહ્યું. ત્યારે જમનાજીએ માર્ગ દીધો. પછી સર્વ ગોપીઓ ઋષિને જમાડીને બોલી "અમારે આડી જમના છે તે અમે કેમ કરીને જઇશું ? પછી ઋષિએ કહ્યું જે કેમ કરી તમે આવ્યાં હતાં ? પછી ગોપીઓએ કહ્યું અમે જમનાજીને એમ કહ્યું જે શ્રીકૃષ્ણ સદા બાળ બ્રહ્મચારી હોય તો માર્ગ દેજો, એટલે જમનાજીએ માર્ગ દીધો.

પણ હવે કેમ કરી ઘેર જઇએ ? " પછી દુર્વાસા ઋષિ બોલ્યા જે જમનાજીને એમ કહેજો કે દુર્વાસા ઋષિ સદા ઉપવાસી હોય તો માર્ગ દેજો." પછી ગોપીઓએ એમ કહ્યું ત્યારે જમનાજીએ માગ દીધો. આ વખતે ગોપીઓના મનને વિષે અતિષે આશ્ચર્ય થયું; પણ ભગવાનનો તથા તે ઋષિનો મહીમા તે જાણી શકી નહિ. કેમકે ભગવાન તો નૈષ્ટીકવ્રત રાખી ગોપીઓની સાથે રમ્યા હતા અને દુર્વાસા ઋષિ તો વિશ્વાત્મા જે શ્રીકૃષ્ણ ભગવાન તેને વિષે પોતાના આત્માને રાખી સર્વે ગોપીઓના થાળ જમી ગયા હતા માટે ઋષિ તો ઉપવાસી જ હતા ને અન્ન તો સર્વ ભગવાનને જ જમાડયું હતું. માટે એવા અતિ મોટા હોય તેની ક્રિયા સહેજમાં કળ્યામાં આવી શકતી નથી.

## લક્ષ્મી ક્યારે પ્રસન્ન થાય છે.

જ્યારે દેવતાઓએ સમુદ્રમંથન કર્યું ત્યારે સમુદ્રમાંથી લક્ષ્મીજી નિસર્યા પછી લક્ષ્મીજીએ હાથમાં વરમાળ લઈને વિચાર કર્યો જે વરવા યોગ્ય કોણ છે તેને હું વરૂં. પછી જ્યાં તપાસીને જોયું ત્યાંતો જેમાં રૂપ તેમાં રૂડા ગુણ નહિ અને જેમાં કાંઈક ગુણ તેમાં રૂપ નહિ એવી રીતે ઘણાકને વિષે મોટાં મોટાં કલંક દીઠાં પછી દેવતા માત્ર તથા દૈત્ય માત્ર તેને કલંકના ભર્યા દેખીને સર્વે ગુણે કરીને સંપન્ન અને સર્વે દોષે રહીત અને સર્વ સુખના નિધાન એવા એક ભગવાનને જ દીઠા ત્યારે લક્ષ્મીજીને ભગવાનમાં દૃઢ ભક્તિ થઈ. પછી અતિ પ્રેમે કરીને ભગવાનને વરમાળા પહેરાવીને ભગવાનને વર્યા.

## પ્રભુની ભક્તિ વિષે.

જુઓ વિચારી આ સોબત સારી;
એકા એકી ચાલ્યા ઉઠીજી.
કોઈક આજને કોઈક કાલ;
આંહી રહ્યાની વાત જુઠીજી. જુઓ.
નાનાંને મોટાં નજરે નિરખતાં;
ગયા આપણા ગોઠીજી.
દિનદિન પ્રત્યે અંગરંગ પલટે;
શ્વેતવાળ કાળા કોઠીજી. જુઓ.
કર્મ વિકર્મ કર્યા જેણે જેવાં;
તેવી પલાણી ચાલ્યા પોઠીજી.
નિષ્કુળાનંદ કહે ભજીલ્યો ગોવિંદને;
તું જીત્યો હારી બાજી. જુઓ.

## ઇશ્વરનું જ ધાર્યું થાય છે, મન તો ફોગટ ચિંતા કરે છે તે વિષે.

ચિત તું શીદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે—ટેક,
સ્થાવર જંગમ જડ ચૈતન્યમાં, માયાનું બળ ઠરે;

સ્મરણ કર શ્રી કૃષ્ણ ચંદ્રનું, જન્મ મરણ ભય હરે—કૃષ્ણ.
દોરી સર્વની એના હાથમાં, ભરવ્યું ડગલું ભરે;
જેવા જંત્ર વગાડે જંત્રી તેવા સ્વાર નીસરે—કૃષ્ણ.
થનાર વસ્તુ થયા કરેરે, જયમ શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણી પેરે જાશે, જયમ ગજ કોઠું ગરે—કૃષ્ણ.
રામનામ સમશેર પકડકે, કૃષ્ણ કટારી બાંધ લીયા;
દયા ધર્મકી દાલ બનાવે, જમદાર જીત લાયા.
કહા કહુ રઘુનાથજી, સબ કરમકો ખેલ;
વિભિષણકું લંકા દીયા, હનુમાનકું તેલ.

## સાચા નાણા વિષે.

રે શામ તમે સાચું નાણું, બીજું સર્વે દુઃખદાયક જાણું—રે
રે સુખ સંપત સર્વે કાવે, તેતો સર્વે મહાદુઃખ ઉપજાવે.
અંતે એમાં કોઇ કામ ના આવે—રે શામ.
રે મૂર્ખ લોક મરે ભટકી, જુદા સંગે જોને શિર પટકી,
એથી મારી મનવૃત્તિ અટકી—રે શામ.
રે અખંડ અલૌકીક સુખ તારૂં, રે જોઇ જોઇ મન મોયું મારૂં,
ધરાધન તમ ઉપર વારૂં—રે શામ.
રે બ્રહ્માથી કીટ લગી જોયું, જુઠું સુખ જાણીને વગોવ્યું;
મુક્તાનંદ મન તમ સંગ મોયું—રે શામ.

## કાળ કર્મને માયાનું જોર કોના ઉપરચાલતું નથી?

કાળ કર્મને માયાનું જોર ભગવાન આગળ લેશમાત્ર ચાલતું નથી, માટે જેઓ ભગવાનના શરણે ગયા છે એટલે ખરા ભક્ત થયા છે તેના ઉપર તેનો અમલ બીલકુલ ચાલી શકતો નથી.

### દોહરો.

જીતને તારે ગગનમેં, ઇતને શત્રુ હોય;
કૃપા હોય કીરતારની, બાલન ન બાંકો હોય.



## પ્રેમભક્તિ.

હે! દયાળુ મહાન પ્રભુ તારી વિભૂતિ હું અજ્ઞાન પ્રાણી શી રીતે જાણી શકું? તેં સબરીનાં એઠાં બોર તથા વીદુરજીની ભાજી પ્રેમથી આરોગી તેઓના પ્રેમને તાબે થઇ યુધિષ્ઠિરના મીઠા મેવાનો ત્યાગ કર્યો હતો. તે ઉપરથી અમારી ખાતરી થાય છે કે તું ખરેખર ગરીબનિવાજ તથા ખરા પ્રેમને આધિન છે એ સિદ્ધ થાય છે.

તારૂં પવિત્ર નામ જેણે એક વખત પણ લીધું હોય તેને તું કદી ભુલી જાય એમ નથી. ભગવાનના ખરા ભક્તોને તો પ્રભુમાં જ પ્રીતિ હોય છે.

હરી ભજતાં સુખ હોય, સમજ મન હરી—ટેક
હરી સમરન બીન મૂઢ અજ્ઞાની ઉમર દીની ખોય—સ. ૧
માત પિતા જુવતી સુત બંધવ, સંગ ચલત નહિ કોય—સ. ૨
કયું અપને શિર લેત બુરાઇ, રહે નહિ દિન દોય—સ. ૩
બ્રહ્માનંદ કહે હરી ભજીલે, હીતકી કહત હું તોય. સ. ૪
હુંને મારો ઠાકોર, બીજું જગત કાણું;
ઠાકોર બેઠા પારણે, ને હું રહ્યો દોરી તાણું.
જેવો તેવો પુત્ર તમારો, અણસમજુ અહંકારીરે;
પેટ પડયો તે અવશ્ય પાળવો, વાલમ જુઓ વિચારીરે.
બ્રહ્માનંદની વિનતી, ઉરધરજો અવિનાશ;
મહેર કરીને માવજી, તેડી લેજો પાસ.
સબ સોનાકે નગર બનાયા, પારસમણીકા મોહોલ;

તુલસી હરીકા ભક્તિબીન, જમડા કરે ધમરોળ.
અરજ ઉરમાં ધાર, હે ગિરજાના પતિ;
હવે દુઃખ દરીએથી તાર, વહાલા વહાર થઈ મને.

### ભકિત માટે વહાલી વસ્તુ તજનારા પુરૂષો.

પરમાત્માની ભક્તિ માટે વિભિષણે પોતાના વહાલા ભાઇનો ત્યાગ કર્યો. વિદુરજીએ પોતાના કુળની વિધિ છોડી દીધી. ઋષિ પત્નીઓએ પોતાનાં સંબંધીનો ત્યાગ કર્યો. ગોપીઓએ પોતાના પતિનો, વેનરાજાએ પુત્રનો, પ્રલ્હાદે પિતાનો, બળિરાજાએ ગુરૂનો ત્યાગ કર્યો તેણે કરીને કાંઈ શાસ્ત્રમાં તેમની અપકીર્તિ લખાણી નથી પરન્તુ ઉલટી કવિઓએ કીર્તિ વર્ણવી છે.

### રામના નામનો મહીમા.

#### દોહરો.

રામ નામ સબ કોઇ કહે, દશરથ કહે ન કોઈ;
એકવાર દશરથ કહે, કોટી જન્મ ફળ હોય.

ભાવાર્થઃ—આ જગતમાં રામનું નામ તો સર્વે જણા લે છે; પરન્તુ દશ ઇંદ્રિયોનો નિગ્રહ કરીને જો રામનું નામ લીધું હોય તો મહા પુણ્ય થાય છે.

### કાળનો સ્વભાવ.

કાળનો એવો સ્વભાવ છે કે ઇંદ્રને દરિદ્રી અને દરિદ્રીને ઇંદ્ર બનાવે છે, મેરૂ પર્વતને રાઇ અને રાઇને મેરૂ બનાવે છે અને સર્વથી નીચને ઉંચ પદવી આપી દે છે. ટીપાનો સમુદ્ર અને સમુદ્રનું ટીપું બનાવી દે છે એવો અગાધ શક્તિવાળો કાળ છે. જે જે જગતના પદાર્થો છે તે અસ્થિર છે તેને સત્ય સમજવા એ જ દુઃખનું કારણ છે. તે સર્વે કાળનું ભક્ષ છે.

### મનુષ્ય દેહનું સાર્થક.

મનુષ્ય દેહ ધરીને મૂર્ખ, તેં શું કરી કમાણીજી;
શ્વાન તણી પેર ફરતો ડોલે, બોલે મિથ્યા વાણીજી.

પેટ ભર્યાનો ઉદ્યમ કીધો, રાત દિવસ ધન રળીયોજી;
નર તનનું મહાત્મ નવ જાણ્યું, પશુ જાતિમાં ભળીઓજી.
માતપિતા સુત બાંધવ મેરી, અંતે નહીં કોઇ તારાજી;
આવરદા હરવાને કાજે, સરવે મળ્યાં ધુતારાંજી.
સગાં કુટુંબી સહુ મળીને, ખુશી ચુશી લીધોજી;
છેલ્લી વારે સ્વાર્થ સાધી, જમને હાથે દીધોજી.

જુવાની આવી તે જવાની છે એમ નક્કી સમજવું. "ચાલીસ" વર્ષ થાય ત્યારે જીવ દેહને કહે છે કે હું તારાથી જુદો પડી હવે ચાલવાનો છું માટે મને ધર્મરૂપી ભાથું કરાવી આપ કારણ સ્વર્ગનો માર્ગ બહુ લાંબો છે.

સોબત એ સબ જુઠી બની હે, રામ બિના તેરો કોન ધની હે,
માત તાત ભયા ભગિની હે તેરે પ્રતીત તો તેહ તનીહે—સોબત.
તાહીમે નાર્ય સુપ્યાર ધની હે, ઝયા નન જાન વાઝેર કની હે,
હે અરી એહી ગનીને સહી હે, ફુલે કયા ફોક એ ના ગફની હે.—સો.
પ્યાર અસારસે બુદ્ધિ હની હે, નિષ્કુળાનંદ તો સાચ ભની હે.

નથી વિદ્વતા વાપરી દેશ દાઝે,
નથી વાપરી પાઈ જો લોક કાજે;
નથી કામ કીધાં સ્વદેશાભિમાની,
વૃથા જન્મ ખોયો કરી શી કમાણી.

જો જગન્મય જગન્નાથ પરમાત્મા ગોવિંદ પોતે જ સર્વભૂતોના અંતઃકરણમાં નિવાસ કરી રહેલા છે તો પછી શત્રુ–મિત્ર જેવા ભેદો પાડવા એ એક જાતની મૂર્ખતા નહિ તો બીજું શું?

ભાડાનું ઘર ખાલી કરવા વખતે દીલગીરી શાની? આ દેહ ભાડવાત છે અને જ્યારે આ દેહથી જીવાત્મા વિયોગી થાય છે ત્યારે અજ્ઞાનને લીધે પારાવાર દીલગીરી થાય છે, પણ મૂર્ખ એમ નથી સમજતો કે આ દેહ એક ભાડાત્ ઘર છે.

જોયું વિવેક વિચારથી, સંસારમાં કાંઈ નથી;
સ્ત્રી પુત્રને પરીવાર વળી, વૈભવ રમા કાંઇ નથી.

## *મહાન સિકંદર બાદશાહના ચાર ફરમાનો.

### ફરમાન પહેલું.

મારા મરણ વખતે બધી મિલ્કત અહીં પથરાવજો;
મારા જનાઝા સાથ, કબ્રસ્તાનમાં પણ લાવજો.

**અર્થ**:—જે બાહુબળથી મેળવ્યું તે, ભોગવી પણ ના શક્યો;
અબજોની મિલ્કત આપતાં, પણ એ સિકંદર ના બચ્યો.

### ફરમાન બીજું.

મારૂં મરણ થાતાં બધાં, હથિયાર લશ્કર લાવજો;
પાછળ રહે મૃત દેહ, આગળ સર્વને દોડાવજો.

**અર્થ**: આખા જગતને જીતનારૂં, સૈન્ય પણ રડતું રહ્યું;
વિકરાળ દળ ભૂપાળને, નહીં કાળથી છોડી શક્યું.

### ફરમાન ત્રીજું.

મારા બધા વૈદો હકીમોને અહીં બોલાવજો;
મારો જનાઝો એ જ વૈદોને ખભે ઉપડાવજો.

**અર્થ**:—દર્દીઓના દર્દને, દફનાવનારૂં કોણ છે ?
દોરી તુટી આયુષ્યની, તો સાંધનારૂં કોણ છે.

### ફરમાન ચોથું.

ખુલ્લી હથેલી રાખતાં, જીવો જગતમાં આવતા;
ને ખાલી હાથે આ જગતથી, જીવ સૌ ચાલ્યા જતા.

**અર્થ**:—યૌવન ફના, જીવન ફના, જર ને જગત પણ છે ફના;
પરલોકમાં પરિણામ, ફળશે પુન્યનાં ને પાપનાં.

* શિકંદર એ શબ્દ મુસલમાની રાજ્યે આ દેશની ભાષાઓમાં નવો દાખલ કર્યો છે. ફલાણાનો દહાડો શિકંદર (ચઢતો) છે એમ લોક ઘરમાં તથા વ્યવહારમાં બોલે છે અને જાણે તે શબ્દના ઉપર મોહ તથા આશ્ચર્યથી મનમાં જોતા હોય તેવા તે દેખાય છે. શિકંદર એ નામ ઘણા રાજાઓએ ધારણ કર્યાં છે.

## સંસાર એ એક સ્વપ્નું છે.

સ્વપ્નું સમજો રે આ સંસારને, દુઃખદરિયો વિશાળજી;
પડયા પાસા નવ વિસરે, કોટી વાર ગળે કાળજી. સ્વપ્ના.
માત, તાત, સુત, જુવતી, સૌ સ્વારથીઓ સાથજી;
કામ સાધી કોરે રહે, દેવે જમડા હાથજી. સ્વપ્ના.
સગા સબંધી સૌ મળી, મોટો કીધો દઇ માનજી;
વેગે ચડયો વેવારને, ભુલ્યો મુક્તિનું ભાનજી. સ્વપ્ના.
અશ્વ વેલ્યુ પલંગ પાલખી, હાથી હીંડોળા ખાટજી;
મેલી જાવું જીવને એકલા, મારૂં માનો શા માટજી. સ્વપ્ના.
મહેલ જરૂખા માળીઆં રૂડી રંગીત મેડીજી;
મેલાવી જમ મારતા, તુરત લઈ જાય તેડીજી. સ્વપ્ના.
ખાનપાન સુખ સેજમાં, રહેતો હૈયે હુલ્લાસજી;
દયાનંદ કહે હરી ન ભજ્યા, થયા નર્ક નિવાસજી. સ્વપ્ના.

## વૈરાગ્યની વાતો.

એક સ્ત્રીએ પોતાના પતિને કહ્યું કે મારો ભાઈ સંન્યાસી થવાનો છે. તે ઘણા દિવસથી સંન્યાસી થવા માટે તૈયારી કરી રહ્યો છે. પતિએ ઉત્તર દીધો "જા જા ગાંડી! તે કદીપણ સંન્યાસી થઇ શકશે નહિ. અગાડીથી તૈયારી કરી રાખવાથી કાંઈ સંન્યાસી થવાતું નથી." સ્ત્રીએ કહ્યું "ત્યારે સંન્યાસી કેવી રીતે થઇ શકાય?" પતિએ કહ્યું "તારે જોવું છે?" એમ કહી તુરત જ વસ્ત્રો દૂર ફેંકી દઈ તેને "માતા" કહી ઘરમાંથી ચાલી નિકળ્યો તે પુનઃ પાછો ફર્યો જ નહિ.

એક પતિ અને પત્નીને વૈરાગ્ય થવાથી સંસારનો સંગ છોડી જંગલમાં જતાં રહ્યાં. એક દિવસે ગંગામાં નાહીને આવતાં પતિએ હીરો જોયો એટલે તેને એમ લાગ્યું કે વખતે મ્હારી સ્ત્રીના જોવામાં આવશે તો તેને મોહ થશે એટલે હીરાપર ધૂળ નાંખતો હતો તેટલામાં સ્ત્રી પાસે આવી જવાથી પુછવા લાગી આ તમે શું કરો છો?

ત્યારે તેણે કહ્યું કે આ હીરા ઉપર ધૂળ નાંખું છું. ત્યારે સ્ત્રીએ કહ્યું કે ધૂળ ઉપર ધૂળ નાંખવામાં શો ફાયદો ? તમારા મનમાં હીરો ને ધૂળ હજી ભિન્ન વસ્તુ છે ત્યાં સુધી જંગલમાં રહેવું નકામું છે. હું તો બધું ધૂળ જ સમજું છું. (જુઓ સ્ત્રીનો વૈરાગ્ય).

## કળિયુગના ચમત્કારો.

હા પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે;
પાપી તેમાં ડૂબકી દઈને પુણ્યશાળી બને છે.
ધર્મિષ્ટની છે હાર, જીત હરામીની જ્યાં થાય છે,
સાચો ડૂબે ખોટો તરે, કળિયુગ એ કે'વાય છે.
બની અંધા અમીરીઆ અભિમાને નહીં ફુલો;
ઉંચો નીચો થયા કરતો, વિધાતાનો ચલીત ઝુલો.
બહોત ગઇ થોડી રહી, ચેતન કાંઈ ચેત,
કાળ ઉંદરડો કાતરે, ઉત્તમ આયુષ્ય ક્ષેત્ર.
કાચા સુતરના તાંતણે, જો બાંધી આ જીંદગાની છે;
દરીઆ તણાં મોજાં સમી, તું જુઠી જાણ જુવાની છે.
અણધારી અજ્ઞાન જો, આ આંખ બંધ થવાની છે,
અંતર તણી બહુ આશ, અંતરમાં સમાઈ જવાની છે.
ખાડો જે ખોદે વળી, અન્યનું નરસું ચ્હાય;
ધારેલું તેને નડે, મૂર્ખ પછી પસ્તાય.

## જગતનું સુખ મૃગજળ સમાન છે.

કોના માબાપ, ભાઈ બ્હેન, કોનાં સગાં, કોની સ્ત્રી અને કોનાં છોકરાં છૈયાં ? આ બધું માયામય છે. સુખના સાથી છે એમ સમજ નહી. એમાંથી કોઈ પણ દુઃખમાં ભાગ પડાવે એવાં નથી. સંસાર કેવો, અને કુળનું અભિમાન પણ શા ખપનું ? નકામો વ્યાકુળ શામાટે થાય છે ? આ ધન, ધાન્ય અને લક્ષ્મી અશાશ્વત છે. કોનું ઘર અને કોનો સંસાર ? શામાટે પરિશ્રમ વેઠે છે ? વૈભવ શા ખપનો ? સર્વ મૃગજળ સમાન બાજીગરના ખેલ જેવું છે.

ચાલતી ક્ષણમાં મરણ આવશે માટે ચેતીજા !! જેણે પરમાર્થને ઓળખ્યો, તેણે જ જન્મ સફળ કર્યો જાણવો. બીજાએ તો કુલ ક્ષયને માટે વ્યર્થ જન્મ લીધો છે.

## નામ તેનો આખર નાશ છે.

### દોહરા

મિથ્યા સુખ સંસારના, રખેકરો વિશ્વાસ;
ક્ષણિક વિષય વણસી જશે, નામ તેહનો નાશ.
વપુ, વિદ્યાને વિત્તનો, ખોટો મદ છે ખાસ;
કાળે આવ્યા કંઇક જણ, નામ તેહનો નાશ.
ધન ધુત્યાની ધાંખના, દામતણા થઇ દાસ;
બાંધી મુઠીએ ગયા, નામ તેહનો નાશ.
ધન જોબનને જુવતીએ, કંઇક આપ્યા ત્રાસ;
ભુંડે હાલે તે મુઆ, નામ તેહનો નાશ.
વિષયમાં કંઇકિ વહી ગયા, પડી પાપને પાશ;
નર્ક વિષે સીધાવીઆ, નામ તેહનો નાશ.
ઉંચા કુળમાં અવતરી, મુખ દારૂનો વાસ;
વ્યસનોમાં વંઠી ગયા, નામ તેહનો નાશ.
પરધન પોતાનું ગણી, વિવિધ કરી વિલાસ;
કાળે જનને પકડીઆ, નમ તેહનો નાશ.
કરતા નિંદા પારકી, હૈયે ધરી હુલ્લાસ;
પાપે પેટ ભરી ગયા, નામ તેહનો નાશ.
ભગવત બની ભરમાવતા, રાંડો સાથે રાસ;
ખેલીને ચાલ્યા ગયા, નામ તેહનો નાશ.

## ઉત્તમ વૈરાગ્ય.

સંસારના વૈભવો મુકીને સાધુ થયા પછી રિદ્ધિ સિદ્ધિનાં અનેક આવરણો નડે છે તેના અનેક દષ્ટાંતો શાસ્ત્રમાં પ્રસિદ્ધ થએલા છે. ગોવિંદ સ્વામિ ઉત્તર હિંદુસ્થાનના વતની હતા અને તેમના પાસે

અનેક પ્રકારની જંગમને સ્થાવર મિલક્ત હતી પણ સદ્ગુરૂના પ્રતાપથી એ નશ્વર વસ્તુ ઉપર તેને વૈરાગ્ય થતાં ઘરબાર છોડી જંગલમાં જતા હતા ત્યાં એક નદી કાંઠે વિશ્રામ લેવાને બેઠા હતા ત્યાં એક ગુણિકા લાખો રૂપિઆનું દ્રવ્ય લઇને અચાનક આવી ચડી. ગોવિંદ સ્વામિનું શરીર ગૌર તથા બહુ રૂપાળું હોવાથી પેલી ગુણિકાનું મન તેના સાથે ગૃહસ્થાશ્રમ કરવાનું થયું, એટલે પોતા પાસે જે લાખો રૂપિઆના હીરા માણેક ઇત્યાદિ દ્રવ્ય હતું તે ગોવિંદ સ્વામિના પગમાં મુકી કહ્યું કે હું તમારી છું. ગોવિંદસ્વામીએ મનમાં વિચાર્યું કે કોઇ પણ મનુષ્ય સંસારના વૈભવો મુકી પ્રભુનું ભજન કરવાને નિકળે છે તેને રિદ્ધિસિદ્ધિઓ નડે છે. મને પણ ખરેખર તે પ્રમાણે થયું છે; એટલે પોતે મનમાં વિચારી દીશાએ જવાનું બહાનું કાઢી પોતાનું લુગડું ગુણિકા પાસે મુકી ચાલ્યા પણ લક્ષ્મીથી અંધાયા નહિ. એવા ઉત્તમ વૈરાગ્યને ખરેખર ધન્યવાદ છે.

મોટા મોટા રાજાઓ રાજ્યપાટ મુકી કાળને તાબે થયા છે ત્યારે આપણે કોણ માત્ર ? જ્યાં આખરે જવાનું છે ત્યાંનું સ્મરણ અવશ્ય રાખવું જોઇએ ! કેમકે એક દિવસ વહેલું મોડું આ લોક છોડી ગયા વિના કદી ચાલે તેમ નથી.

**धनानि भूमौ पशवश्चगोष्टे भार्या गृहद्वारी सुहृत स्मशाने ।**
**देहश्चितायां परलोकमार्गे कर्मानुगो गच्छति जीव एक ॥**

ધર્મ રાજાએ પુછ્યું કે તારૂં ધન ક્યાં છે ? તો કહે મહારાજ ભોયરામાં રહ્યું. તારા પશું ક્યાં છે ? ગોંદરે રહ્યા. તારી સ્ત્રી ક્યા છે ? મહારાજ તે ઘેર રહી. તારા મિત્રો કયાં છે ? તે સ્મશાન સુધી આવ્યા હતા. તારા દેહનું તું જે અભિમાન કરતો હતો તે ક્યાં છે ? ચીતામાં બળી ગયો ત્યારે અહીં તારી સાથે કોણ આવ્યું ? જીવ અને સારા નઠારા કર્મ એ સાથે આવ્યું. ત્યારે આપણે પારકા સારૂ શા માટે જુઠું બોલવું ? કદી નજ બોલવું જોઇએ.

**वाचिकैः पक्षिमृगतां, मानसैरंत्य जातितां ।**
**शारिरजै कर्मदोषैर्याति स्थावरतांवरः**

જે કોઈ વાણી વડે કરી જેટલાં પાપ કરે છે તેને પક્ષી તથા જનાવરનો દેહ ભોગવવો પડે છે. અને શરીર તથા હાથ પગ વડે જે કુકર્મ કરે છે તેને ઝાડ પથર વિગેરે દેહ ભોગવવો પડે છે અને મનવડે કરીને જે પાપ કરે છે તેને ચંડાળનો દેહ ભોગવવો પડે છે.

**अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।**
**नित्य सन्निहितो मृत्युः कर्तव्यो धर्म संग्रहः ॥**

શરીરો નાશવંત છે; તેમજ વૈભવો શાશ્વત નથી; અને મૃત્યુ નિત્ય પાસે રહેલું છે તેથી ધર્મનો સંગ્રહ કરવો.

કયા કરીએ કયા જોડીયે, થોડે જીવન કાજ;
છોડ છોડ સબ જાત હે, દેહ, ગેહ, ધનરાજ.
જુઠે સુખકું સુખ કહે, માનત હે મન મોદ;
જગત ચવેણો કાલકો, કછુ દુખે કછુ મોદ.
પ્રભુતાકુ સબ કોઇ ચહે, પ્રભુકુ ચહે ન કોય;
જો તુલસી પ્રભુકું ચહે, આપહી પ્રભુતા હોય.
બીત તતો ચિત વત નહિ, આગે ન કરે આશ;
આઇ સો શિરપર ધરી, વોહી હરિકા દાસ.
દોડે કોશ હજાર લગ, ઔર બસે લક્ષ્મી પાસ;
બીન દીને ફીરતારેકે, મીલે ન તુલસીદાસ.
તુલસી ધીરજ જો ધરે, કુંજર મણ ભરખાય;
ટુક ટુકડે કારણે, શ્વાન ઘરો ઘર જાય.






## અક્કલ અંધારે વ્હેંચાણી છે.

અક્કલ અંધારે વહેંચાણી છે એ વાત ખરી છે કારણ કે જુઓને મનુષ્ય આલોકના નશ્વર સુખ માટે તન, મન ને ધનથી કેવો પ્રયાસ કરે છે? પણ મોક્ષને માટે કાંઇ પ્રયત્ન કરતા નથી એ કેટલું ખોટું? કેમકે આલોકનું સુખ તો બે દીવસનું છે પણ જ્યાં હજારો વર્ષ વિશ્રામ કરી સ્થાયી રહેવાનું છે તેના માટે કાંઇપણ તૈયારી નહિ એ કેટલી ભૂલ કહેવાય! સ્વર્ગ એ તારી સુખની લાગણીની પળો છે, મોક્ષ એ ચાલુ સુખની લાગણીઓ જ છે. જેમાં મરણ પર્યંત દુઃખ આવી શકતું નથી. મોક્ષને ખાતર પરાર્થે દેહાર્પણ કરવું પડે તો તેને માટે સદા તૈયાર રહો.

### ધમ વિષે.

### દોહરો.

ધર્મ વિના સુખ નહિ થશે, ઇચ્છા ફળે ન કાંઇ;
ધર્મ પ્રમાણે ચાલતાં, સ્વર્ગ સમુળગું આંહી.

ખરો ધર્મ એ સેવા ધર્મ છે, જેમાં મનુષ્ય બીજાના લાભને માટે જ પોતાની જીંદગી ગાળે છે.

હકસીલ કહે છે કે ખરૂં વિજ્ઞાન અને ખરૂં ધર્મજ્ઞાન એ જોડે જન્મેલી બ્હેનો છે. એમાંથી એકને બીજીથી જુદી પાડો તો બન્ને મરી જશે. નિયમ એ તારી જીંદગીની વ્યવસ્થા છે.

ધર્મ મિત્ર તો મરણ પછી, કરે આપ સંગાથ;
બીજું સૌ લય થાય છે, શરીર નાશની સાથ.

ચાલે બળદ ઇશારતે, હાંકનારની જેમ;
સૃષ્ટિના નિયમો થકી, સ્વધર્મ સમજો તેમ.

અલ્પમાં અલ્પ જંતુ પણ આપણાં સગા છે, આપણા ભાઇ છે, તેમની ઉપર આપણે દયા રાખવી એ આપણો ધર્મ છે.

સંશય રહિત થઇ ધર્મનું પાલન કર, વખતે ધર્મીને દુઃખ પડતું અને અધર્મીને લાભ થતો જોઇને અધીરો થામાં ! અંતે ધર્મનો જ જય છે, એ વિશ્વાસે ધીરજથી દુઃખ ખમ ને વધારે ઉત્સાહથી ધર્મનાં કાર્ય કર.

પરમેશ્વરને પામવા, ઇચ્છો પ્રેમ અપાર;
નેહ ધરી નરનારીઓ, કરો ગુપ્ત ઉપકાર.
જપ, તપ, તીર્થ વ્રત, નિયમ સૌ સાધારણ ધર્મ;
પરોપકાર કરો સદા, એજ ધર્મનો મર્મ.

## અહિંસા પરમો ધર્મ.

મહારાષ્ટ્રમાં જ્ઞાનેશ્વર મહારાજ કરીને એક સંત પુરૂપ થઇ ગયા છે તેમને વિષે એમ કહેવાય છે કે એક વાર ખેતરમાં એક બળદપર અત્યાચાર ગુજરતો જોવામાં આવ્યો, એ જોઈ તેમનાથી દુઃખના માર્યા રડી પડાયું, એટલું જ નહિ પરંતુ તે બળદના શરીર ઉપર પડેલો લાકડીનો સોળ તે સંતપુરૂપના શરીર ઉપર પણ દેખાયો ! કેવી શરીરની એકતા ? આ પ્રમાણે મહાન દયાળુ પુરૂષો બીજાને દુઃખ થતું જોઈ પોતે અત્યંત દુઃખી થાય છે. એટલું જ નહિ પણ કેટલીક વખતે અન્ય પ્રાણીનું દુઃખ પોતાના માથે વહોરી લે છે. કીડી જેવા નિર્બળ જીવને પણ દુઃખવવો નહિ કેમકે અહિંસા એ જ મોટો ધર્મ છે. જેને તે પ્રમાણે સમજાયું તેના પુણ્યનો પાર નથી.

## ધર્મે જય અને પાપે ક્ષય.

વહેવારમાં પ્રમાણિકપણે વર્તે છે તેઓનો આખરે વિજય થાય છે. પ્રમાણિકપણાની કીંમત પ્રથમથી અંકાતી નથી. હંમેશાં સત્યનો વિજય જ થાય છે; માટે ખોટી લાલચોથી ફસાઇને બે દિવસના ખોટા

સુખ માટે પ્રમાણિકપણું કદી પણ ગુમાવવું નહિ. એક ન્યાયાસનપર બેઠેલા ન્યાયાધીશે પોતાના જ પુત્રને ગુન્હા માટે તેને યોગ્ય શિક્ષા આપી હતી, તે વખતે તેની સ્ત્રીએ તેનું પ્રમાણિકપણું છોડાવવા ઘણા યત્ન કર્યા હતા. પણ પ્રાણાન્તે પણ તે ન્યાયાધીશે પોતાનું પ્રમાણિકપણું છોડયું જ નહિ અને તેને લીધે તેના પ્રમાણિકપણાનો યોગ્ય બદલો પરમાત્મા તરફથી મળ્યો હતો અને જગતમાં તેની આબરૂ બેહદ વધી હતી. અંતરજામીની આગળ જરાએ જુઠું ચાલી શકતું નથી. માટે હમેશાં વિચાર કરીને જે ખોટ આપણામાં હોય તેને સત્વર ટાળી નાંખવી જોઇએ. હું મૃત્યુના મુખમાં પડયો છું. ને આયુષ્ય ક્ષણવારનું પણ નથી એમ ધારી તાત્કાલિક ધર્મના કાર્ય કરી લેવાં જોઇએ.

## સાધારણ ધર્મ વિષે અભંગ.

હિંસા નકરો, ચોરી નવ કરો;
સત્ય વ્રત ધરો, સદા રાખી. ૧
ઈંદ્રિયોને મન, રાખો વશ જન;
વળી મન તન પવિત્રતા. ૨
સર્વ ભૂત દયા, ક્ષમાદાન દમ;
સાધારણ ધર્મ, કહ્યા શાસ્ત્રે. ૩

## વિધાતા-પ્રારબ્ધની ગતિ.

ઓધવજી પ્રારબ્ધકી ગતિ ન્યારી, મેં તો બાત હૃદયમેં બીચારી,
બગલેકું રૂપ અનુપ દીઓહે, કોયલ કર દીની કારી,
વેસ્યાકું પાટ પીતામ્બર પેરન, શીલ સતીકું નહિ સાડી;
સુંદર નાર વાંજણ કરડારી, ભુંડણ જણ જણ હારી.
શારંગ વિચીત્ર બતાવેરે, વેરી વિધાતા;
ભવ અટવીમાં અથડાવેરે, વેરી વિધાતા.
સહુ સુખની પાછળ લાગે, નહી દુઃખ કોઇપણ માગે;
તોપણ દુઃખ ડોકર વાગેરે વેરી વિધાતા.

ભુંડણ બચ્ચાં સો જણે તે સૌએ બિચારાં,
પણ સિંહણ બચ્ચું એક જણે તે એકે હજારાં.
પાંચ વરસનું બચણ જાણો પંદરે મુછનો દોરો,
વીશ અને પચીશની વચ્ચે તાજા ફુલનો તોરો.
ત્રીસ થાયે અક્કલ આવે ચાળીસે બળબુદ્ધિ,
પસાસથી પંચાવન સુધી ટકી રહે છે શુદ્ધિ.
નિમિત્તે થાય સૌ આંહી ન કોથી થોભતું આંહી ?
ગણી કુદરત તણી છાંઈ! નકામી છોડજે વાતું.
થવાનું જે થયા કરશે, ન મિથ્યા કોઇથી થાતું ?
વિસારી ભરમ સૌ કો હા ? વિધિ સંકેતને ન્હાતું ?
કર્મમાં જે લેખ લખ્યા, તે મિથ્યા નવ થાય;
રંક મટી રાજા બને, રાજા રંકજ થાય.
હોન પદાર્થ હોત હય, બીસર જાત સબ શુદ્ધ;
જૈસી લખી નસીબમેં વયસી ઉકલત બુદ્ધ.
તુલસી તલપ ન કીજીએ રીજત મનુષ્યની સાથ,
કયા હોગે રૂઠે જગત કલમ પ્રભુકે હાથ..
સુકૃત્ય કરજો હાથથી, રાજી સહુ પ્રભુજી વળી,
તકદીગરકી તહરીર મીટાઇ નહી જાતી.
દશા ફરે ત્યારે બુદ્ધિ ફરે, જાય ચુલે ચડી ચતુરાઇ;
હાથ કેરાં હથીયાર રહે હાથમાં એમનાં એમ કટાઇ.

## એક દિવસની કિંમત.

એકજ રાતમાં રામચંદ્ર જેવાનું ભવિષ્ય બદલાયું, એકજ દિવસમાં હરિશ્ચંદ્રે સત્યને સારૂ ફકીરી લીધી, એકજ દિવસમાં યુધિષ્ઠિર રાજ્ય હારી ગયા. આ ઉપરથી સિદ્ધ થાય છે કે મનુષ્ય જીવનમાં એક દિવસની કિંમત કાંઈ ઓછી નથી.

## નસીબની ખુબી.

અરે નસીબ તારી તો ખુબી ઓર જ છે. દેખાવમાં કાળા દુબળા સરખાને તું મોતી અને હીરા માણેકની માળા ધારણ કરાવે છે ને સ્વરૂપના શણગારને પહેરવા વસ્ત્ર તથા તુલસીની માળા ધારણ કરાવે છે. ધન્ય છે તને ! !

ભાવિ તો બળવાન છે, નહિ શૂરા બળવાન;
નિમિત્ત કરી કાબે લુંટયા, અર્જુન ચતુરસુજાણ.
સમય યુક્તિથી શત્રુને, મિત્ર બને સૌ કોય;
સદા સર્વદા કોયના, શત્રુ મિત્ર નહિ હોય.

## કર્મ વિષે.

### રાગ–આશાવરી.

કર્મ વિના ફાંફાં ફોગટ મારે (૨)
કર્મ વગર જુઓ કુંભકર્ણની, મહેનત ગઈ અકારે–કર્મ.
કર્મ ફર્યું રાવણનું જ્યારે, દુર બુદ્ધિ દાટ વાળે–કર્મ.
ઉદ્યોગી ઉદ્યોગ કરીને, કર્મોને ખવરાવે–કરમ,
કરે પુરૂષાર્થ અળસીયાં ઝાઝાં, પહોંચે ન શેષને દ્વારે–કર્મ.
ભાઈલાલે કુડ કર્મોને, મુકયાં મહાજનને વાડે–કર્મ.

### કવિત.

કરમ કરમ લોક કહે છે, તો કંઇક ખરા;
કહો ખરૂં રાખે કોણ, આધીન કરમનું.
કરમ સાચું ગણે તો, કુવા વાવો કરે કેમ;
ચરણ ધરે કેમ, ખાસડું ચરમનું.
ખરૂં જે કરમ ગણે, તે તો ચુલા ખોદી નાખે;
ધ્યાન ધરી બેસે, કરી કરમ ધરમનું.
સુણો રૂડા રાજહંસ, દાખે દલપતરામ;
શિયાળામાં ઓઢે શીદ, ગોદડું ગરમનું.
આસ્તા વેચ્યા આસ્તા વેચ્યા, સોળસેં વેપાર કીધા,

કરમમાં ભાંગી કાટલી તે, આખર પરવાળાં લીધાં.
તુલસી રેખા કર્મકી, લલાટપે લીખ દીન;
પૂર્વજન્મ પુણ્ય પાપકે, અખિલ જગત આધિન.

**જે થવાનું છે તે એની મેળે જ થશે તે વિષે.**

થવાનું તેજ ખચીત થાશે, નિયમના તેનો સમજાશે;
પ્રમાદથી ખુણામાં પડીયા, દુઃખદા વાદળથી દાઝે.
ભાગ્યોદયનો ભાણઉગતા, ખરે ઉદ્યમી લાજે થવાનું.
ઉદ્યમી જનને આડો આવે, ભાગ્ય ભ્રમણનો વારો;
કાયરતે શૂરા થઈ લડતા, કોટી યત્ન મન ધારો–થવાનું.
ચાતક ચાર દિશાએ ફરતો, વાદળ જળમાં લોભે;
અજગર પણ આળસ વશ થાતાં, પેટ ભરે નિજ મોભે થવાનું.

**સર્વે દિવસો સરખા હોતા નથી.**

એક દિન રાજા હરિચંદ્ર, ગ્રહસંપત્તિ મેરૂ સમાન;
એક દિન જાય શ્વપચગ્રહ, સેવત અંબર હરતમસાન.
એક દિન દુલહ બનત બરાતી, ચહુદશ ગડત નિશાન;
એક દિન ડેરા હોત જંગલ, મેં કર સુધે પગ તાન.
એક દિન સીતા રૂદન કરત હે, મહાવિપિન મેદાન;
એક દિન રામચંદ્ર મીલદોઉ, વિચરત પુષ્પ વિમાન.
એક દિન દ્રૌપદી ન હોતહે, ચીર દુશાસન તાન;
પ્રગટ ભઇ પુરબકી કરની તજ મન શોચ અજાણ.
સુરદાસ ગુણ કહે જગ બરણી, વિધિ કે અંક પ્રમાણ.

**ભુજંગી છંદ.**

તજી મંદીરો માળીયાં ગોખ મેડી
તજી બાગને બંગલા પ્રોઢ પેઢી;
સ્મશાને સુકા કાષ્ટમાં વાસ લેવો.
અરે આવશે એક તો દિન એવો. ૧
હશો ગામમાં, સીમમાં કે કૃપિમાં,
હશો ખેદમાં કે હશો જો ખુશીમાં;

કહો કોણ જાણે હશે કાળ કેવો,
અરે આવશે એક તો દિન એવો. ૨
ન દે એ પછી આંખ ઉઘાડવાને;
ન દે દ્રવ્ય દાટેલું દેખાડવાને;
ન દે બોલવાને કદી શબ્દ એવો.
અરે આવશે એક તો દિન એવો. ૩
ચિત્ત ચેતજો સદ્ય ચેતી શકો તો,
પુરા શોધથી બોધ પામો પંકાતો;
સદા કાળ આનંદથી દેવ સેવો,
અરે આવશે એક તો દિન એવો. ૪

## દોહરો.

મનુષ્ય દેહ મહીમા ઘણો, અરે જીવ તું જાણ;
તે પામી પરલોકનું, કર નિશ્ચય રહેઠાણ.
વખત જશે વહી વાતમં, કળ ઝડપશે કાલ;
ચતુર હોય તો ચેતીને, તું તારૂં સંભાળ.
રહે સદા નહિ સાહેબી, મૃત્યુ લોકની માંહી;
સૂર્ય ઉગે ને આથમે, કોણ રંક કોણ રાય.

## છપ્પો.

કોઇ દિન અમૃત આહાર, કોઈ દિન લુખી ભાજી;
કોઇ દિન ચલવું પાય, કોઇ દિન ચડવા વાજી.
કોઇ દિન સુંદર સેજ, કોઇ દિન ભોંયપર સુવું,
કોઇ દિન વિવાહ હોય, કોઇ દિન રીસે રોવું;
કોઇ દિન રળવું ઘણું રીઝથી, કોઈ દિન ખોવા દામને;
સામળ કહે હિંમત ન મુકીએ, સંભારીએ શ્રીરામને.

## સાખી.

પીપળ પાન ખરંત, હસતી કુંપળીયાં;
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપલીયાં.

રંક નિવાજત બનત રાજેશ્વર ભૂપત બનત ભિખારી;
જીસ્કે પાંઉમેં પેનીયાં નાહી, વાકું દીનો કુંજબિહારી.
તુલસી સમય વહી ગયો, જાણ્યા નહિ જગદીશ;
જનની જણતાં નાડ કાટી, ત્યાં કયું ન કાટયો શિષ.
તુલસી સીતા રામકુ, રીઝ ભજો કે ખીજ;
ઉલટા સુલટા વાવીએ, જ્યું ખેતરમાં બીજ.
કહાં કાશી કયાં કાશ્મિર, ખુરાશાન ગુજરાત;
તુલસી એસે જીવકું, પ્રારબ્ધ લે જાત.
ફાગ ફાટયા ગાય, ત્યાં ઉભા રહેતાં દીસે,
સજ્જન તો શરમાય, નિર્લજ્જને નિર્લજ ગમે.
ચોરી જારી જુઠ વળી, પરને દેવું દુ:ખ;
એનું નામ અધર્મ છે, સમજી પામો સુખ.
વિદ્યાની વૃદ્ધિ થયે, વધશે સત્ય વિચાર;
આપ આપની અક્કલથી, શોધી લેજો સાર.

## ભાગ્ય વિના કાંઇ મળતું નથી.

જેના નસીબમાં જેટલું લખ્યું હોય તેટલું જ તેને મળે છે. આખો દિવસ મજુરી કરનાર મજુરને અઢી આના ને ગાડીમાં ફરી વાતો કરનારને અઢી રૂપિઆ રોજ મળે છે! એમાં મહેનતનું કયાં પ્રમાણ છે. એ તો નસીબની બલિહારી છે.

## મહાન પુરૂષની સેવા.

મહાન પુરૂષોની સેવા કદી અફળ જતી નથી. એ આપણને મહાન દુ:ખોમાંથી સત્વર ઉગારી લે છે, માટે મનુષ્ય દેહનું ખરૂં સાર્થક મહાન પુરૂષોની સેવા છે.






## મહાન ફરજ (પ્રભુ પ્રાર્થના)

"કીડીને કણ ને હાથીને હારો" વિશ્વંભર હમેશાં આપી જ રહે છે. એ દીનદયાળુ મહા પ્રભુ ભુખ્યા ઉઠાડે પણ કોઈને કદી ભુખ્યા સુવાડતા નથી. એની અપરંપાર અનુકંપાનો પાર નથી માટે અગાધ ગુણના બદલામાં બે ઘડીનું સ્મરણ દરેક મનુષ્યે કરવું એ એક જાતની મહાન ફરજ છે.

હમેશાં વહેલા ઉઠી પ્રભુની પ્રાર્થના કરવી, કારણકે તેના મહાન ગુણોનો બદલો આપણે કદીપણ આપી શકવાના નથી એટલે પછી હમેશાં દીનવાણીથી તેના મહાન ગુણો સંભારી આનંદમાં રહેવું એજ મનુષ્યની મોટામાં મોટી ફરજ છે.

વાતો કરો કીરતારની, બીજી પડતી મેલી;
ભીડ પડે ભગવાન છે, અંતકાળના બેલી.
જીવન કરે અધ ઘડીનો, જો એક રામજી રાય;
બારો મેઘ વરસે અખા, તહાં લાગી શકે શું લાય.

પ્રાર્થના એટલે ઇશ્વરની પાસે સંસારી સુખ કે બીજી સ્વાર્થ સાધવાની વસ્તુઓ માગવી એ નથી. પ્રાર્થના એ ક્લેશ પામેલા આત્માનો ગંભીર નાદ છે અને તેની અસર જગત ઉપર થયા વિના રહેતી નથી, તે પ્રાર્થના ઇશ્વરના દરબારમાં સંભળાયા વિના રહેતી નથી.

રોગાતુર, ભયાતુર, ક્ષુધાતુર અને સ્નેહાતુર એવા પુરૂષો માનનો ત્યાગ કરીને જેમ દીનપણાને પામે છે તેમ હે હરે! મારૂં મન તમારે વિષે નિરંતર દીનપણાને પામો અને તમારા સાધુને વિષે

પણ તત્કાળ માન રહીત થઈને દીનપણાને પામો. હે નાથ ! તમારી પાસેથી આટલી જ મારી પ્રાર્થના છે તે તમે સ્વીકારો.

પરમાત્માનું ભજન યા સ્મરણ ગમે તે ભાવથી કરો પરંતુ તેનું ફળ સારૂં જ મળવાનું. જુઓને વ્રજની નારીઓ કામભાવે, વસુદેવને દેવકીએ સ્નેહભાવથી, કંસ ભુપાળે ભયથી, શિશુપાળે વૈરબુદ્ધિથી, અર્જુને સખાભાવે, નારદે ભક્તિભાવે, હનુમાનને ગરૂડે દાસભાવે, યુધિષ્ટિરે સ્નેહભાવે કૃષ્ણ પરમાત્માનું ભજન કર્યું તો સર્વેને પરમગતિ મળી છે અને કોઇનું પણ અકલ્યાણ થયું નથી.

હરી ભજતાં હજુ કોઇની લાજ જતાં નથી જાણીરે,
જેની સુરતી શામળીયાની સાથ પ્રેમે જોડાણીરે
હરી સ્મરણ બીન મૂઢ અજ્ઞાની, ઉમર દીની ખોય;
માતપિતા જુવતી સુત બંધવ, સંગ ચલત નહીં કોય
બાળક હોય તે જેમ તેમ બોલે, લીએ કુટાણે ખાવા;
જનની દોષ ન લેખે જાણે, અણસમજુ હોય એવા.

## મહાત્મા તુલસીદાસની પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

મહાત્મા તુલસીદાસજી ભગવાનની પાસે એવી પ્રાર્થના કરતા હતા કે, હે પ્રભુ ! કૃપા કરી તું મને ભક્ત બનાવજે, ભક્ત બનાવજે અને જો કદી મારા નસીબમાં ભક્તિ ન હોય, મારાં એટલાં સુકૃત્યો ન હોય તો મને ભક્તને ઘેર જન્મ આપજે; અને તેમ પણ ન બની શકે એવું હોય તો મને તારો નોકર બનાવજે. એટલું પણ ન બની શકે તેમ હોય તો ભક્તોના કામ કરનાર દાસનો પણ મને દીકરો બનાવજે જેથી ભક્તોના ઘરનું એંઠું ખાવા મને મળે અને તેથી કોઇ દિવસ પણ મારૂં કલ્યાણ થાય. ભક્તોના દાસનો પણ દીકરો થવાનું કદાપી મારૂં ભાગ્ય ન હોય તો મને ભક્તોના ઘરની ગાય બનાવજે કે જેથી મારૂં દુધ ભક્તોના ઉપયોગમાં આવે અગર તેમ પણ ન બને તો મને ભક્તોના ઘરનો ઘોડો બનાવજે કે જેથી ભક્તો મારી પીઠ ઉપર સ્વારી કરે અને એ સેવાથી મારૂં ભલું થાય.

કદી તેમનો ઘોડો થવા જેટલાં પણ મારાં પુણ્ય ન હોય તો હે પ્રભુ ! મને ભક્તોના ફળીયાનો કુતરો બનાવજે કે જેથી કોઇ દિવસ ભક્તોના ઘરના એંઠા ટુકડા ખાવા મને મળ્યા કરે અને ભક્તોના ઘરની ચોકી હું કરી શકું; જો એટલું પણ ન બની શકે તેમ હોય તો મને ભક્તોના જખમનો કીડો બનાવજે કે જેથી ભક્તોની કોઇપણ ચીજ મને મળ્યા કરે એટલે કોઇ કાળે પણ મારો ઉદ્ધાર થાય.

## એક ફકીરની ઇશ્વર પ્રાર્થના.

એક ફકીર હમેશાં ઇશ્વરની પ્રાર્થના કરતી વખતે કહ્યા કરતો હતો કે હે ગરીબનિવાજ પ્રભુ તું દીનદયાળુ ને અધમ ઉદ્ધારક છે તારી ગતિનો પાર નથી પણ મારી એક પ્રાર્થના તું સ્વીકારજે !

"તું ભુંડા પર દયા કર; કેમકે ભલાને દયા કરીને તેં પ્રથમથી જ ભલા બનાવ્યા છે." વળી તે લોકો પાસે વાતો કરતો કે કોઇએ લુકમાન હકીમને પુછ્યું કે આપ સદાચારકોના પાસેથી શીખ્યા ? તેમણે જવાબ આપ્યો કે દુરાચરણી પાસેથી. મેં એ લોકોમાં જે કંઇ ખરાબ આચાર જોયા તેનો ત્યાગ કર્યો.

## કાળની શકિત.

જગતની જંજાળ, સાચું કહેતાં સૌ વદે;
પણ સર્પ સ્વભાવે કાળ, દુધ પાય તેને ડસે.
સમજ સમજ મન માનવી, મોતતણો ભય રાખ;
કાળ વિષે કર કાળજી, થવું બળીને ખાખ.
જેની ચાલે ધરતી ધ્રુજે, આભ મંડળમાં ભમતા;
જેની ફુંકે પરવત ફાટે, તે નર દીઠા મરતા.
જીવતાં જશ નહિ, જશ વિના નહિ જીવંત;
જશ લઇને જે ગયા, તે રવી પહેલાં ઉગંત.
જગત પડ્યું મુખ કાળને, કેડા મોર જનાર;
ઘંટીના ગાળે પડ્યા, દાણા લોટ થનાર.
જગ મધ્યે જુદાં નથી, ગાંડાં જનના ગામ;
ગુણ હીણા તે ગાંડીયા, દીસે દલપતરામ.

માતા પિતાના રજ વિર્યથી જીવ ઉત્પન્ન થાય છે, તે જીવ માસે માસે વૃદ્ધિને પામે છે ને એ જીવ માતાના ઉદરમાં ઉંધે મસ્તકે રહે છે. તે મસ્તકની નીચે જઠરાગ્નિ બળે છે તેમાં દેહ પરીપકવ થાય છે, ને માતા અન્ન જમે તે રસ થાય છે તેને ચુસી ચુસીને ઉદરમાં નવ માસ રહે છે, ત્યાં અનેક પ્રકારના દુઃખો સહન કરવાં પડે છે, મલમુત્રના પછેડામાં બાંધેલો હોય છે, હાથ પગ પણ હાલે નહિ ત્યાં વેદના પણ અનંત પ્રકારની થાય છે તે વખતે ત્યાં રક્ષા ભગવાન કરે છે, જ્યારે એ જીવ અનેક પ્રકારની પ્રાર્થના કરે છે ત્યારે તેને પ્રસવ વખતે જ્ઞાન આપે છે તે વખતે જીવનું એવું અભય વચન લેવામાં આવે છે કે હું એક પળ પણ "પરમાત્માને" નહિ વિસરૂં છતાં જન્મ થતાં "તું ત્યાં ને હું અહીં" એમ બોલી જીવ માયાને વશ થઇ જાય છે.

## જીવની અવળાઇ.

એક મનુષ્ય જન્મથી આંધળો હતો. તે માર્ગને વિષે ચાલતાં તેને એક ઠગ મળ્યો, ત્યારે તેણે કહ્યું જે હે સુરદાસ તમારે કયાં જવું છે? ત્યારે તેને પાસેના ગામનું નામ બતાવ્યું એટલે પેલા ઠગ લોકો સુરદાસને કહેવા લાગ્યા કે આ જંગલમાં ચોરનો બહુજ ત્રાસ છે માટે તમારાં લુગડાં કોઇ લઇ જશે માટે લાવો અમે સાચવીએ? અમો આગળ જઇ બેસીશું. તમે ધીરે ધીરે આવો. ઠગના વચનમાં સુરદાસને વિશ્વાસ આવતાં પોતાનાં કપડાં કાઢી પોટલીવાળી પેલા ઠગને આપ્યાં. પેલા ઠગોએ સુરદાસના હાથમાં બે પથરા આપ્યાને કહ્યું કે કોઇ બોલે તો છુટા ઘા કરજો એમ કહી તેનાં કપડાં લઇ પેલા ઠગો રવાના થઇ ગયા, સુરદાસ બીચારો જંગલમાં અથડાતો હતો તેને દેખી કોઇ સજ્જન મુસાફરે રસ્તો બતાવ્યો કે ભાઇ! તમે માર્ગ ભુલ્યા છો એટલે સુરદાસે તેને ઠગના કહેવા પ્રમાણે પથરાના ઘા મારવા માંડયા. આ તો એક સાધારણ દૃષ્ટાંત છે પણ તેના ઉપરથી સાર એ લેવાનો છે કે ખરા સત્પુરૂષો આપણને સત્ય રસ્તો બતાવે તેના ઉપર વિશ્વાસ નહિ આવતાં ઠગોના જુઠાં વચનો ઉપર તુર્ત વિશ્વાસ આવી જાય છે.

## દેહની ક્ષણભંગુરતા.

### રાગ—ધીરાના પદનો.

અવસર જાય છે રે મનુષા દેહનો મોંઘો,
આળસ કરીને રે શું અજ્ઞાની ઉંઘો—ટેક
મિથ્યા બાજી રે માયા કેરી જુઠી,
મોટા મોટા ધાયારે, અધવચ લીધા લુંટી-અવ૦
કોઈ નવ ઠરીયારે, માયા સુખના મોહમાં,
થઇ ગયા દુઃખીયારે, ઘણું રવડતા રોહમાં—અવ૦
આયુષ્ય અયુત (દશ હજાર) જીવતા જગમાય;
કાળે કરી ગયા કેટલા, ભળ્યા ભૂમીની માંય.
છત્રપતિ નૃપતિ ભલા, ભાગ્યશાળી ભૂપાલ;
પ્રજળ્યા પીંડ તેના પાવકે, ઝલાયા કાળ ઝાળ.
સ્વપ્ન સમાન સંસાર છે, ભોગ ભડકા સમાન;
જાણજે વિષ જેવા વિષયો, ધન્ય તે વૈરાગ્ય.
નારી સારી ગણ નાગણી, જાણે ધન જેવું મુળ;
દેહમાં સ્નેહ સજે નહિ, સ્મરૂ હરી સુખ મુળ.
મૃગ તૃષ્ણા જળભાળીને પીવા દે કોઈ દોટ;
મળે નહિ જળ તે કદી, મથે મર વરસ કોટ.
આકાશ અભ્ર સમાન છે, આ તન તણું આયુષ્ય;
તેમાં મોટાં મોટા કરે, મનસુબા આમ તુલ્ય.
કામ કાચો જળ વીજળી, પરપોહાને પ્રહાર;
ધન જોબનને આવરદા, નહિ ક્ષણ ટરનાર.
વૈભવ ભેગમાં વાસના, ટાળી ધરજે વૈરાગ્ય,
ભગવત સુત કહે શ્રીહરી, થશે રાજી અથાગ.
મેલી ધન માલ મેડી, હાલી ગઇ તારી હેડી;
ગયા જમ દુત તેડી, જંજાળી જીવ.
મમતામાં રહ્યો માલી, જમડા લઇ જાશે ઝાલી;

ઠાલે હાથે જઇશ ખાલી, જંજાળી જીવ.
જીવ જ્યારે ઉડી જાશે, કાયાના શા હાલ થાશે;
બહુ કાષ્ટમાં બાળશેરે, જંજાળી જીવ.
ક્ષણભંગુર સંસારને, મૃગ તૃષ્ણા સમ જોઇ;
ધર્મ સુખ માટે કરો, સત સંગત સૌ કોઇ.

બાર મહીનાનું વર્ષ ને તેર મહીનાનું કામ તે કોઇનું પુરૂં થવાનું નથી, માટે માયારૂપી બળતી ઝાળમાંથી જે કાઢ્યું તે આપણું. એટલે ધર્મના કામમાં ઢીલ કરવી નહી, કારણકે ઘડી પછી શું થવાનું છે તેની આપણને ખબર નથી. વળી સારાં કામમાં સો વિઘ્ન આવી ઉભાં રહે માટે ધર્મના કામમાં જરા પણ ઢીલ કરવાની નથી કારણકે પાણીના પરપોટાને ફુટતાં કેટલી વાર !

આયુષ્યનું પ્રમાણ નથી માટે તેના ઉપર જે વિશ્વાસ રાખી બેસી રહે તેને મૂર્ખ સમજવો.

અખા આશ્ચર્ય એ જ, આપે ન લહે આપને;
છે ત્યાં તેહનો તે જ, જાણીને જુજવો રમે.
અખા અણમળતી વાત, મેળવી લ્યોરે માનવી;
ઘેલા ચુકો ઘાત, તો પસ્તાવો પાછળ થશે.
અંતે જવું છે સર્વને, કો આજ કો કાલે જશે;
આયુષ્ય જ્યાં પુરૂં થયું, કે મરણ નક્કી આવશે.
નહિ અમર કોઇ સાંભળ્યો, નહીં અમર કોઇપણ થશે;
સારાં નઠારાં કૃત્યનું, માત્ર સ્મરણ અવિચળ હશે.

જગતમાં સૌ કોઇ જાણે છે કે આયુષ્ય બહુ જ ટુંકું છે છતાં તેને માટે કેમ આગળથી કોઇ ઉપાય નથી કરતા? શું બધા મોહરૂપી રાત્રિમાં સુતા છે? પણ યાદ રાખજો કે ભરતખંડમાં પુનઃ મનુષ્યનો દેહ મળવો દુર્લભ છે માટે સત્વર ચેતી જઇ સાચા સદ્ગુરૂના શરણે જઇ સ્વર્ગનો રસ્તો શોધી કાઢો કે જેથી કરીને તમારે અનેક પ્રકારનાં દુઃખો ભોગવવાં રહે નહીં.

સંસારનું સુખ સુધાસમાન, નિશ્ચે તમે માની રહ્યા નિદાન;
ખચિત થાશે અતિ એજ ખારૂં, કરો કરો કંઇક કામ સારૂં.

મનુષ્ય કાયા નથી મોજ માટે, ઘડી નથી તે પશુપક્ષી ઘાટે;
અખંડ સ્વર્ગે સુખ આપનારૂં, કરો કરો કંઇક કામ સારૂં.
સારૂ નરસુ કામ કરી, પછી જુઓ પરિણામ;
વિખ અમૃત વાવી જુઓ, દાખે દલપતરામ.

આ સંસારમાં પ્રાણી માત્ર બે દિવસના પરોણા છે. જેમ કોઈ સ્ટેશન ઉપર ધર્મશાળામાં રાત્રે હજારો માણસો ભેગાં રહી સવારમાં જુદાં પડી જાય છે તેજ પ્રમાણે આ સંસારમાંથી અચાનક હાલે હાથે ચાલ્યા જવાનું છે, માટે અમુલ્ય જીંદગીનો ઉપયોગ અવસ્ય દરેક પુરૂષે કરી લેવો જોઈએ.

હે ભાઇ જ્યાંસુધી દેહ સ્થિર છે ને મૃત્યુ દુર છે, ત્યાંસુધી આત્માનું કલ્યાણ કરવામાં તત્પર રહે. મરણ પ્રાપ્ત થયે શું કરી શકીશ?

તાણો કાચા તંતુનો, છે સઘળો સંસાર;
સાત તાતણાં સાંધતાં, બીજા તુટે તેર.
અટકાવ્યાં અટકે નહિ, જે વેગે વહી જાય;
કાંતો થાકીને રહે, કાંતો તે ભટકાય.

હું મૃત્યુના મુખમાં રહ્યો છું, મારૂં આયુષ્ય ક્ષણ માત્ર નથી, એમ માની યથેષ્ટ દાન ધર્મ આચરવાં.

ઘણા માણસો કામથી નહિ પણ ચિંતાથી વધારે ઘસાઇ જાય છે અને એવાઓને માટે આપણા મુસ્લિમ ભાઈઓની રીત બહુ સારી છે તેઓ એમ માને છે કે "કલકી બાત કલ હય". તમે ખેતરનું ઘાસ અને એનાં ફુલો જુઓ તે કેવાં ઉગે છે? એ વૈતરૂં કરતા નથી, ભમતા નથી, છતાં રાજા સોલોમન પણ એના જાહોજલાલીના વખતમાં પણ એમના જેવો શોભતો ન હતો! જે ઘાસનું જીવન ક્ષણિક છે, જે આજ છે ને કાલે ઢોરના પેટમાં ચાલ્યું જશે, એવાં ઘાસને પણ જો પરમેશ્વર આવાં સારાં આભુષણ પહેરાવે છે, તો હે ભાઇ! ઇશ્વર ઉપર શ્રધા વગરના પામર જીવ, તું શું એમ સમજે છે કે તને એ નાગો ભૂખ્યો રાખશે?

રાજા હોય તેને પણ મૃત્યુ આવે તો લાખો કરોડો રૂપિઆ આપવામાં આવે તો પણ મૃત્યુ તેને છોડતું નથી. આ પ્રમાણે પ્રાણી

માત્રનું આયુષ્ય પરાધીન છે. વળી જીવનદશામાં પણ પ્રાણીને અનેક પ્રકારના દુઃખો, સંકટો, ચિંતાઓ અને ઉદ્વેગો વળગેલા હોય છે. તે સર્વનું વર્ણન થઈ શકે એમ નથી. ટુંકમાં એજ કહેવાનું કે સંસારરૂપી આ ભરપુર બજારમાંથી ઇશ્વરરૂપી પરમસુખપ્રદ સત્ય વસ્તુનો નફો કરી લ્યો; અને તેમ કરશો ત્યારેજ સંસારના કષ્ટોનું નિવારણ થઇ શકશે.

અરે મૃત્યુલોકના પામર પ્રાણી? તું શું ગર્વ કરી રહ્યો છે? આજકાલમાં તારે હાલે હાથે શ્રીહરિની હજુરમાં જવાનું છે, માટે તારાં થોડા આયુષ્યમાં તું તારૂં સુધારી લે, નહિ તો આવો સમય પુનઃ તને કદી પણ પ્રાપ્ત થશે નહિ.

## વહેલા મોડું સૌને જવાનું છે.

### છપ્પો.

કોઇ આજ કોઇ કાલ, કોઇ માસે છ માસે,
કોઈ વરસ દશબાર, કોઇ પચાસ પચાસે.
કોઇને થાયે સાઠ, કોયને થાયે એંશી,
નામ તેટલાનો નાશ છે, ધરમ એવો મન ધારવો;
શામળ કહે મૂરખ કરે, ગંદી દેહનો ગારવો.

आयुर्वर्षशतंनृणांपरिमितं रात्रौतदर्धंगतं
तस्यार्धस्य परस्य चार्धमपरं बालत्व वृद्धत्वयोः ।
शेषं व्याधि वियोग दुःख सहितं सेवादिभिर्नीयते
जीवेवारितरंग चंचलतरे सौख्यं कुतः प्राणीनाम् ॥

અર્થઃ—માણુસના આયુષ્યની મર્યાદા સો વર્ષ સુધીની છે તેમાંથી પચાસ તો રાત્રિમાં ગયાં, બાકી રહેલા અરધાનું અરધ બાળપણમાં તથા વૃદ્ધાવસ્થામાં ગયું, હવે બાકી જે શેષ રહ્યાં તે રોગ, વિરહ, સંકટ અને બીજાની સેવા વગેરેમાં જાય છે, માટે પાણીની લહેર પ્રમાણે પરમ ચંચળ એવું જે જીવતર તેમાં પ્રાણીઓને સુખ ક્યાંથી મળે.




## જીવ એ પરદેશી પરોણો છે.

પરદેશી છે આ પ્રાણી પરોણો,
તે રહી રહીને કેટલું રહેશેજી;
ચાલુ ચાલુ નીત ચિત ચીતવે છે,
ચાલી અચાનક દેશેજી—પરદેશી.
મારૂં મારૂં કરી મમતે મરે છે,
ચાલતાં એ શું શું લેશેજી;
માયા મોહમાં મતિ ભરમાણી,
ઉપદેશ અંતરે ન બેસેજી—પરદેશી.
જાતી વેળા કહે કાંઇ ન કમાણો,
કેડે કાણીઆ એમ કહેશેજી;
નિષ્કુળાનંદ કે ભજી લ્યો ગોવિંદ,
એ વાત હૈયામાં જો બેસેજી—પરદેશી.

## રાજા ગોપીચંદની વર્ષગાંઠ.

ગોખ ઉપર બેઠેલી ગોપીચંદ રાજાની માતુશ્રી પુત્રને સ્નાન કરતી વખતે મનમાં હર્ષ પામવા લાગી. અહા! મ્હારા પુત્રનું શરીર કેવું ગૌર છે, વળી કેવું રૂષ્ટપુષ્ટ છે. એટલામાં તેના મનમાં મનુષ્ય દેહ ક્ષણભંગુર છે, એવું આવતાં તેની આંખમાંથી એકાએક આંસુનાં ટીપાં પડવા લાગ્યાં, તે ગોપીચંદની પીઠ ઉપર પડતાં તુરત તેણે ઉંચું જોયું. ત્યાં પોતાની વ્હાલી માતુશ્રીને દીલગીર થતાં જોઇ! તુરત તેઓ રંગમહેલમાં ગયા ને માતુશ્રીને પુછવા લાગ્યા! માતુશ્રી! આજ તમે મ્હારા જન્મ દિવસને દિવસે ખુશી થવાને બદલે આટલાં બધાં દીલગીર

શામાટે થાઓ છો ? તેનું કારણ મને કૃપા કરીને કહો.

તુરત જ માતુશ્રીએ પોતાના વ્હાલા પુત્ર ગોપીચંદને કહ્યું, પુત્ર ! દીલગીર થવાનું બીજું કાંઇ કારણ નથી. આ તારૂં સુવર્ણ સમ ગૌર શરીર અગ્નિમાં એક વખત બળી જશે, કેમકે મનુષ્ય શરીર તો નાશવંત છે. એના માટે જ મને દીલગીરી થાય છે કે જો મ્હારો પુત્ર અમર થાય તો જ તેની વર્ષગાંઠ ખરી કહેવાય ? નહિ તો તેના ક્ષણિક આયુષ્યમાંથી એક વર્ષ ઓછું થયું ગણાય તેનો હર્ષ સમજુ મનુષ્યને કેવી રીતે થાય ? એટલા માટે મને હર્ષ થવાને બદલે આ તારી વર્ષગાંઠના દિવસે ઉલટી દીલગીરી થાય છે. ગોપીચંદ રાજા તુરત માતુશ્રીની દીલગીરીનું કારણ પોતાના મનમાં સમજી ગયા અને વિચાર કરવા લાગ્યા કે અહો ? મનુષ્ય દેહ ઉતમ છે ખરો પણ તે ક્ષણભંગુર એટલે સહેજ વારમાં નાશ પામે. એવા દેહ ઉપર ગુમાન રાખવું એ કેવળ મૂર્ખાઈ છે. એકદમ પોતાને તીવ્ર વૈરાગ્ય થતાં તુર્ત રાજપાટ છોડી પ્રભુની ભક્તિમાં જોડાઇ અમરપદ પામ્યા એવી વાત શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. માટે ભલે રાજ મળે કે દેવની મહાન પદવી મળે પણ એક દિવસ વિનાશ થવાનો તો અવસ્ય જ છે, માટે આ સંસારના ક્ષણિક સુખોનો ત્યાગ કરી અવિનાશી સુખ મેળવવા હમેશાં ઇચ્છા રાખવી એ દરેક મનુષ્યનું ખાસ કર્તવ્ય છે.

### દોહરો.

ક્ષણભંગુર આ દેહની, જનને મમત અપાર;
પય પરપોટા પેઠ ગણ, પળમાં નાશ થનાર.

આપણાં ૬૬૬ વર્ષ થાય ત્યારે બ્રહ્માની એક લવ થાય છે ને ૪૦૦૦૦ વર્ષ થાય ત્યારે નિમિષ થાય છે. તેટલી આયુષ્ય તો કોઇની જણાતી નથી. માટે મૃત્યુલોકના મનુષ્યની આયુષ્ય બહુ જ ટુંકી છે અને કરવાના કાર્ય ઘણાં છે માટે વૃથા સમય નહિ ગુમાવતાં સત્ય કૃત્ય સત્વર કરી લેવું.

મહાન રાજાઓ અને શ્રીમાન પુરૂષો પોતાનું રાજ્ય અને વૈભવ

છોડી જંગલમાં જતા રહ્યા તેનું શું કારણ હશે ? તેણે મનમાં વિચાર કર્યો કે જગતનો વૈભવ ક્ષણિકને નાશવંત છે, માટે અવિચળ સુખ મેળવવું જોઇએ કે વખતો વખત જન્મ મરણની બેડીમાં ફસાવું પડે નહિ.

## મૂર્ખના લક્ષણ.

### દોહરો.

મૂરખ માથે શીંગડાં નહિ નિશાની હોય;
સાર અસાર વિચાર નહિ, જન તે મૂરખ જોય.

પારકાને થતું દુ:ખ જોઈને જે સુખ માને છે ને પારકાનું સુખ અને સંતોષ જોવાથી જે દુ:ખ માને છે.

આદર વિનાનું બોલવું, ગયેલાનો શોક કરવો તેને મૂર્ખ કહે છે. પોતાનો સ્વાર્થ સધાય ત્યાંસુધી જ નમ્રતા ધારણ કરે છે.

ઉત્તમ ગ્રંથ પોતે વાંચતો નથી તેમ બીજાને વાંચવા દેતો નથી. સમર્થ પુરૂષોની સાથે ઈર્ષા કરે છે.

ઘરમાં સ્વરૂપવાન સ્ત્રી છતાં પરદારા સાથે સ્નેહ રાખે છે. ધનવાન થયા પછી જુની ઓળખાણને ભૂલી જાય છે, પોતા પાસે વિદ્યા, વૈભવ, ધન, પુરૂષાર્થ, સામર્થ્ય, માન ઇત્યાદી કાંઇ ન હોવા છતાં મિથ્યાઅભિમાન રાખી ફુલાય છે.

વિષય ભોગવવામાં જે કેવળ નિર્લજ્જ બની જાય છે. ઈશ્વર પ્રત્યેનો વિશ્વાસ છોડી દઇ મનુષ્યોનો વિશ્વાસ કરે. જે ડાળ ઉપર બેઠો હોય તેને જ કુવાડા વતી કાપે છે. સ્ત્રીઓ તથા બાળકો પાસે ગુપ્ત વાતો કર્યા કરે છે. જે પોતાની આંટ અથવા શાખ સાચવી શકતો નથી. ચોર લોકોને પોતાની ઓળખાણ આપે છે.

પોતે પરોપકાર કરી જાણે નહિ, ઉપકાર કરનાર ઉપર જે અપકાર કરે, જે થોડું કરીને વધુ કહી દેખાડે તેને મૂર્ખ કહે છે.

## ચકલીની ચતુરાઈ.

એક પારધિના પંજામાં એક વખતે ચકલી આવી જતાં પારાધીએ તેને મારી નાંખવાનો મનસુબો કર્યો. ચકલીએ મનમાં વિચાર કર્યો કે હવે ઉગરવાનો એક ઉપાય નથી માટે કાંઇ યુક્તિ

કરવી જોઈએ? એમ ધારી ચકલી હસવા લાગી! પારધિએ હસવાનું કારણ ચકલીબાઈને પૂછ્યું ત્યારે તે કહેવા લાગી કે મ્હારા પેટમાં સોનાની ત્રણ મોટી ઈંટો છે તે હું ખોખારો ખાઉં છું ત્યારે બહાર નીકળે છે. પારધિ લોભી હતો તેથી તેને ચકલીનું બોલવું સત્ય લાગ્યું તેથી કહેવા લાગ્યો કે તારી સોનાની ઈંટો તું મને કૃપા કરીને આપ! ચકલી કહે ભાઇ! મહારી ક્યાં ના છે? તું મને જરા છુટી કરે તો હું ખોંખારો ખાઇને મારા પેટમાંથી ઈંટ કાઢી આપું. પારધિએ ચકલીને તુરત સોનાની લાલચે છુટી મુકી એટલે તુરત ચકલી પાસેના ઝાડ પર જઇ કહેવા લાગી. અરે મૂર્ખ! તને આટલું પણ જ્ઞાન નથી કે હું પાશેરનું પ્રાણી છું તો મહારા પેટમાં સોનાની ત્રણ ઈંટો કેમ સમાતી હશે! મને ખાતરી થઇ છે કે લોભીઆ જનોને જ્ઞાન હોતું નથી. એતો હમેશાં પોતાનો સ્વાર્થ જ ગોતે છે એટલું કહી ચકલી ઉડી ગઇ ને પારધીને કહેતી ગઇ કે તું એક મહારી શિખામણ યાદ રાખજે હો, ન્હાનો માણસ મોટી વાત કરે તે સાચી માનવી નહિ" પારધિ બિચારો સોનાની લાલચથી હાથ ઘસતો રહ્યો. જગતમાં પણ આધુનિક સમયમાં કેટલાક યોગી પુરૂષો ઢોંગ ચલાવી હજારો રૂપિઆનો માલ ભોળા જનોનો લઇને ભાગી જાય છે પણ તેઓ એમ નથી સમજતા કે એવી રીતે ધન પ્રાપ્ત થતું હોય તો તે શામાટે બીજાને સુવર્ણ બનાવી આપવા પુરૂપાર્થ કરે, પોતાના જ માટે જ સોનું પેદા કરી કેમ શ્રીમંત થતા નથી? પણ એવું તો કાંઇ બનતું નથી માટે હમેશાં એવા ઠગ લોકોથી સાવધાન રહેવા માટે આ ચકલીબાઇની સાદી શિખામણ છે.

## સહાય થનાર શંકરને ભયમાં નાંખનાર વૃકાસુરનું વૃત્તાંત.

એક સમયે કશ્યપનો પુત્ર વૃકાસુર તપ કરવાની અભિલાષા ધરીને ઘેરથી બહાર નિકળી પડયો. માર્ગમાં ચાલતાં ચાલતાં થોડેક દુર જતાં નારદ મુનિનો ભેટો થયો, તેને જોઇને વૃકાસુરે અતિ આદરપૂર્વક દંડવત કર્યા અને હાથ જોડી નારદને પુછવા લાગ્યો કે

મહારાજ બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ એ ત્રણ દેવતાઓ તો ખરા પણ એ ત્રણમાંથી શિઘ્ર વરદાન આપનાર કોણ છે? તે મને કૃપા કરીને કહો, હું તેમની તપશ્ચર્યા કરવા જાઉં. નારદ બોલ્યા સાંભળ? આ ત્રણ દેવતાઓમાં કેવળ મહાદેવજી મોટા વરદાયક છે તેમને રાજી થતાં વાર લાગતી નથી, તેમ કોપાયમાન થતાં પણ વાર લાગતી નથી. સહસ્રાર્જુનને થોડી જ તપશ્ચર્યાથી સહસ્ર હાથ આપી દીધા હતા. એવા તે ભોળા છે માટે ભોળાનાથ કહેવાય છે. માટે તું તેની તપશ્ચર્યા કર તો થોડી મુદતમાં તારા ઉપર સંતુષ્ટ થઇ તારી મનની ધારણા તૃપ્ત કરશે. આ વચનો સાંભળી વૃક્રાસુર શંકરની આરાધના કરવા મંડી ગયો. સાત દિવસની અંદર પોતાના શરીરમાંથી માંસ કાઢી કાઢીને હોમમાં દેવા લાગ્યો. આઠમે દિવસે જ્યારે શિર કાપી હોમવા તૈયાર થયો ત્યારે શંકરે ઝટ વૃક્રાસુરનો હાથ પકડી કહ્યું કે હું તારા ઉપર પ્રસન્ન થયો છું, બોલ તારી ઇચ્છા પ્રમાણે તું મ્હારા પાસેથી માગી લે, હું આપવા તૈયાર છું. તુરત વૃક્રાસુર હાથ જોડી કહેવા લાગ્યો કે પ્રભુ મને એવું એકજ વરદાન આપો કે જેના શરીર ઉપર હાથ મુકું તે એકજ પળમાં ભસ્મિભૂત થઇ જાય. શંકર તથાસ્તુ કહી ચાલતા થયા. વૃક્રાસુરના મનમાં આવ્યું કે લાવ શંકરના શિરપર હાથ ધરૂં જોઇએ? શું થાય છે. એમ ધારી શંકરના શિરપર હાથ ધરવા શંકર પાછળ દોડયો શંકરને વૃક્રાસુરને પાછળ દોડતો આવતો જોઇ ભય ઉત્પન્ન થયો અને તેથી નાસવા મંડયા. શંકર જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેની વાંસે વૃક્રાસુર દોડવા લાગ્યો. છેવટે શંકર અતિશે વ્યાકુળ થઈ વૈકુંઠમાં ગયા. મહાદેવજીને જોઇ શ્રી મહાપ્રભુજી પ્રસન્ન હૃદયે સામા આવ્યા. પ્રથમ મહાદેવજીની બધી વાત સાંભળી ત્યારબાદ શંકરનું રક્ષણ પોતે તરત વિપ્ર વેશ ધારણ કરી વૃક્રાસુર સન્મુખ આવી બોલ્યા. અરે અસુરરાય! તમે શંકર પાછળ શું કરવા શ્રમ કરો છો? મને સમજણ તો પાડો. બ્રાહ્મણનો આવો શબ્દ સાંભળતાં વૃક્રાસુરે સર્વ વાત કહી. બ્રાહ્મણે વાત સાંભળી કહ્યું. વૃક્રાસુર તું આ શું બકે છે? શંકરે તને દગો દીધો

છે? શું શંકરનું વરદાન કોણ ખરૂં માને છે? તને ફસાવી ગયો. મારૂં કહેવું જો તને જુઠું લાગતું હોય તો તારા પોતાના જ માથાપર તું હાથ કાં નથી ધરતો? વૃકાસુરે કહ્યું સારૂં થયું મહારાજ, તમે મળ્યા, મારા શિરપર હાથ ધરતાં તો કાંઇ થતું હોય એમ લાગતું નથી. બ્રાહ્મણે કહ્યું કે ત્યારે નકામો શા માટે હેરાન થાય છે? લે હું પણ જોઉં તો ખરો કે તું તારે માથે હાથ મુકતાં કાંઇ થતું નથી. પછી શંકરની વાત છે. વૃકાસુરે પોતાનો હાથ પોતાના શિર ઉપર બ્રાહ્મણને ખાત્રી થવા સારૂ મુકયો. હાથ મુકતાંની સાથે વૃકાસુર બળીને ભસ્મિભૂત થઇ ઢગલો થઇ પડયો. અસુર મરતાં જ સુરપુરમાં આનંદનાં વાજાં વાગવા માંડયાં અને સર્વ દેવતાઓ મળી જય જય કરી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.

### દોહરા.

શઠને તો શિક્ષા વિના, કદી ન આવે શાન;
કહીએ પશુને કરગરી, તોએ ન તજે તોફાન.
કદી ઉલુક અનેક મળી, કહે સૂર્ય નિસ્તેજ;
પણ જાણો નિશ્ચે તમે, અંતે જુઠા એજ.

### ભારદ્વાજ ખેડુત.

એક વખતે બુદ્ધ દેવ મગધરાષ્ટ્રમાં એક નાળા નામના બ્રાહ્મણ ગામમાં રહેતા હતા. તે વેળાએ ભારદ્વાજ બ્રાહ્મણના ખેતરમાં ખેડવાનું કામ ચાલતું હતું તેહેણે આ કામમાં પાંચસો હળ રોકેલાં હતાં. એક દિવસ ભારદ્વાજે ખેતર ખેડનારા લોકોને મિજબાની આપી. તે ઉજાણી ચાલતી હતી એવામાં બુદ્ધ ભગવાન ભિક્ષુકનું રૂપ ધારણ કરી અને પોતાનું ભિક્ષાપાત્ર હાથમાં લઇ એક બાજુએ ઉભા રહ્યા.

બુદ્ધને ભિક્ષા માટે ઉભા રહેલા જોઈ ભારદ્વાજ બોલ્યો, "હે શ્રમણ! હું ખેડુ છું, વાવું છું અને મારો નિર્વાહ કરૂં છું, તે પ્રમાણે તુંએ ખેતી કરી ત્હારો નિર્વાહ કર, ભિક્ષા શા માટે માગે છે?"

બુદ્ધે જવાબ આપ્યો, "હું પણ ખેતી પર જ મારો નિર્વાહ કરૂં છું."

બ્રાહ્મણે કહ્યું, "વાહ! તું પોતાને ખેડૂત કહેવરાવે છે પણ ત્હારાં ઓજારો કાંઇ દેખાતાં નથી એ શું? તારી ખેતી વળી કેવા પ્રકારની છે તે કહે જોઇએ."

બુદ્ધ બોલ્યા, "શ્રદ્ધા એ બી છે, ત્હેના ઉપર સદાચરણની વૃષ્ટિ થાય છે. પ્રજ્ઞા એ મ્હારૂં હળ છે, અને પાપ કરવામાં રહેલી શરમ એ તે હળનો વચલો દાંડો છે, મનરૂપી દોરીથી એ હળ બાંધેલું છે. સ્મૃતિ એ મ્હારા હળનું ફળ અને શાન્તિ એ મ્હારી વિશ્રાન્તિ છે, મ્હારો ઉત્સાહ એ જ મારા બળદ છે. મ્હારૂં આ હળ નિર્વાણની દિશામાં ખેડી રહ્યું છે. આ પ્રમાણે કરેલી ખેતી, હે ભારદ્વાજ! અમૃત સમાન ફળ આપવાની છે. આવા પ્રકારની ખેતી કરનારો મનુષ્ય સર્વ દુઃખોમાંથી મુક્ત થાય છે." આ બોલવું સાંભળી ભારદ્વાજ બ્રાહ્મણ મોટી થાળીમાં દૂધની ખીર લાવ્યો અને તે બોલ્યો, "હે ગૌતમ! આ ખીર આપ આરોગો. ભારેમાં ભારે ફળ આપનારી ખેતીના કરનારા આપ ખેડૂત છો!"

બુદ્ધ બોલ્યા, "મ્હેં આજ તારી સાથે ત્હને શિક્ષા આપવા સંબંધે સંવાદ કીધો છે, માટે આજ આ ભિક્ષા સ્વીકારવી મ્હારે માટે અયોગ્ય છે, તું બીજા કોઇ પણ સત્પુરૂષને આનંદથી સંતુષ્ટ કર કેમકે સાધુસંત એ પુણ્યના ખેતરો જ છે."

## ગયાનો શોક વૃથા.

કોઈ એક સમય બુદ્ધ ભગવાન્ જેતવનમાં અનાથપિંડિકના આશ્રમમાં રહેતા હતા. એક દિવસ રાજા પ્રસેનદિ કોસલ જેતવનમાં આવી બુદ્ધને નમસ્કાર કરી એક બાજુએ બેઠો. એવામાં રાજાની માનિતી રાણી માલિકા પરલોકવાસી થયાના સમાચાર આવ્યા. તે સાંભળી રાજા શોકાકુલ થયો ત્યારે બુદ્ધ બોલ્યા, "મહારાજ, જરા ધર્મી પદાર્થને જરા ન આવવી, મરણધર્મી પદાર્થને મરણ ન આવવું,

વ્યય ધર્મા પદાર્થનો વ્યય ન થવો અને નાશવંત પદાર્થનો નાશ ન થવો, એવું બ્રહ્મદેવ સુદ્ધાં કહી શકનાર નથી. પણ મહારાજ! આવા પ્રસંગે અજ્ઞજન એવો વિચાર કરતા નથી કે મહારાજ પ્રિયજનને જરા, મરણ, વ્યાધિ આવે છે એવું નથી, એ સર્વ જગતનો ધર્મ છે. પ્રાણી માત્ર જરા મરણમાં સપડાએલા છે, અને મહારાજ! અજ્ઞ મનુષ્યને આ પ્રમાણે યથાર્થ વિચાર કરતાં ન આવડવાથી શોક ઉત્પન્ન થાય છે, ત્હેને ધંધો સુઝતો નથી, અન્ન રૂચતું નથી, ત્હેની અંગકાંતિ નષ્ટ થાય છે, કામકાજ બંધ પડે છે, અને તેના શત્રુ આનંદિત થાય છે. માટે પોતાના અંતઃકરણમાંનું વિખારી શોકશલ્ય કાઢી નાંખી હમેશાં ગઇ વસ્તુનો શોક ન કરવો. પ્રભુની ઇચ્છા પ્રમાણે સઘળું બને છે. જો આપણું ચાલતું હોય તો આપણે કોઈને મરવા દઈએ નહિ માટે ગઇ વસ્તુનો શોક કરવો એ મૂર્ખાઇ છે. જો મનુષ્યને દીલગીરી કરવાથી કાંઇ ફાયદો થતો હોય તો દીલગીરી કરવી વાસ્તવિક છે પણ પ્રભુના કૃત્ય ઉપર દીલગીરી કરવાથી પ્રભુ નારાજ થાય છે.






## સત્પુરૂષ અને દુર્જન.




### સત્સંગ મહિમા.

એક વખતે નારદજી વૈકુંઠમાં ભગવાન પાસે બેઠા હતા, ત્યાં ભગવાન "લવ સત્સંગ" ની તુલના એક તુલામાં કરતા હતા. એક પલ્લામાં સ્વર્ગ મૃત્યુ અને પાતાળનું સુખ મુક્યું અને બીજા પલ્લામાં લવ સત્સંગનું સુખ મુક્યું તે ત્રણ લોકના સુખ કરતાં વધી પડ્યું. તે જોઇને નારદજીને અતિશે આશ્ચર્ય થયો. તેથી ભગવાનને પુછવા લાગ્યા કે હે દીનબંધુ ! શું સત્સંગનો આટલો બધો મહીમા હશે ? કે ત્રણ લોકના સુખથી તેની વધારે કીંમત થાય ? તે ઉપરથી ભગવાને કહ્યું કે, નારદજી ! એ વાત તમારા સમજવામાં આવી નથી, કોઇ વખત પ્રસંગ આવતાં તાદ્દસ્ય તમોને બતાવીશ, એટલે તમારી ખાત્રી થશે. નારદજી કહે એ પ્રસંગ તો ક્યારે આવે ? મને તે અલૌકિક સુખનો અનુભવ અત્યારે જ કરાવો તો ઠીક. તે ઉપરથી ભગવાને નારદજીને કહ્યું કે તમે યમુના નદીના કાંઠા ઉપર જાઓ ત્યાં એક [illegible] ઉભી હશે. તેના પાસે તમે જશો ત્યારે તેને વાછરડો અવતરશે !

તેને સત્સંગનું મહાત્મ પુછશો એટલે અથેતિ કહેશે. ભગવાનના વચન ઉપર વિશ્વાસ રાખી નારદજી યમુના નદીના કાંઠા ઉપર ગયા ત્યાં એક ગાય ઉભેલી તેના જોવામાં આવી. નારદના દર્શન થતાં તે ગાયને વાછડો અવતર્યો. તેને ભગવાનનો પ્રશ્ન પુછતાં ગાયને વાછડો મરી ગયાં, આ ઉપરથી નારદના મનમાં થયું કે ભગવાને મ્હારી મશ્કરી કરી છે, નહિ તો આમ બને કેમ? તુરત ભગવાન પાસે જઇ કહેવા લાગ્યા કે હે પ્રભુ! શું સત્સંગનું આવું મહાત્મ હોય કે! ભગવાને કહ્યું નારદજી! એનો ભેદ તમે સમજ્યા નહિ! હવે જાઓ બદરીકાશ્રમમાં, ત્યાં એક ઝાડ ઉપર કાકીડો બેઠો હશે? તે તમોને સત્સંગનું મહાત્મ બતાવશે? પુઃન વિશ્વાસ રાખી નારદજી બદરીકાશ્રમમાં ગયા, ત્યાં કાકીડાને વૃક્ષપર બેઠેલો દેખી કહેવા લાગ્યા કે હે કાકીડા! સત્સંગનું શું મહાત્મ છે? આટલા શબ્દો સાંભળતાં કાકીડો ઝાડ ઉપરથી પડી મરી ગયો. નારદજી બહુ જ દીલગીર થયા ને વીલે મોઢે ભગવાન પાસે આવી કહેવા લાગ્યા જોયું તમારૂં સત્સંગનું સુખ? એ ત્રણ ખુન તો મારે હાથે કરાવ્યાં મારે એ સુખ જોવું નથી. ભગવાને કહ્યું નારદજી ધીરજ રાખો. આનો ભેદ તમે સમજી શકયા નહિ. હવે મારા વચનમાં વિશ્વાસ રાખી એક વખત મારૂં કહ્યું કરો? એટલે તમોને સત્સંગનું મહાત્મ ખરેખર જણાશે! દીલ્હીમાં નગરશેઠને ઘેર તમે જાઓ, તમે જાશો તે વખતે નગરશેઠને ત્યાં તેના ખોટના દીકરાની છઠ્ઠી હશે! તેને સત્સંગનું મહાત્મ પુછજો એટલે તમોને તે સમજાવશે! નારદજી ભગવાનના વચનમાં અચળ શ્રધા રાખી દીલ્હીમાં નગરશેઠને ત્યાં ગયા તો ત્યાં ભગવાનના કહેવા પ્રમાણે નગરશેઠના પુત્રની છઠ્ઠી હોવાથી બહુ જ ધામધુમ થઇ રહી હતી. નારદનું આવાગમન સાંભળી શેઠને ઘેર વિશેષ આનંદ થયો. નારદજીએ ઘરમાં જઇને પુત્રને પુછ્યું પુત્ર! સત્સંગનું શું મહાત્મ હશે? આ શબ્દો સાંભળતાં જ પુત્ર મરી ગયો. નગરશેઠના ઘરમાં એકનો એક ખોટનો પુત્ર મરી જવાથી સૌં અતિશે રોવા લાગ્યાં. નારદજીને પણ બહુ જ દુઃખ ઉત્પન્ન થયું

ને ત્યાંથી મહામહેનતે ભાગી નિકળ્યા ને ભગવાન પાસે આવી કહેવા લાગ્યા કે મહારાજ મારે તમારા સત્સંગનું સુખ નથી જોઇતું? મેં સત્સંગના મહાત્મ માટે છ જણનાં મોત નીપજાવ્યાં. શું સત્સંગનું એવું મહાત્મ હશે : એ મહાત્મ્ય મારે હવે જોઇતું નથી.

ભગવાને કહ્યું નારદજી હજુ તમે સમજ્યા નહિ. જુઓ આ ગાયને વાછડો તથા કાચીંડો અને નગરશેઠનો પુત્ર એ ત્રણે આ લોકની વાસનાથી વખતો વખત સંસારમાં જન્મ ધરતા હતા. તમારા જેવા અનાદિ મુક્તના સહેજ દર્શનનો યોગ થતાં જન્મ મરણના ફેરામાંથી મુકાઇ અવિચળ સુખને પામ્યા છે, માટે સત્સંગ જેવી કોઈ અમૂલ્ય વસ્તુ નથી. એને તો ફક્ત તમારાં દર્શન થયાં એમાંથી માયાનું આવરણ છુટી ગયું છે, પણ જો કોઇ મનવચને તમારો સમાગમ કરે તો તેને શું ખામી રહે? તે માટે મહાત્મા તુલસીદાસજીએ કહ્યું છે કે

એક ઘડી આધી ઘડી, આધી મેં પણ આધ;
તુલસી સાધુ સંતકી, કટે કોટિ અપરાધ.
વિચાર રે વીર સંત તો, સગા છે સૌ જનના,
વિચાર રે વીર દયાળુ, દીસે છે મોટા મનના.
વિચારે વીર અનંત, ઉધર્યા સતસંગથી,
વિચારે વીર પ્રસિદ્ધ, પુરાણે તે છાના નથી.

ખરા બાવના ચંદનના એક ટીપાથી ઉકળતું તેલ શીતળ થઈ જાય છે તેજ પ્રમાણે સંતના સમાગમથી પાપી મનુષ્યોનો પણ તુર્ત ઉદ્ધાર થઇ જાય છે.

જ્યારે ખરા સંતનો સમાગમ મળી જાય છે ત્યારે એકદમ લક્ષણો બદલવા મંડી જાય છે અને પ્રભુપ્રેમ વધતો જાય છે.

સંત બટે પરમારથી, શીતલ ઉનકે અંગ;
તપત બુઝવે ઓરકી, દે દે અપનો રંગ.

સત્પુરૂષની સાથે રહેવું, સત્પુરૂષનો સંગ કરવો, તેમજ સત્પુરૂષની સાથે વાદવિવાદ તથા મિત્રતા કરવી તેમાં હમેશાં ઉત્તમ લાભો સમાએલા છે.

## સંગતનો પ્રતાપ.

સંગતનો પરતાપ, કનક પારસથી થાયે;
સંગતનો પરતાપ, તરૂથી શીતલ થાયે.
સંગતનો પરતાપ, છીપમાં મોતી બાઝે;
સંગતનો પરતાપ, તૃષા સરોવરથી ભાજે.
પ્રતાપ સંગત અતીઘણો, મુખે નવ જાય કહ્યો;
ગોપાલ પ્રતાપ સંગત થકી, ચોરાસી જાયે વહ્યો.

## સંતનો મહીમા.

હો નગરકે વન અજન તેને, ઉભય એક સમાન છે;
જે મોહ જેના સાધુના, મનમાં તમાં કાંઈ નથી.
તૃષ્ણા આશા કામ તજ, સ્વાદ રહીત સો સંત;
ઓર ભેખ સંસારમે, ભટકત ઉદર ભરંત.
જો કો અતી નિંદા કરે, દેત કઉ અતી દંડ;
સબમેં રહે જ્યું સંતકો, આતમભાવ અખંડ.
આનંદ હરીકે અમલમેં, દીલમે નહી દીલગીર;
તન, મન ધનકું ત્યાગકે, ફીરત હે ફુલ ફકીર.
સંકટસેં સાધુ ભયે, સાધુસે મુનીજન હોય;
ચલા જાય વૈકુંઠમેં, પલ્લા ન પકડે કોય.

લોહ એક વખત મણીનો સ્પર્શ કરી સોનું બને છે પછી તેને કાદવમાં રાખી મુકો કે ગમે તો બીજા કોઈ મલીન સ્થાનમાં રાખે પણ તે સોનું તે સોનું જ રહેશે. તે પુનઃ કદી પણ લોહ થશે જ નહીં. જેણે ઇશ્વર પ્રાપ્ત કર્યા છે તેની અવસ્થા તેવી જ છે.

દુધ અને જળને એક સાથે રાખવાથી તે એકત્ર થઈ જાય છે, પરન્તુ દુધનું માખણ કરી જળ સાથે મળી શકતું નથી. ઇશ્વર પ્રાપ્ત કરી શકાય તો પછી હજારો સંસારી બદ્ધ જીવોની સાથે રહેવા છતાં મનુષ્યને કોઇપણ બંધન બદ્ધ કરી શકતું નથી.

## દધિચી ઋષિનો પરોપકાર.

દધિચી ઋષિનો પરોપકાર બહુ જ વખાણવા જેવો હતો. જ્યારે

ઇંદ્ર વિગેરે દેવતા તેના પાસે તેના હાડકાની માગણી કરવા લાગ્યા ત્યારે ઋષિ બોલ્યા કે દેવતાઓ! આ હાડકાં કાગડા કુતરાને કામ આવે તેના કરતાં તમને કામ આવે તે કેવું સારૂં? એમ કહી પોતાના પ્રાણનો ત્યાગ કરી દેવતાઓને પ્રસન્ન કર્યા. આજ પણ ભારતવર્ષમાં એ મહાન ઋષિનું પવિત્ર નામ પરોપકાર માટે પ્રસિદ્ધિને પામેલ છે.

## સદ્ગુરૂના સંગથી સદ્ગતિ મળે છે.

મહાત્માઓનો સંગ રાખવાથી મનુષ્યને સદ્ગતિ મળે છે. વિષ્ટાને ગાય ખાય છે તેથી વિષ્ટા પવિત્ર થાય છે, ગંદુ પાણી ગંગાજીમાં પડવાથી શુદ્ધ થાય છે.

તું કદી જ્યાં લગી જ્યાં લગી, સત્સંગે ન ચડીશ;
ત્યાં લગી ત્યાં લગી તું ખરે, ખળને પાશ પડીશ.

એક ભમરાને ગીંગા સાથે દોસ્તી થઇ. તે વખતે ભમરાને એમ થયું જે મારો મિત્ર ગીંગો છાણની ગોળીઓ વાળી તેની સુગંધ હમેશાં લીએ છે માટે તેને કમળની સુગંધ લેવરાવું તો ઠીક. એમ ધારી ગીંગાને ભમરો કમળ પાસે લઇ જઈ કહેવા લાગ્યો, કેમ તને કમળની કેવી સુગંધ આવે છે? ત્યારે ગીંગો બોલ્યો હે! ભમરાભાઇ, મને કમળની સારી સુવાસ બીલકુલ આવતી નથી. તે ઉપરથી ભમરાએ જાણ્યું કે તેની ઇંદ્રિયોમાં છાણની ગોળીઓ ચડાવી કમળની સુગંધ લે છે એટલે તુરત ગીંગાને લઇ એક પાણીના કુંડમાં નાંખી સ્વચ્છ કર્યો. ત્યારપછી તેને ઉત્તમ ગંધ આવવા લાગી. તે પ્રમાણે સત્સંગનો મહારસ લેનાર ભક્તને માયિક વસ્તુના ચિંતવનથી ખરૂં સુખ આવી શકતું નથી માટે સદગુરૂ વિના સત્ય જ્ઞાન કોઇ બતાવે નહિ.

જીવ તણી જંજાળ, જીરણ થતાં ઝાઝી વધે;
ગુરૂ ટાળે તત્કાળ, શેષ ન મળે શોધતાં.
સંત મીલે સુખ ઉપજે, દુષ્ટ મીલે દુઃખ હોય;
સેવા કીજે સંતકી, તો જનમ કૃતાર્થ સોય.
ચંદન જેસા સંત હય, સર્પ જેસા સંસાર;

અંગહીસે લપટા રહે, છાંડે નહિ બિકાર.
કબીર મેં મંગુ એ માંગના, પ્રભુ દીજે મોહે સોય;
સંત સમાગમ હરી કથા, હમારે નિશદીન હોય.
રામ નામકી ઔષધી, સદ્‌ગુરૂ દીયે બતાય;
ઔષધ ખાઈ પચી રહે, છકી ભેદ ન જાય.
દયા ગરીબી બંદગી, સમતા શીલ સ્વભાવ;
એ તે લક્ષન સાધ કે, કહે કબીર સદભાવ.
આશા તજે માયા તજે, મોહ તજે અરૂમાન;
હર્ષ શોક નિંદા તજે, કહે કબીર સંત જાન.
સાધુ મીલે સાહેબ મીલે, અંતર રહી ના રેખ;
મનસા વાચા કર્મના, સાધુ સાહેબ ટેક.
સદગુરૂ એસા કીજીએ, તુર્ત દીખાવે સાર;
પાર ઉતારે પલકમેં, દર્પ ન દે દાતાર.
ચાર ખાનમેં ભટકતે, કબુ ન લેતે પાર;
સો તોકો ફેરા મીટા, સદગુરૂકા ઉપકાર.
સંગત કીજે સાધકી, પુરે મનકી આશ;
સંગત કીજે નિચકી, આઠું પહોર ઉદાસ.
સજ્જન સમ ગણી સેવતાં, દુર્જન સુજન ન થાય;
એરંડે રસ નવ ચડે, શેલડી સંગ સિંચાય.

## સ્વામી વિવેકાનંદના વચનો.

સ્વામી વિવેકાનંદજીને ૧૮૯૭ માં કોલંબોમાં માનપત્ર આપવામાં આવ્યું તેના ઉત્તરમાં સ્વામીજીએ આપેલો પ્રત્યુતર આપણે વિચારવા જેવો છે.

"તમે આજે મારો જે અપૂર્વ સત્કાર કર્યો છે તેને હું મારા વ્યક્તિગત કાર્યની પ્રશંસા સમજતો નથી. પરંતુ હિંદુઓની પ્રબળ ધર્મપ્રીતિનું ફળ સમજું છું અને એથી જ મને વિશેષ આનંદ પ્રાપ્ત થાય છે. હિંદુઓ પોતાના ધર્મને જ સર્વથી મુલ્યવાન વસ્તુ ગણે છે. આપ સર્વ અહીં કોઈ રાજા મહારાજાને, કોઈ વિખ્યાત રાજનૈતિકને મોટા વીરનરને—લડવૈયાને કે મોટા લક્ષાધિપતીને માન

આપવા એકઠા થયા નથી, પણ મારા જેવા એક મધુકરી માંગી ખાનારા ભિક્ષુક સન્યાસીને માન આપવાને માટે મળ્યા છો. તમે આટલા બધા પ્રેમથી પરિશ્રમ ઉઠાવ્યો છે, ધામધુમ કરી છે એ બધું શું સુચવે છે? હિંદુઓની ધર્મપ્રીતિ? હિંદુઓની ધર્મપ્રાણતા! હિંદુ જાતિની મતિ–ગતિ કઇ દિશામાં છે તે આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. અનાદિ કાળથી ધર્મ જ હિંદુઓના પ્રાણસ્વરૂપ છે. તેમના સમગ્ર વ્યવહારમાં ધર્મ એકસરખો વ્યાપી રહ્યો છે. એથી જ હિંદ અને હિંદુ જાતિ આજસુધી ધરાતલપર ટકી રહ્યાં છે. તેવી જ રીતે જો હિંદુ જાતિ સદાને માટે પોતાનું અસ્તિત્વ કાયમ રાખવા માંગતી હોય, આ પ્રચંડ જીવન સંગ્રામમાં જીવીત રહેવા ચાહતી હોય તો તેણે પોતાના ધર્મને જ અચલ મેરૂની પેઠે ધારણ કરી રાખવો જોઇએ. ઈત્યાદિ ઇત્યાદિ.

## મહાભાગ્ય હોય તો સજ્જનનો સમાગમ મળે છે.

તરૂવરનો નહિ તાગ, ભાગ્યથી સુર તરૂ ભેટે;
હીરા મળે હજાર, કોહીનુર છેક જ છેટે.
બગલા બાણુ કરોડ, હંસ તો ન મળે હળવો;
સમળા મળે અસંખ્ય, ગરૂડ મહીમા ક્યાં મળવો.
જન તો બહુ મળશે જગતમાં, તન તાપ ન તેથી ટળે;
દીલ સત્યપણે દલપત કહે, મહાભાગ્ય સજ્જન મળે.
સજ્જનતાના ગુણ સરસ, મળે નહિં ખરચે મુલે;
શીખવ્યાથી ન શીખાય, નથી ફળથી કે ફુલે.
વીચરે દેશવિદેશ, લેશ જીવમાં નહીં જાયે;
પવિત્ર તીર્થ પ્રવેશ, કીધે પણ કોઇ ન પામે.
કદી પ્રગટે નહીં દલપત કહે, ઘરઘર અથડાયે ઘણું;
ઈશ્વર કરૂણાથી ઉપજે, પુરૂપ વિષે સજ્જનપણું.

## જ્ઞાની પુરૂષોની બલિહારી છે.

ગાલવરાજાને જ્યારે યજ્ઞ કરવો હતો ત્યારે તેને શ્યામકર્ણ ઘોડાની જરૂર પડી પરંતુ તે ઘોડા વરૂણને ત્યાં હોવાથી ગરૂડજી

વિના ત્યાં બીજો કોઇ જઇ શકે નહિ એવું હોવાથી રાજા ગરૂડજી ઉપર સ્વારી કરી વરૂણ પાસેથી ઘોડા લાવ્યા તેથી કરીને શું ગરૂડજીનું દાસપણું મટી જતું નથી? જો એવે વખતે ગરૂડજીને ગર્વ આવ્યો હોત તો ગાલવરાજાનું આરંભેલું સર્વ કાર્ય સિદ્ધ થાત નહિ. માટે જ્ઞાની પુરૂષોની બલિહારી છે તે આ સાધારણ દૃષ્ટાંત ઉપરથી સિદ્ધ થાય છે.

## સત્ય વિષે.

પ્લેટોએ કહ્યું છે કે જેને જીંદગી સારી રીતે ગુજારવાની ઇચ્છા હોય તેણે સત્ય સંપાદન કરવું જોઇએ.

સત્યનો જય જ છે, ને જ્યાંસુધી સત્યને સારૂ જ મરનાર એક પણ તૈયાર હોય ત્યાંસુધી સત્યની સામે કરોડોનું દળ હોય તોપણ સત્યનો જય જ છે, એવું ઇશ્વરનું વચન છે તેને અપવાદ નથી.

સત્ય પણ જો સર્વદા, નિશ્ચે પામે નાશ;
તો સુખની સંસારમાં, અલ્પ ન ધરવી આશ.
સત્ય સાચવે તેહને, ખળજન શું કરનાર;
કેમ શ્વાન કરડી શકે, જે ગજ શિર અસ્વાર.
સતીયા સત નવ છોડીયે, સત છોડે પત જાય;
સતની બાંધી લક્ષ્મી, ફેર મીલેગી આય.
લેવડ દેવડ ને વળી, વિવિધ ભાત વ્યવહાર:
ચાલે છે આ જગતમાં, સત્ય તણે આધાર.
સત્ય સંતાડ્યું નવ રહે, ખરો જુઓ એ ખેલ;
જેમ ઉપર આવે તરી, જળ તળીયેથી તેલ.

પ્રતાપી હરિચંદ્ર કઠીયારો થઈ ભાર ઉપાડતો જોઇ સ્ત્રીને વેચી નાંખતો દેખી: છેવટે સ્મશાનમાં કાટીયાં ભેગા કરતો નિહાળી, કયા "લોક" ને એમ નહી થયું હોય કે આ ગાંડો "સત્ય" માં બેવકુફ બની ગયો છે. શા માટે જરાક જુઠું બોલતો નથી કે આ પીડા પતે! પણ મહાત્માનું મહાત્મ તેની દૃઢ વૃત્તિમાં અને "લોક" ની પણ વિરૂદ્ધ વર્ત્તવામાં જ પ્રકાશી રહ્યું છે; જેથી તેનું નામ જગતના ઇતિહાસમાં આધુનિક સમયમાં પણ અમરપણું ભોગવે છે.

ખરા ઉદાર અને દયાળુ પુરૂષો કેવા હોય છે કે પોતાના વચનમાંથી કદી પણ ખસતા નથી. એક વખતે એક ઉમરાવ એક રસ્તા ઉપરથી જતો હતો ત્યાં એક બાળાના હાથમાંથી કાચનો પ્યાલો પડી જવાથી તે બિચારી રોતી હતી. પેલાએ તે બાળાને છાની રાખીને કહ્યું, બ્હેન તું શા માટે રૂવે છે. બાળાએ કહ્યું, આ મારો પ્યાલો તમે સાંધી આપો. ઉમરાવે કહ્યું એ સાંધવાની તો મારામાં શક્તિ નથી પણ તને બીજો પ્યાલો હું લઈ આપું? એમ કહી પોતાના ખીસામાં હાથ નાંખતાં પાઇ સરખી ન હોતી તેથી બાળાને નમ્રપણે કહેવા લાગ્યો કે કાલે તું આજ ઠેકાણે મને બરોબર ટાઇમે મળજે એટલે હું તને નવો પ્યાલો અપાવીશ. બીજે દીવસે તે ઉમરાવને બાળાના મળવાના ટાઇમે એક જરૂરીનું કામ હતું ને તેમાં તેને હજારો રૂપિઆનું નુકશાન થાય તેમ હતું તે જતું કરી બરોબર ટાઇમે બાળાને પ્યાલો અપાવવા ગયો! ખરેખર મહાન પુરૂષો હમેશાં વચનની કીંમત બરાબર સમજે છે.

બ્રહ્મનિષ્ટ પંડીત સોક્રેટીસને તેની બ્હોંતેર વર્ષની વયે ઝેર પાઇ મારી નાંખવાની સજા થઈ, તે એટલા માટે કે એ પોતાના ઉપદેશથી દેશનાં બાળકોને અવળે રસ્તે ચડાવે છે એવો એના શત્રુઓએ તેના ઉપર આરોપ આણ્યો. બ્રહ્મ ભાવનો પરમ બોધ કરતાં તે નર ઝેર પી ગયો ને પોતાના ન્યાય કરનારને કહેવા લાગ્યો કે "આપણે જુદા થવાનો હવે સમય થયો છે—મારે મરણ માટે, તમારે જીવવા માટે; પણ ઉભયમાં વધારે યોગ્ય ભાગ્ય કોનું છે તે તો પરમાત્મા વિના સર્વને અજ્ઞાન છે."

ગાલેલિઓ, કોપનિકસ, ન્યુટન એવા અનેક સત્ય શોધકોને અનંત દુઃખ સહન કરવાં પડયાં છે તો પછી તેના આગળ આપણે શું હીસાબમાં? સત્યાચરણ ચલાવતાં મન દુઃખાય તો દુઃખવવાં એ ધર્મ છે.

સત્યપણું જો સર્વથા નિશ્ચે પામે નાશ;<br>
તો સુખની સંસારમાં, અલ્પ ન ધરવી આશ.

સત્ય વિષેબહુ સદ્‌ગુણો, ગણતાં એમ ગણાય;
જેમ રૂપિઆ એકમાં, આના સોળ સમાય.
જુઠા બોલાનું જુઓ, બધું જુઠમાં જાય;
વીંછી કરડે ભાંડને, સાચે જુઠ મનાય.

## કુલીન મનુષ્ય નીતિનો રસ્તો કદી છોડતા નથી.

જેમ વનમાં તૃણ તથા ધાન્ય ખાનારા મૃગ ભુખ્યા થાય તો પણ ક્યારે પણ જીવની હિંસા કરતા નથી તેમ કુલીન મનુષ્ય દુઃખથી પીડાય તો પણ નીતિ માર્ગને છોડતા નથી. વિરલા ગુણને જાણે છે, નિર્ધનપર સ્નેહ રાખે છે, પારકું કાર્ય કરવામાં પ્રીતિ રાખે છે ને પારકાં દુઃખે દુઃખી થાય છે.

ગુણીજન ગુપ્ત રહે નહિ, વણમહેનત પંકાય;
દીનકર વાદળ દળ વિષે, દાટયો પણ દેખાય.
સિંહગમન પુરૂષ વચન, કેળ ફળે એકવાર;
ત્રિયા, તોરણ ને હમીરહઠ, ચડે ન બીજીવાર.
વા ફરે વાદળ ફરે, ફરે નદીનાં પુર;
ઉતમ બોલ્યા નવ ફરે, પશ્ચિમ ઉગે સૂર્ય.

## સ્વામી વિવેકાનંદજીનો મનુષ્ય પ્રેમ.

" તમે જુઓ છો કે હું તો સંન્યાસી ને ફકીર છું. મારી પાસે પૈસા કયા છે કે હું તમને મદદ આપી શકું? છતાં કદાચ મારા હાથમાં પૈસા આવે તો પણ સૌ પહેલાં હું મનુષ્યોને બચાવવામાં જ વાપરૂં. પહેલવહેલાં મનુષ્યને બચાવી તેમને અન્નદાન, વિદ્યાદાન અને ધર્મદાન આપવું જોઇએ. એટલું કર્યા પછી જો પૈસો બચે તો હું તમારી સભાને આપું. "

જગતના કલ્યાણની કામના એ જ મારૂં જીવત વ્રત છે એમ મહાપુરૂષો મને છે.




## સત્ય બોલતાં હાનિની પરવા નહિ કરનારા પુરૂષો.

જોન પીમ પાર્લામેન્ટમાં બોલ્યો હતો, ને તે પણ એવું બોલ્યો હતો કે જે બોલવાથી તેનું મસ્તક જાય, તે વખત કોઇએ તેને વાર્યો તોપણ તેણે કહ્યું કે "સત્ય બોલતાં મને હાનિ થાય તો ભલે, પણ મારા બોલવાથી સત્યને હાનિ થાય તેમ તો નહીં બને."

એક પાસો નિષ્ફળ થતાં ઘણીવાર અન્ય પાસા વિજયનો માર્ગ ખુલ્લો કરે છે. ઘણાક મહાપુરૂષો એક ધંધામાં પડવાથી નિષ્ફળ થાય તો તે અન્ય ધંધા તરફ વળ્યા અને તેમાં અતિ વિજયી નિવડી અમર નામ મૂકી ગયા છે.

જો તું ઉદ્યોગી અને સત્પુરૂષનો સમાગમ રાખીશ તો પછી આડે માર્ગે જવા પામીશ નહિ.

## સંસારરૂપી દારૂનો નિશો કેમ ઉતરે ?

સાધુની સંગતી એ ચોખાના ધોવણ જેવી છે. ચોખાનું ધોવણ પીવાથી નિશો ઉતરી જાય છે, જેને અત્યંત નિશો (કેફ) થયો હોય તેને ચોખાનું ધોવણ પીવરાવી જોશો તો નિશો ઉતરી ગયેલો જણાશે. આ સંસારરૂપી દારૂના નિશામાં મસ્ત બનેલા જીવોનો નિશો ઉતારવાનો એક ઉપાય માત્ર સાધુ સંગ છે.

ચોદ લોકમાં જેનું ચિત્ત લોભે નહિ તેને ખરા સાધુ પુરૂષ સમજવા એવા સાધુ પુરૂષના વૈરાગ્યથી હજારો મુમુક્ષુજનોનું કલ્યાણ થાય છે.

કાજળની કોટડીમાં રહેવાથી ડાઘ લાગ્યા વિના કદી રહેતો નથી માટે બહુ જ વિચાર કરીને સાધુ પુરૂષોએ સંસારમાં રહેવાનું છે. શુકદેવજી, સનકાદિક, નવયોગેશ્વર, જનક, ધ્રુવજી, પ્રહ્લાદ,

અમરીશ, ઉદ્ધવજી ઇત્યાદિ મહા પુરૂષોએ સંસારને સાચું ઝેર સમજી તેનાથી હમેશાં વિરક્ત રહ્યા હતા. આપણે તેવા મહા પુરૂષોનો સંગ નિરંતર રાખીએ તો સંસારરૂપી દારૂનો નિશો આપણને કદી ચડે જ નહિ એ નિર્વિવાદ છે.

## જુઠું બોલવું એ એક પાપ છે.

એક વેપારી હતો. તે દેવળનો ઉપાસક હતો. તે દેવળમાં ધર્મનું શિક્ષણ આપતો હતો ને તે પોતાના વ્યાખ્યાનમાં કહેતો હતો કે "પ્રત્યેક ધંધામાં અસત્ય બોલવાની અને છેતરપીંડી કરવાની ખાસ અગત્ય છે, અને નહિ તો તેને નુકશાન થવાનો સંભવ છે," તેણે કહ્યું કે "ખોટું બોલવું એ પાપ છે" એમ હું જાણું છું, પણ જ્યારે તે ધંધામાં પડતો ત્યારે તે જ પાપ તેને કરવું પડતું હતું. તેને પૂછતાં મને માલૂમ પડ્યું કે તેણે ધંધામાં કદીએ સત્યનો કે પ્રમાણિકપણાનો ઉપયોગ કર્યો ન હોતો પરન્તુ તેને આટલી બધી ખાત્રી હતી કે તે રસ્તો સારો નથી અને તેથી તે કાર્ય તેને નુકસાન કરશે કે નહિ તે વાત પણ જાણવાને તે અશક્ત હતો. હવે ખોટું બોલવું એ પાપ છે એમ શું આ માણસ જાણતો હતો પણ તે તેને ખરા રૂપમાં સમજતો નહોતો. ખોટું બોલવું એ પાપ છે, એમ તેને શીખવવામાં આવ્યું હતું અને તે વાત તેના મનમાં ઠસી ગઈ હતી, પણ તે માનતો હતો કે જુઠાણું જ તેને નફો, આબાદી અને સુખ આપે છે; અને પ્રમાણિકપણું તેને ગરીબી ને દુઃખ આપનાર છે; એટલે ટૂંકામાં તે જુઠાણાને ખરી વસ્તુ માનતો હતો પણ જ્યારે લાંબા સમયે તેના વ્યાપારમાં મોટી ખોટ જવાથી પ્રમાણિકપણું એ જ પૈસાદાર થવાનો સરળ માર્ગ છે એવું સચ્ચોટ જ્ઞાન તેને થયું તે વખત પછી કોઇ દિવસ વ્યાપારમાં જુઠું નહિ બોલવાના તેણે સપથ લીધા એટલે "સત્યમેવ જયતિ" સત્યથી તે આખરે ધનવાન થયો અને સુખી સંસાર ચલાવવા લાગ્યો.

## પરોપકારી હાતમતાઈની ધીરજ.

હાતમતાઇ બહુ પરોપકારી હતા અને તેનું નામ આજ પણ જગતમાં ઘેરઘેર મશહુર છે. એક વખતે તેઓ બાદશાહના ભયથી જંગલમાં છુપાઈ રહ્યા હતા ત્યાં એક કઠીઆરો રાજાના ઈનામની આશાએ તેને શોધવા આવ્યો. હાતમતાઇ તુરત જ કઠીઆરા પાસે જઇ કહેવા લાગ્યો કે હું હાતમતાઇ છું ને મને તું રાજા પાસે લઇ જઇને તારૂં ઇનામ મેળવ. રાજાને આ વાતની ખબર પડતાં હાતમતાઇની ધીરજ અને પરોપકાર વૃત્તિ ઉપર અત્યંત પ્રસન્ન થયો અને તેના પાસે માફી માગવા લાગ્યો, ધન્ય છે, આવા પરોપકારી મહાન પુરૂષોને !

## ઉત્તમ ધર્મ.

સત્ય કરતાં બીજો કોઈ ઉત્તમ ધર્મ નથી અને અસત્ય કરતાં બીજો કોઇ મોટો અધર્મ નથી. ખરેખર સત્ય એ ધર્મનું મૂળ છે. સત્યના લીધે સ્વતંત્રતા રહે છે, સત્યને લીધે હીમત રહે છે, સત્યને લીધે નિર્ભયપણું રહે છે, સત્યને લીધે આત્મિક બળ રહે છે.

મહાત્માઓ કર્મ, વાણી, મન કે બુદ્ધિએ કરીને પાપાચરણ કરતા નથી તે જ ખરા તપસ્વિઓ છે.

દુઃખથી જેના મનમાં ખેદ થતો નથી, સુખમાં જેને આસક્તિ નથી અને પ્રીતિ, ભય, ક્રોધ એ બધા જેના છુટી ગયેલા છે એને મહાત્માઓ સ્થિતપ્રજ્ઞ કહે છે.

સીતાજીના ઘરેણા ઓળખાવાને જ્યારે સુગ્રીવે લક્ષ્મણજીને કહ્યું ત્યારે લક્ષ્મણજીએ કહ્યું કે, “ હું બાજુબંધ કે કાનના કુંડલ ઓળખતો નથી. આ માત્ર પગના એક ઝાંઝર ઓળખું છું. તે ભાભીના છે કેમકે હમેશ પ્રણામ કરતી વખતે મારી નજર તે ઝાંઝર પર પડતી હતી. ”

દીલ્લીના મોગલ બાદશાહ શાહજહાંને પોતાની બેગમ મુમતાજ ઉપર અથાગ પ્રીતિ હતી તે જ્યારે મરણ પથારીએ હતી ત્યારે પોતાના વહાલા ખાવિંદ પાસે બે વચનો માંગી

લીધા હતા. (૧) મારા મરણ પછી બીજી સ્ત્રી કરવી નહીં. (૨) મારી કબર ઉપર તાજમહેલ બંધાવવો. આ બે વચનો શાહજહાંએ બરાબર પાળ્યાં હતાં.

જો પાણીનું બિંદુ તપેલા લોખંડ ઉપર પડે તો તેનું નામ જણાતું નથી અર્થાત નાશ પામે છે. જો તે જ બિંદુ કલમપત્ર પર પડે તો મોતીના દાણા સમાન શોભાયમાન લાગે છે, અને જો તે સ્વાંતિ નક્ષત્રમાં સમુદ્રની છીપમાં પડે છે તો ખરેખર મોતી થાય છે, માટે અધમ, મધ્યમ અને ઉત્તમ ગુણો એ સંગતિથી જ મળે છે. એ પ્રમાણે આપણે જેવી સંગતિ રાખીએ તે પ્રમાણમાં સુખ અગર દુઃખના ભોક્તા થઈએ છીએ.

પ્રારબ્ધ યોગે માણસ થોડા પ્રયત્ને મોટો બને પણ જ્ઞાની અગર સજ્જન બની શકતો નથી. એ તો સજ્જન મનુષ્યના સમાગમમાં રહેવાથી બની શકે છે.

## સજ્જન પુરૂષનાં લક્ષણ.

સહત સંતાપ આપ, પરકો મીટાવે તાપ;
કરૂણાકો દ્રુમ શુભ, છાયા સુખકારી હય.
દોષ દીલ નાંહિ લેવે, શરન આયે શિશદેવે,
પરમાર્થ વૃત્તિ જીવકું સદા પ્રાણ પ્યારી હય.
શૂરવીર ક્ષમાવાન, કોટિપતિ અભિમાન નાંહી,
જ્ઞાનકો નિધાનભાન, ગંભીર ગુણધારી હય.
કહત હયં કવિ ગંગ, સુનો મેરે દીલી પતિ,
વિશ્વમાં વિરલ કોઈ, સજ્જનકી બલિહારી હય.

## મહાત્માઓના એકવચનથી અલભ્ય લાભ થાય છે.

એક રાજા એક વખતે જંગલમાં શિકાર કરવા નિકળ્યો હતો. તેણે રાત્રિ પડી જવાથી એક નદીના કાંઠે એક મહાત્માની પર્ણકુટી હતી તેના પાસે નિવાસ કર્યો. રાત્રિ અંધારી ને ચોર લોકોનો ત્યાં વિશેષ ભય હોવાથી રાજાને નિદ્રા આવે નહિ. પર્ણકુટીમાં મહાત્મા

પ્રભુના ધ્યાનમાં તલ્લીન હતા, એટલે રાજાએ તેમને છેટેથી દંડવત કરી એકાંત જગ્યા જોઈ બેસી રહ્યા. મહાત્માની પર્ણકુટી પાસે એક સુંદર સરીતા વહેતી હતી. પ્રભાત થતાં તે સરિતાને કાંઠે એક પથ્થરની શીલા ઉપર કેટલાંક બગલાં આવીને માછલાં પકડવા માટે એક ધ્યાને બેઠાં હતાં તેને જોઈ મહાત્મા બોલ્યાઃ—

" પથ્થર પર કયું ઘસતહે, ઉપર રેડતપાણ;
ઘસત ઘસત શીર ઘસતહે, તેરી રીતમેં જાણ. "

હે બગલા! તું તારી લાંબી ચાંચ પથ્થર ઉપર ઘસે છે ને ઉપર પાણી નાંખે છે પણ તારી રીત હું જાણું છું કે તું માછલાના આહાર માટે સાધુપણું ધારી બેઠો છે.

આ દોહરો રાજાને શ્રવણે પડતાં રાજાએ કંઠે કરી લીધો અને ઘોડાપર સ્વાર થઈ પોતાની નગરી તરફ ચાલ્યો ગયો. રાજાના દુશ્મનોએ રાજાને મારી નાખવા માટે એક હજામને ઘણા પૈસાની લાલચ આપી તૈયાર કર્યો. હજામ રાજાની હજામત કરવા ગયો તે વખતે રાજાએ મહાત્માનો દુહો તાત્કાલિક યાદ આવતાં તે બોલ્યો તે ઉપરથી હજામતો મનમાં સમજી ગયો કે મારૂં કપટ રાજાજી સમજી ગયા છે. તુર્ત હાથ જોડી આજીજી કરવા લાગ્યો. રાજા કહે બોલ શું છે? ત્યારે હજામે દુશ્મનની સર્વે કપટજાળ ખુલ્લી કરી દીધી. રાજા મનમાં સમજી ગયો કે મહાત્માના વચનથી જ મારા પ્રાણનું રક્ષણ થયું છે, નહિ તો આજ મારૂં આ હજામના હાથે મૃત્યુ હતું. મહાન પુરૂષના વચનોથી ખરેખર કોઇ વખતે અલભ્ય લાભ થાય છે.

દુર્લભ નરતનું પામીને, કરવો શુભ સત્સંગ;
જીવનનું સુખ જાણીને, તજવો કુડો કુસંગ.

**મહાન પુરૂષના નિવાસથી સ્થળ પવિત્ર થાય છે.**

ઢેબી નદીના કાંઠાપર એક ન્હાનું ફતેપુર કરીને ગામ છે. અસલ તે ટીંબાપર ભુતોનો વાસ હોવાથી કોઈ મનુષ્ય રહેવા જતા નહિ. પાટીદાર કુળભૂષણ મહાન ભક્ત શિરોમણી, ભોજાભક્ત નામના મહાત્માએ

એક વખતે જ્યારે ત્યાં નિવાસ કર્યો ત્યારથી તે સ્થળ પવિત્ર ગણાઈ તીર્થનું સ્થળ થયું છે. તે મહાન ભક્તને આત્માનો સાક્ષાત્કાર હતો એટલું જ નહિ પણ તેના પ્રસંગમાં આવનાર હજારો મનુષ્યને પ્રભુ ભક્તિનો સરળ માર્ગ બતાવ્યો હતો. તેણે "ચાબખા" માંઅનેક વૈરાગ્યના પદો બનાવી પ્રાચીન ભક્ત કવિઓમાં અમર નામ કરેલું છે.

## ચાબખો.

મૂર્ખો માની રહ્યો મ્હારૂંરે, તેમાં કાંઈ નથી ત્હારૂં—ટેક.
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીરખારૂં;
ચૌદ ચોકડીનું રાજ્ય ચાલ્યું ગયું, રાવણાદીક વાળુરે-મૂર્ખો.
દુઃખને તો કોઇ દેખે નહિ, ને સુખ માર્ગે સારૂં;
વેળા વેળાની છાંયડી, ત્હારી વળી જાશે વાદુરે-મૂર્ખો.
હરી ભજનમાં હેત જ રાખે, સ્મરણ કરો સારૂં;
ભોજો ભગત કહે રાખો હૃદયમાં, પ્રભુનું ભજન પ્યારૂંરે-મૂર્ખો.

## દાનેશ્વરીનું દાન

યુદ્ધ પ્રસંગે અર્જુનના બાણથી કર્ણ મૂર્ચ્છાગત થયા તે સમયે કર્ણની પાસે એક ઘરડો બ્રાહ્મણ ભીખને અર્થે આવ્યો. તે વખતે કરણ રાજા પાસે બીજું કાંઇ નહોતું પણ દાંતમાં એક સોનાની રેખ હતી તે તુર્ત કાઢીને પેલા બ્રાહ્મણને આપી સંતોષ્યો. દાનેશ્વરી મહાપુરૂષો દાન કરવામાં જ પોતાની મોટાઇ હમેશાં સમજે છે, પણ હમેશાં દાન કરતી વખતે પાત્રનો તપાસ કરવો જોઇએ, કારણકે હાલમાં કળીયુગના પ્રમાણમાં અનેક ધૂતારા ધૂર્તવિદ્યા કરી પોતાનું ગુજરાન ચલાવે છે.

વચન તજે નહિ સતપુરૂષ, તજે પ્રાણ અરૂ દેશ;
પ્રાણ પુત્ર દોઉ પરીહર્યો, વચન હેત અવધેશ.

## જગના મહારથી.

ખડ્ગ, ક્ષમા ધરી ધીરજ ઢાલ, વિજ્ઞાનને જ્ઞાનની નોબત વાજે;
સ્વાર્થને પરમાર્થ ચક્ર, મનોરથના રથ માંહી બિરાજે.

સત્યપણાનું નિશાન સદા, શિર શિયલ છત્રતણી છબી છાજે;
હંસ સુણો દલપત કહે, જગમાંહી મહારથી એ જ છે આજે.

## સતિનો અડગ નિશ્ચય.

### દોહરો.

સત્ય ન સંતાડ્યું રહે, ખરો જુઓ એ ખેલ;
આવે જેમ ઉપર તરી, જળ તળીએથી તેલ.

કોઈ દિવસે ભોજ રાજા ધારાનગરમાં એકલો ફરતો હતો ત્યાં એક ઉત્તમ બ્રાહ્મણના ઘરમાં સુતેલા પતિનું માથું ખોળામાં લઇને બેઠેલી કોઈ પતિવ્રતા જોવામાં આવી. જુવે છે એટલામાં તે સ્ત્રીનું બાળક સુતેલું ઉઠીને બળતા અગ્નિ પાસે ગયું. આમ થયા છતાં પણ તે પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિને નહિ ઉઠાડતાં બાળક જે અગ્નિમાં પડતું હતું તેને ઊઠીને પકડ્યું નહિ. એ આશ્ચર્ય જોઇને રાજા જરાવાર ત્યાં થોભ્યો. તે સમયે પેલી પતિવ્રતાએ અગ્નિને પ્રાર્થના કરી કે "હે યજ્ઞના સ્વામિ! તું સઘળા કાર્યોનો સાક્ષી હોવાથી સઘળા ધર્મો જાણે છે, અને હું કે જે પતિની સેવારૂપ ધર્મમાં તત્પર હોવાથી બાળકને પકડતી નથી. તે તું જાણે છે; એટલા માટેમારા બાળકપર અનુગ્રહ કરીને તેને બાળીશ માં." પછી તે બાળક અગ્નિમાં પ્રવેશ કરીને તેમાં અરધી ઘડી સુધી રહ્યો પણ રોયો નહિ તથા તેનું મોઢું પણ પ્રસન્ન રહ્યું, અને પેલી પતિવ્રતા પણ ધ્યાન ધરીને તેમની પાસે બેસી રહી. આ બનાવ જોઈ રાજા બહુ આશ્ચર્ય પામ્યો કે મારા જેવું કોણ ઉત્તમ ભાગ્યવાન છે કે આવી મહાન સતીઓ મારા રાજ્યમાં છે.

ધન્ય ધન્ય સો જન્મ, શોધી સત્સંગતિ આયો;
તિરથ, વ્રત, જપ, યોગ, સબનકો ફળ સો પાયો.






## વિદ્યા વિનયને આણે છે.

એક દિવસ ફ્રાંસનો રાજા ચોથો હેનરી પેરીસ નગરના રસ્તામાં પોતાના અમલદારની સાથે જઈ રહ્યો હતો. એવામાં એક ભીખારીએ ટોપી ઉતારીને નીચા વળીને તેને સલામ કરી. એ સાદા સ્વભાવનો રાજા અમીર ઉમરાવો સાથે એ પ્રમાણે કરતો હતો. એ વાત તેના અમલદારને જાણીતી હતી; પરન્તુ ભીખારીની તરફ આટલી બધી દયા બતાવી, એ વાત એમને રૂચી નહીં અને એમાંના એક બટકબોલા અમલદારે સાફ કહી દીધું કે હજુર! એક ભીખારીને આ પ્રમાણે સલામ કરવી એ ઠીક નથી. રાજાએ હસીને કહ્યું કે, "સભ્યતાની બાબતમાં મહારા રાજ્યના સાધારણ ભિક્ષુક કરતાં પણ હલકા ગણાવાની અભિલાષા મને નથી." આપણા દેશમાં તો ઋષિમુનિઓ કહી ગયા છે કે "જો મોટા થવા માંગતા હો તો નીચા નમો." ચાણાક્યે ઠીક કહ્યું છે કે, વિદ્યા વિનયને આણે છે.

વિદ્યાને લીધે વિનય ઉત્પન્ન થાય છે. અધુરો ઘડો છલકાય છે, તેમ થોડું ભણેલા મનુષ્ય એમ સમજે છે કે, આખા સંસારમાં મારા જેવો બીજો કોઇ વિદ્વાન નથી; પરંતુ જે ખરો વિદ્વાન છે, જેણે જ્ઞાન સાગરનું મંથન કર્યું છે તે તો હમેશાં એમ જ જાણે છે કે હું કેવળ વિદ્યાર્થી છું. હજુ બીજા કેટલાંએ તત્વો મારે માટે જાણવાના બાકી છે. આ વિષયમાં મહાત્મા ન્યુટનના જીવનચરિત્રમાં એક ઉત્તમ ઉદાહરણ મળી આવે છે. સૌ કોઇ જાણે છે કે ન્યુટન યુરોપના વૈજ્ઞાનિકોમાં સઉથી શ્રેષ્ટ હતો. ઘણા ઉંચા પ્રકારનું શિક્ષણ મેળવીને

તેણે ગુરૂત્વાકર્ષણ આદિ ઉત્તમ સિદ્ધાંતો શોધી કાઢયા હતા; પરન્તુ એ કર્મવીર મહાત્માના જીવનનો અંત આવી રહ્યો હતો ત્યારે તેણે જે અભિમાન શુન્ય વચનો કહ્યાં હતાં તે યાદ રાખવા લાયક છે. "જગત મારાં કાર્યો સંબંધી શો અભિપ્રાય બાંધશે તે હું જાણતો નથી; પરંતુ મને પોતાને તો એમ જ લાગે છે કે જ્ઞાન સમુદ્રને કાંઠે બેસીને મેં નાના બાળકની પેઠે કેવળ પથરાઓના ટુકડા જ વીણ્યા છે અને વિશાળજ્ઞાન સાગર તો મારી આગળ હજી આખોને આખો શોધખોળ કર્યા વગરનો પડયો છે.

## જગતમાં અનેક રૂપો દેખાય છે.

એક સુખડીયાની દુકાન ઉપર તરેહ તરેહ જાતના મેવામીઠાઇ અને પાકો તૈયાર હતા છતાં તે સુખડીયો બાર વાગે જુવારનો રોટલો ને ચટણી જમીને પોતાનો નિર્વાહ ચલાવતો, ત્યારે તેને એક મનુષ્યે પુછયું કે ભાઈ, તારી દુકાનમાં તરેહ તરેહ જાતની મીઠાઇઓ ભરેલી છે અને તું શામાટે જુવારનો રોટલો ખાય છે! ત્યારે સુખડીએ કહ્યું કે ભાઇ એ તો વેચવાની છે કાંઈ ખાવાની નથી. બીજા શાહુકારના પૈસા વ્યાજે લઇ તેમાંથી આ એક હુન્નર પેટ ભરવાને માટે કરેલો છે. એ કાંઇ ખાવા માટે નથી. એમાંથી નફા તરીકે જે જુવાર બાજરાનો રોટલો સાંજે પ્રભુ કૃપાથી મળે તે જ અમારે ઉપયોગનો છે બાકી બીજી વસ્તુ જોવાની છે. તે જ પ્રમાણે આ સંસારમાં આપણને અનેક રૂપો દૃષ્ટિગોચર થાય છે પણ તેમાં લુબ્ધ નહિં થતાં આપણો સ્વધર્મ કદી ચુકવો નહિ. મહાન દયાળુ પરમાત્માએ તે માટે આ જગતમાં મરજાદા બાંધી આપી છે તેનું ઉલંઘન કદી કરવું જ નહિં.

## જેણે પ્રભુને સર્વસ્વ અર્પણ કીધું તેને અસાધ્ય કાંઇ નથી.

એક ભક્તિમાન કુંભાર દંપતીને પુત્ર ન હોવાથી રાતદિવસ ઘણાં દુ:ખી અને ચિંતાતુર રહેતાં હતાં, તેમણે પુત્રને સારૂ હજરતમુસાની પુષ્કળ બંદગી કરવા માંડી. હજરતમુસાએ ભગવાનને

એ ભક્તદંપતીની યાચના પુરી કરવા સબંધ પ્રશ્ન કર્યો. ત્યારે ભગવાને ઉત્તર આપ્યો કે એમનાં કર્મના બંધન એવાં કઠણ છે કે તેમને કદી પણ પુત્રનું સુખ મળી શકે નહિ. હજરત મુસાએ સમાચાર કુંભાર દંપતીને જણાવ્યા. તેઓને એથી ઘણો જ ખેદ થયો; પરન્તુ હવે કાંઈ આશા ન હોવાથી તેઓ સતકર્મમાં મનને પરોવીને જીવનનો વ્યવહાર ચલાવવા લાગ્યા. થોડા દિવસ પછી તેના જ ગામમાં એક દીગમ્બર ફકીર આવ્યો અને લોકોને કહેવા લાગ્યો કે મને જે કોઇ જેટલાં છાણા આપશે તેટલા તેને પુત્ર થશે. આ શબ્દ પેલી કુંભારણે સાંભળી એકદમ ઘરમાંથી પાંચ છાણાં ફકીરને આપ્યાં. ફકીરે તત્કાળ તેને પાંચ પુત્ર થવાનું વરદાન આપ્યું. ને વખત ગયે તેના વચન પ્રમાણે ખરેખર તે કુંભારણને પાંચ પુત્રો થયા. આ વાતની હજરત મુસાને ખબર પડતાં ભગવાનની પ્રાર્થના કરતી વખતે આ બનાવનો ઉલ્લેખ કર્યો; અને કહ્યું કે "હું જૂઠો ઠર્યો, લોકો હવે મારા વચન ઉપર વિશ્વાસ મુકશે નહિ." એ સમયે આકાશવાણી થઇ કે "અમુક સ્થાનમાં અમુક દિવસે જઈને જો જે કે ત્યાં આગળ શું બને છે? ત્યાં આગળ મોટો મેળો ભરાય છે." હજરત મુસાએ એ દિવસે તે જ જગ્યાએ જઈને જોયું તો એક જણ ત્રાજવાં, કાટલાં અને છરો લઈને બોલી રહ્યો છે કે "ભગવાનને નામે અરધો શેર માંસ પોતાની છાતીમાંથી કાપી આપે એવો કોઇ માનો પુત છે? મારે ઘણી જરૂર છે." પરંતુ તેની વાત ઉપર કોઇ ધ્યાન આપતું નથી. છેવટે એક નાગા ફકીરે ત્યાં જઇને કહ્યું કે "અરધો શેર માંસ શામાટે? ભગવાનને ખાતર હું તને મારૂં આખું શરીર અર્પણ કરૂં છું." એમ કહી પોતાની છાતીમાં છરો મારીને ફકીરે પ્રાણ ત્યાગ કર્યો. રૂવાટાં ઉભાં થાય એવો બનાવ નજરે જોઇને હજરત મુસા વિસ્મય પામ્યા તથા ભગવાનની આગળ એ ઘટનાનું રહસ્ય સમજાવવાની પ્રાર્થના કરી ત્યારે આકાશવાણી થઇ "આ ફકીરના આશિર્વાદથી કુંભારણના કર્મબંધન છેદાઇ ગયાં છે

અને તેને માટે અસાધ્ય કાંઇ જ નથી. એવો માણસ લલાટના લેખને પણ બદલવા સમર્થ છે.”

આ ભૂમિમાં પ્રત્યક્ષ છે, ડગલે ડગલે શૂર;
પરાક્રમી ઋષિ મુનિઓ, જેના નિર્મલ ઉર.

## શૂરવીરોની ટેક વિષે.

ધરૂ ચળે, મેરૂ ડગે, ગમ મરડે ગીરનાર;
રણમાંથી પણ નવ ધરે, પગ પાછો પરમાર.
રણ ચડયો ઠાકરો, બહુ બતાવે બળ;
રામ રખોપે આવશે, જખ મારે જેમલ.
મારજો કે મરજો તમે, નવ દેશો પુંઠ લગાર;
સૈયર મેણાં મારશે, જે કાયર કેરી નાર.
કયારે વેરી પ્રબળ, જો સહાયક બલવીર;
દશહજાર ગજ બલ ઘટયો, ઘટયો ન દશ ગજ ચીર.
ભલાભવો નવ વિસરે, નગુણા નાવે ચીત;
કાળી ઉન કમાણસા; ચહડે ન દુજો રંગ.
દેખી દુઃખ ડરે નહિ, તજે ન હીંમત લેશ;
એવા નિપુણ વીરનો, સહાયક રામ હમેશ.

દુઃખની વખતે અડગ ધીરજ કે હિંમત રાખવી એ ઓછી કસોટી નથી, પણ એક કસોટીમાંથી ફત્તેહમંદીથી પસાર થનારને ફળ તેવાં જ મીઠાં મળે છે. આવી હિંમત એ ખરી શ્રદ્ધા. એ એક બીજાના સોબતી છે.

## શુરા પુરૂષો લીધેલી વાત મુકતા નથી.

માએ એક વખતે પોતાના પુત્રને શિખામણ દીધી કે દીકરા! શુરા હોય તે લીધી વાત મુકે નહિ. ભોગજોગે ચોમાસાના દિવસમાં બજારમાં જતાં ગધેડાનું પુછડું હાથ આવ્યું તે છોડયું જ નહિ. ગધેડો પાટુ મારે, લોકો સમજાવે તો પણ હઠીલો છોકરો મુકે જ નહિ. છેવટે પ્રાણ જવાની તૈયારીમાં આવ્યો છતાં પણ ગધેડાનું પુછડું મુકે

નહિ. છેવટે તેની માએ આવી સમજાવ્યો કે બેટા! મેં તેને ગધેડાના પુંછડાનું ક્યાં કહ્યું હતું? મેં તો તને એવી શિખામણ આપી હતી કે "શુરા પુરૂષો લીધેલી વાત મુકતા નથી" એટલે આરંભેલું કાર્ય પડતું નહીં મુકતાં કોલંબસની પેઠે કરોડો સંકટ આવવા છતાં પાર ઉતારે છે. છેવટે ગામના લોકો તે છોકરાની મૂર્ખાઇ ઉપર હસવા લાગ્યા ને તે દિવસથી તેણે ખોટી હઠ છોડી દીધી.

## રાજ્યના પૈસા વૈભવમાં નહિ વાપરનાર નૃપતિ.

દીલ્હીના પાદશાહ નાસીરૂદીનની બેગમ સલીમાનાં આંગળાં રસોઇ કરતાં એક વખત દાઝી જવાથી બેગમે પોતાના ધણીને એક ચાકરડી રાખવાની વિનંતી કરી ત્યારે તેણે સાફ ના પાડી, અને કહ્યું કે "હું રાજા છું તોપણ એક ગરીબ માણસ છું, રાજ્યના પૈસાને હું મારા પોતાના કામમાં ખર્ચવાનો નથી. તે બધા પૈસાનો ઉપયોગ મારી પ્રજાના કલ્યાણના કામમાં જ થવો જોઇએ. મારા જેવા ગરીબ માણસની સ્ત્રીને દાસી ન જોઇએ! મારી પેઠે તું પણ તારાથી બનતી મહેનત કર અને તેમ કરવાથી આપણ બંને સુખી થઇશું.

## મૂર્ત્તિ પૂજા વિષે.

એક મહાત્મા પુરૂષ ઘણા વર્ષથી હિમાલયની ગુફામાં રહેતા હતા તેને લીધે મનુષ્ય, અને બીજાં પ્રાણીઓની બીલકુલ તેને ઓળખ નહોતી. એક વખતે તે મહાત્મા ગુફાની બહાર નીકળ્યા ત્યારે તેના દીઠામાં એક પથ્થરની ગાય આવી. તેને જોઇને તે મહાત્મા બીજા પાસે ઉભેલા પુરૂષને કહેવા લાગ્યા કે આ શું છે? પેલા મનુષ્યે ગાયના સર્વે અવયવોનું વર્ણન કર્યું અને છેવટે કહ્યું કે ગાયના આંચળમાંથી પવિત્ર દુધ નિકળે છે અને તેથી મનુષ્યનું જીવન ટકી શકે છે. થોડા દિવસ બાદ તે જ મહાત્માને સાચી ગાયના દર્શન થયાં, ત્યારે દુધનું પાન કરીને અત્યંત સંતુષ્ટ થયા. આ સાધારણ દૃષ્ટાંત ઉપરથી મૂર્ત્તિ પૂજકોને પરમાત્માના ખરા સ્વરૂપનું ભાન થાય છે.

## જનક વિદેહી કેમ કહેવાય છે?

જનક વિદેહી કહેવાતા હતા તે વાત બે વાણીઆના છોકરાને નહિં મનાતાં જનક રાજાને જોવા જતાં જનક રાજા રાજ્યદરબારમાં સંસારી કામમાં લાગેલા હતા તેને ,જોઇ આ બે છોકરાએ માથું ધુણાવ્યું. આ જોઇ જનક રાજાએ પેલા છોકરાઓને પૂછ્યું કે "તમે માથું કેમ ધુણાવ્યું?" ત્યારે પેલા છોકરા બોલ્યા કે હે જનક તું તો વિદેહી કહેવાતો હતો અને અમારી ચોપડીમાં તારી વખતો વખત વાતો વાંચવાથી અમને એમ થયું કે જનક રાજા વિદેહી કેમ કહેવાતા હશે? આંહી આવીને જોતાં તો અમને એમ લાગ્યું કે તમે સંસારી કામમાં રચ્યાપચ્યા છો? એમ સમજી અમે માથું ધુણાવ્યું. જનકે પેલા બે છોકરાને કહ્યું કે તમારા બંને જણાના સંદેહનું નિરાકરણ હું કાલ સવારે કરી આપીશ. સવારના પહોરમાં જનક રાજાએ મિથિલાપુરમાં ઘર ઘર ને હાટે હાટે રોશની અને અત્યંત શોભા કરવાનું કહ્યું. પછી પેલા બે છોકરાના હાથમાં તેલના ભરેલાં લેમ્પ આપ્યાં ને બે જણા ઉઘાડી તરવારવાળાને કહ્યું કે આ બંને છોકરાના તેલના પાત્રમાંથી જરાપણ તેલ જમીનપર પડે એટલે તેનાં માથાં ઉડાવી દેજો. આ ભયથી પેલા બે છોકરા મિથીલાપુરની કાંઇપણ શોભા જોયા વિના તેલના પાત્રમાં ધ્યાન રાખી આખા શહેરમાં ફરીને ઘેર આવ્યા. પછી જનકે કહ્યું કે "શોભા કેવી હતી?" ત્યારે પેલા બે છોકરા કહેવા લાગ્યા કે તરવારના ભયથી અમારી દૃષ્ટિ તેલના પાત્ર તરફ હતી એટલે અમે કાંઇ બીજું જોયું નથી. તે ઉપરથી જનક રાજાએ કહ્યું કે "મને કાળનો ભય તમારા જેવો સદંતર રહે છે એટલે મારી વૃત્તિ સદા ઉપસમ રહે જ છે. આ દૃષ્ટાંતથી પેલા બે વણીકના પુત્રના મનનું સમાધાન થયું.

## ભકતની પરીક્ષા.

એક ભક્તને પોતાના સદ્‌ગુરૂ ઉપર અત્યંત પ્રીતિ હતી. એક વખતે તે સદ્‌ગુરૂ પેલા શિષ્યને ઘેર ગયા તો ત્યાં એવો બનાવ બનેલો કે

તેનો બાવીશ વરસનો યુવાન દીકરો મૃત્યુને શરણ થયો હતો. સદ્ગુરૂ શિષ્યને ઘેર આવતા હતા ત્યાં શિષ્ય ખાપણ લેવા જતો હતો. સદ્ગુરૂને પોતાને ઘેર આવતા દેખીને અનહદ રાજી થયો ને પોતાના બીજા ઘરમાં સદ્ગુરૂને પધરાવી પોતાના મુવેલા દીકરાના દેહને અધર પાટીયા ઉપર બાંધી સદ્ગુરૂની સેવા કરવા લાગ્યો. સાંજે સદ્ગુરૂ પોતાના મુકામે જવાને તૈયાર થયા ત્યારે તે અંતરજામી હોવાથી સેવકને કહેવા લાગ્યા. શિષ્ય ધન્ય છે તારી. ધીરજને! તારા જેવી વૃત્તિ કલિયુગમાં કોઈની રહેશે નહીં. આવા ભક્ત પણ ભારત વર્ષમાં આજે પડયા છે કે જેણે સદ્ગુરૂની સેવા સર્વથી અધિક ગણી છે.

## દુર્જનના લક્ષણો.

નિર્મળ વિદ્યા વડે પણ શોભતો કોઇ દુર્જન સભામાં માહોજો, કેમકે વિપરીતપણાને પામેલો સાક્ષર જગતમાં કેવળ રાક્ષસ જેવો છે.

અધર્મને અનીતિ વડે, થાય મલીન જો મન;
સવળાનું અવળું લહે, દુષ્ટ બુદ્ધિ દુર્જન.
ઉદર પોષણ કારણે, જે અન્નનો દેનાર;
તેનું માથું કાપશે, મૂર્ખનો સરદાર.
જન્મી ઉંચા કુળમાં, કુકર્મનો કરનાર;
નીચો તે અંતે ઠરે, મૂર્ખનો સરદાર.
આખી દુનિઆ કચરવા, પાપી તત્પર થાય;
સહુનું બુરૂં તાકતો, અંતે તે કચરાય.
મુક્ત કહે મતીમંદનર, સંત કે અવગુણ ગાત;
જ્યું બગલા ગંગા ગયા, તદપી મછલી ખાત.
દેખી દરીદર દ્વારસેં, લોકકરે અપમાન;
જાચકકું જ્યું દેખકે, ભસત હે બહુશ્વાન.
દુર્જન તે દુર્જન હોય, સજ્જન મન સુખવંત;
ગોળે રાંધ્યો લીંબડો, કડવો નહી મિટંત.

પર્વતના ઉંચા શિખરપરથી પડીને તથા કોઇ તીરપરથી

પડીને આ દેહ પથ્થર વડે નાશ થઇ ગયો હોય તે શ્રેષ્ટ સમજવો. તેમ તીવ્ર દાંતવાળા ઝેરી નાગના મુખમાં હાથ ઘાલવો સારો. અગ્નિમાં પડવું સારૂં પણ દુષ્ટ સ્વભાવવાળા માણસથી સુખ મળેલું સારૂં ન સમજવું.

જનક વચન નિદરત નિડર, બસ્ત કુસંગતી માંહિ;
મુરખ સો સુત અધમ હે, તેહી જનમેં સુખ નાંહીં.

## કુસંગનો રંગ.

ઉપજાતિ વૃત.

કુસંગથી કષ્ટ અનેક થાય, બુદ્ધિ તથા જ્ઞાન જરૂર જાય;
જો ભાંગ પીએ જન જેમ કોઇ, આવે પછી અક્કલ નીજખોઇ.
કુસંગનો રંગ ચઢે જ જેને, સુબોધ લાગે નહિ લેશ તેને;
તે કાળી તો કામળી એજ જેમ, ચઢે કસુંબો કદીએ ન તેમ.
પેસે જઇ કાજળ કોટડીમાં, કેશે નહિ ડાઘ અડે ઘડીમાં;
તે તો કહો કેમ કદી મનાય, કુસંગનો ડાઘ અડી જ જાય.
કુસંગથી એકલ શૃંગીઆદી, કુસંગથી ભર્ત થયા અનાદિ,
ડાહ્યા હતા ભિષ્મ પિતા ઘણાય, માર્યા પ્રભુને પણ બાળ ત્યાંય.
જો ખાય જઈ ઝેર કુવે પડે છે, તો એક ફેરો મરવું પડે છે,
કુસંગ તો જન જે કરે છે, ફેરા ઘણા આભવમાં ફરે છે.
ભલો ભલો પાવકમાં પ્રવેશ, ભલો ભલો સર્પ તણો જ ડંશ,
શત્રુ કરે નાશ કદાપિ અંગ, તથાપિ ભુંડો સૌથી કુસંગ.
કુસંગથી કોટી કલંક લાગે, કળીતણું જોર જરૂર જાગે;
કુસંગની સંગત જો કરાય, તો પુણ્ય સંચીત સમગ્ર જાય.
કુકર્મને ક્રુર થઇ કરે છે, કુધર્મને શરમ તજી ધરે છે,
કુકર્મીનો સંગ સદૈવ જેને, કહે છે કુસંગી સૌ તેથી તેને.
માટે ગુણી એ મનમાં ધરીને, સત્સંગ સારો શુભ આદરીને
તેનો વળી આશ્રય શ્રેષ્ટ લેવો, કુસંગને દૂરથી ત્યાગી દેવો.

## દોહરો.

દુર્જન પ્રીયવાણી વદે, નહી વિશ્વાસ નિમીત;
મધુ વસે છે જીભમાં, હલાહલ વિષ ચીત.

દુષ્ટ ન છાંડે દુષ્ટતા, કઇસે હું સુખ દેત;
ધોયાથી સો વાર પણ, કાજળ હોત નહિ સેત.

વરસાદ આવે અરે જવાસા તું કેમ સુકાયો? શું તારા અંતઃકરણમાં પારકાનું ભલું ન થાય એવો દ્વેષ રહેલો છે.

નિર્લજ જન લાજે નહિ, કરે કોટી ધિક્કાર;
નાક કપાયું તો કહે, અંગે ઓછો ભાર.
ગુણ જે કર્યો ગમારને, ધરી ધૂળમાં ધૂળ;
બાવળીઓ બળીઓ બની, સદાય આપે શૂળ.




## સજજન અને દુર્જન.

### દોહરા.

દુર્જન કૃત નિંદા થકી, સજ્જન નવ નિંદાય;
રવિ ભણી રજ નાખતાં, આપે અંધો થાય. ૧
સજ્જન સૌનો સ્નેહી પણ, દુષ્ટ તણે મન કામ;
જગત ચક્ષુ છે સૂર્ય પણ, ઘુવડ ગણે વિકાળ. ૨
દુર્જનની કૃપા બુરી, ભલો સજ્જનકો ત્રાસ;
જબ સુરજ ગરમી કરે, તબ બરસનકી આશ. ૩
દુર્જન મુખમાં દુર્વચન, સજ્જન મુખ મીઠાશ;
હોય સુગંધી બાગમાં, ગંધાતો સંડાસ. ૪
કસ્તુરીને કપુરના, ઢગલા કરી ઢંકાય;
પણ દુર્ગંધી ડુંગળી, તણી ન ગંધ હરાય. ૫

દુર્જનને ગુણ કીજીએ, કરે આપ અપકાર;
પ્રથમ હણે દેનારને, મર્કટ કર તરવાર. ૬
દુષ્ટ ન છોડે દુષ્ટતા, કરો ઘણા ઉપાય;
નઇસે તજ તન શ્યામતા, બિષ શિવ કંઠ વસાય. ૭
કુળ હીણાની ચાકરી, દુર્જન કેરો સંગ;
પર નારીની પ્રીતડી, જાણુ ગળીનો રંગ. ૮
દુષ્ટ બચન શર તેં બુરે, ભલે શત્રુકે બાન;
તુલસી જો નર સહત હે, તા સમ સાધન આમ. ૯

## નઠારા મનુષ્યનું મન કેવું હોય છે.

નઠારા માણસોનું મન કૂતરાની પુંછડી જેવું હોય છે. કૂતરાની પુંછડી ગમે તેટલી ખેંચી રાખો તો પણ તે સીધી થશે નહિ. તે જ પ્રમાણે નઠારા માણસોનું મન કોઇ પણ યત્ને બદલી શકાશે નહિ.

માર્ગમાં જતાં જતાં રાત્રિ પડી જવાથી એક માછણે એક બગીચામાં પ્રવેશ કર્યો. માળીએ તેની યથાયોગ્ય સેવા કરી તેમ છતાં તેને નિંદ્રા આવી નહિ. અંતે માછણે જાણ્યું કે બગીચાના ફુલની સુગંધને લીધે જ તેને નિદ્રા આવતી નથી એટલે તુર્ત જ તેણે પોતના માછલાના ખાલી ટોપલામાં થોડું પાણી છાંટી ટોપલો નાક આગળ રહેવા દઇ તે નિદ્રાવશ થઈ. આ ઉપરથી દષ્ટાંત એ લેવાનું છે કે વિષયી અને માયાવી જીવો પણ માછણ જેવા સમજવા. સંસારની સડેલી દુર્ગંધ સિવાય તેમને અન્ય વસ્તુ સારી લાગતી નથી.

## પાપી મનુષ્યનો પ્રસંગ.

પાપી મનુષ્યનો પ્રસંગ ખરેખર મનુષ્યને પાપરૂપ થાય છે, માટે જેને પોતાનું હીત ઇચ્છવાનું હોય તેણે પાપી મનુષ્યોનો પ્રસંગ કદી પણ કરવો નહિ. કારણ કે પાપી મનુષ્યો પોતાના સંગથી દયાળુ મનુષ્યનું મન લેશવારમાં ફેરવી નાખે છે.

સર્પ ડંસસે કોઇ નહિ ચિંતા, બીછુ લગે તો ભલો કરમાનો;
સિંહ જો ખાય તો, નાહિ કછુ ડર, જો ગજમારત નહિ હાનો.

આગ જલો જલ ડુબ મરો, ગિરીજાય ગીરો કછુ ભય મત આનો;
સુંદર ઔર ભલે સબહી દુઃખ, દુરીજન સંગ ભલો નહિં માનો.

## કવિત.

રંગ દેખી રીઝે નહિ, દૃષ્ટિ દોષ ખડો હય,
આપકો ન સરે કાજ, પરકો કરે અકાજ;
લોકનકી છોડી લાજ, અસુયા મેં અડયો હે,
મનબાની કાયા ક્રૂર, ઓરનકુ સતાવે શુર;
કામ, ક્રોધ હો હઝુર, બિધિને કયુ ઘડયો હે,
કહતહે કવિ ગંગ, શહાનકે શાહ શુરા;
દુનિયા મેં દુઃખ એક, દુરીજનકો બડો હે.

## દુર્જનોથી દુર રહેવું.

ભલા માણસની સાથે અરણ્યમાં રહેવું સારૂં, પણ દુર્જન માણસની સાથે સ્વર્ગમાં રહેવું કદી પણ સારૂં નથી.

**दुर्जना यत्र तिष्ठंति न स्थेयं तत्र सूरभिः**
**कृतः पंच महापापं मदतिस्थायिनकील ॥**

જ્યાં દુરાચરણી લોક હોય ત્યાં પંડિત અને ડાહ્યા જનોએ ઉભા રહેવું ઘટતું નથી. કારણકે તેથી પાંચ પાપ ભોગવવાં પડે છે. પાંચ પાપની વિભક્તિ—બ્રહ્મહત્યા, મદીરાપાન, સોનું ચોરવું, ગુરૂસ્ત્રીનો સંગ કરવો ને વિશ્વાસઘાત કરવો.

**शकटं पंच हस्तेन दश हस्तेन वाजिनं ।**
**हस्ती हस्तसहस्रेण देशत्यागेन दुर्जनः ॥**

ગાડાથી પાંચ હાથ દુર રહેવું, ને ઘોડાથી દસ હાથ, હાથીથી હજાર હાથ, અને જે દુર્જન છે તેનાથી તે દેશ અથવા તે જગ્યાનો ત્યાગ કરવો. આ માટે દરેક શાણા માણસે નઠારા માણસની સોબત કરવી નહિ.

**दुर्जनः परिहर्तव्यो विद्यालंकृतोऽपि सन् ।**
**मणिना भूषितस्सर्पो किमसौन भयंकरः ॥**

વિદ્યાથી અલંકૃત માણુસ હોય પણ તે દુર્જન હોય તો તે ત્યાગ કરવા લાયક છે. જેમકે સર્પને માથે મણી છે તોપણ શું તે ભયંકર નથી? તે ભયંકર છે જ.

पश्य लक्ष्मण पंपायां बकः परमधार्मिकः ।
शनैः शनैः पदं धत्ते जीवानामनुकम्पया ॥

રામે કહ્યું હે લક્ષ્મણ, આ પંપાસરોવરપર આ બગલો કેવો ધર્માત્મા છે કે બીજા જીવોને ઇજા ન થાય એવી દયાથી ધીમે ધીમે પગ દઇને ચાલે છે—આ સાંભળી સરોવરની એક માછલી બોલી કેઃ—

पथिका नैव जानन्ति सहवासेन ज्ञायते ।
अनेन धूर्तवृत्तेन मत्कुलं निष्कुलीकृतः ॥

હે રામ, વટેમાર્ગુ જાણતા નથી પણ સાથે વસનારાને માલુમ છે કે આ ધૂર્ત બગલે મારા આખા કુળનો નાશ કર્યો છે. એટલે માછલાનો સત્વર નાશ કર્યો છે. તે ધીમે ધીમે ચલે છે તે માત્ર માછલાને છાની રીતે પકડવા માટે છે. તે જ પ્રમાણે દુષ્ટ માણસો સાથે પુરો સહવાસ પડ્યા વગર ઓળખાય નહીં ને કદી બગલાની પેઠે ઉપર દયાવાન અને સારો લાગતો હોય તો પણ અંતરમાં તેના જેવો ધૂર્ત અને દુષ્ટ હોય છે માટે માણસને પ્રથમ ઓળખવો, ને જો સારો હોય તો તેનો સંગ કરવો, નહિ તો તુરત ત્યાગ કરવો.

## ઠાલે હાથે દર્શન ન થાય!

ચારણના દેશમાં એક નાગો બાવો રહેતો હતો. તેના દર્શન કરવા હમેશાં ચારણીયાણીયું હાથમાં ભેટ લઇને આવે, એક દિવસ તે બાવો તે ચારણની સ્ત્રીને ખાલી હાથે છેટેથી જોઇને અવળો ફરી બેઠો. પેલી સ્ત્રીએ પાસે આવી મહારાજને વિનંતી કરવા લાગી કે "સન્મુખનાં દર્શન આપો" ત્યારે બાવાજી કહે કે કાંઈ ભેટ બેટ તો લાવ્યા નથી ને સન્મુખના દર્શન આપો? એમ કાંઇ ઠાલે હાથે દર્શન થઈ શકતાં નથી. આધુનિક સમયમાં કેટલેક ઠેકાણે માયાની ભક્તિજ જોવામાં આવે છે, તે આ સાધારણ દૃષ્ટાંતથી સમજાશે.

## અજ્ઞાનતા. (એક રમુજી વાર્તા)

કમળોને ધમલો એ બે વાણીઆના છોકરા હતા. તેનું કોળીવાડામાં ઘર હતું. તે કોળીવાડામાં એક વખતે અગ્નિ પ્રગટતાં તેનું ઘર બળી ગયું ને તેની માને તો ખબર પડી એટલે જતી રહી પણ કુતરી માહી હતી તે બળી ગઈ. થોડીવાર પછી છોકરા ગામમાંથી આવીને તેની માને ખોળવા માંડ્યા તે કુતરી હાથ આવી, તેને ઉપાડી ઝોળીમાં બાળવા સારૂ લીધી ત્યારે એક બોલ્યો જે, "આને તો પૂછડું છે તે તે આપણી માને પૂછડું નહોતું. ત્યારે ધમલો કહે, 'હતું, હતું.' આપણા બાપા કહેતા જે, "તારી માનું પૂછડું" એમ કહી પોતાની અજ્ઞાનતા બતાવી લોકોને બહુ જ હસાવ્યા.

આ જગતમાં કેટલાક અજ્ઞાનથી નાશ પામ્યા, કેટલાક પ્રમાદથી નાશ પામ્યા, કેટલાક જ્ઞાનના ગર્વથી, અને કેટલાક નષ્ટ પદાર્થો વડે નાશ પામ્યા છે.

### દોહરો.

ભડકણ ભોળા ભાઇને, ભાસે સાચું ભુત;
તપાસતાં તે તો ટરે, ભુત નહી પણ તુત.

## સંન્યાસી ધન રાખે નહિ.

એક સંન્યાસી હમેશાં મિષ્ટાનપાન કરી વધેલું અનાજ એક ખીંટીએ રૂમાલમાં બાંધી રાખતા. તેથી કરીને તેને રાત્રી વખતે ઉંદરો હેરાન કરવા લાગ્યા. તે પછી કેટલેક દિવસે એક બીજા દંડી સંન્યાસી તેને ત્યાં બોધ દેવા આવ્યા, પણ સંન્યાસીનું ધ્યાન પેલી ખીંટી ઉપર હમેશાં રહે, તેથી સંન્યાસી કહેવા લાગ્યા કે મારા વચનમાં તમને રસ આવતો નથી ને તમે દીવાલની ખીંટી ઉપર શું જોયા કરો છો? એમ બોલી દીવાલની ખીંટી ઉપરનું પોટલું પેલા સ્વામીએ પછાડતાં તેમાંથી લાડુ નિકળ્યા તે જોઇ સંન્યાસી કહેવા લાગ્યા કે સંન્યાસી ધન રાખે અથવા સંગ્રહ કરે તો તેને ઉંદર તો શું પણ બીજાં અનેક પ્રાણીઓ દુ:ખરૂપ થાય એટલું જ નહિ પણ આખરે તેની બુરી સ્થિતિ થાય છે.

ઉપાય છતાં અશુદ્ધ જન, દે ઈશ્વરને દોષ;

છતી છત્રી ઓઢી નહીં, મેહ ઉપર શો રોષ.

નીચ પુરૂષો નીચ રીતે જ બધું જુએ છે. તેનામાં દયા, ઉદારતા, શૌર્ય, મહાશયતાનો લેશ પણ હોતો નથી. તેઓ જે જે કરે છે તે પણ નીચપણે જ કરે છે.

## અસત્ય પુરૂષોના લક્ષણ.

૧ અસંતોષોનો સંગ કરવામાં પાપ છે,

૨ સીતાજીનું હરણ રાક્ષસ વેષે ન થઈ શકત. સાધુ વેષે જ એ થઈ શક્યું, અને જ્યાં સાધુતાનો આવો દુરૂપયોગ થાય ત્યાં નાશ થતાં વાર લાગતી નથી.

## કુસંપ વિષે.
### દોહરો.

કુસંપ મુળ કંકાસનું, મુળ મુઠીનું જાય;
કુળનું મુળ કાઢે કદી, દુઃખ દાવાનળ થાય.

કુસંપથી કોઇનું સારૂં થયું નથી. જે દેશમાં, ગામમાં અગર ઘરમાં કુસંપ હોય ત્યાંના લોકોને કદીપણ શક્તિ હોતી નથી. કુસંપથી પાંડવ કૌરવનું રાજ્ય ગયું એટલું જ નહિ પણ અઢાર દિવસની મહાન લડાઇમાં હજારો જીવોની હિંસા થઈ, માટે સત્પુરૂષે લેશમાત્ર કુસંપ થવા દેવો નહિ કેમકે જ્યાં કુસંપરૂપી બી પડયું હોય ત્યાં નક્કી ઝેરીવૃક્ષ ઉગી નિકળે છે ને તેનાં ફળ સોમલથી પણ અધિક ઝેરી થાય છે માટે કુસંપ કદીપણ કરવો નહિ.

## નઠારી સોબત નહિ કરવા વિષે.

દુર્લભ માનવ શરીરમાં આયુષ્ય એ પરમ દુર્લભ વસ્તુ છે, માટે તેનો વૃથા નાશ ન કરતાં રામદાસ સ્વામી કહે છે કે વિવેકનો અભ્યાસ કરવો જોઇએ કેમકે ઉત્તમ વિવેકને પ્રાપ્ત ન કરવાથી સર્વ અવિવેક જ રહે છે, અને અવિવેકને લીધે પ્રાણી રંક જેવો દેખાય છે. મનુષ્ય પોતાના હાથે જ પોતાને તેવો જ બનાવે છે. પોતાનું આળસ જ પોતાને દરીદ્રી બનાવે છે અને બુરી સંગતિ પણ મનુષ્યને જોતજોતામાં ડુબાવી દે છે. મુર્ખપણાનો અભ્યાસ કરવાથી એવકુફી સ્વાર થાય છે.




## વિવિધ લક્ષણો.




### હરામના પૈસાની કેવી ગતિ થાય તે વિષે.

એક વખતે કેટલાક લુંટારાઓ એક ગામથી લુંટ કરીને ભાગી નીકળ્યા તેની વાંસે વાર ચડી પણ વચમાં સાબરમતી જેવી મોટી નદી આવી. તે બે કાંઠે પુર હોવાથી લુંટારાઓમાંથી ઘોડાં કોણ નદીમાં નાંખે ને ન નાંખે તો પાછળ પોલીસના માણસો તુરત આવી પહોંચે. પછી સર્વે ભેળા થઇને એક લુંટારાને ચડાવીને પરાણે નાંખ્યો. તે ઘણા પાણીમાં ઘોડા સહીત તણાવા લાગ્યો એટલે 'ત્રાહ ત્રાહ' કરવા લાગ્યો, એટલે બીજાએ જાણ્યું કે ઘોડાને પાણી પાય છે. એમ જાણીને બીજા બે જણાએ પણ ઘોડા નાંખ્યા તે પણ તણાવા લાગ્યો એટલે તેમણે પણ 'ત્રાહ ત્રાહ' કરવા માંડયું એટલે બધાએ તેના વિશ્વાસથી ઘોડા નદીમાં નાંખ્યા તે સર્વ નદીમાં તણાઇ ગયા અને ધન ધનના ઠેકાણે રહ્યું માટે બીજાને મારી લુંટ કરી હરામનો પૈસો લેવા ઇચ્છા રાખે તેની ગતિ આ લુંટારાના જેવી છે એ નિસંદેહ છે.

## લોભ વિષે.

### દોહરા.

દ્રવ્ય લોભથી આંધળા, કુટીલ કૃતઘ્ની હોય;
કીધેલા ઉપકારને, તે તો ક્યાંથી જોય.
અતિ લોભથી આંધળી, બુદ્ધિ જેની હોય;
વિપદા કેરી ખાડમાં નક્કી પડશે સોય ?
લોભ ઘટાડે લાજને, લોભે લક્ષણ જાય;
જેણે રાખ્યો લોભ તે, ખાંતે ખત્તા ખાય.

મમતા મનુષ્યને મરણ સુધી છોડતી નથી કાલ સવારે ઠાલે હાથે ચાલ્યા જવાનું છે છતાં એક લોભીએ મરણ પથારીમાં પડયા પડયા પણ પોતાની સ્ત્રીને દાન કરવાની સખ્ત મનાઈ કરી હતી. સ્ત્રી બહુ જ ડાહી અને સુશિલ હતી તેથી તેણે મનમાં વિચાર કર્યો મારો પતિ લોભી છે માટે મને પોતાની સદ્દગતી માટે ગાયનું દાન કરવા નહિ આપે ! પણ તેને હું માટીની ગાયની રજા લઈ તેના પેટમાં સો રૂપિઆની સોનાની સાંકળી મુકી દઇશ એમ વિચાર કરી પોતાના સ્વામિનાથને કહ્યું કે એક માટીની ગાય તમારા હાથે બ્રાહ્મણને અપાય તો દુઃખ ઓછું થશે ? મહા મહેનતે તે લોભીએ હા પાડી. સ્ત્રીએ માટીની ગાય બનાવી તેમાં રૂ. ૧૦૦) ની સાંકળી મુકી બ્રાહ્મણને દાન પોતાના પતિના હાથે અપાવ્યું. દાન અપાઈ રહ્યા કેડે તે લોભીઆનો દેહ પણ છુટી ગયો ને તરત વૈતરણી નદી કાંઠે તેનો જીવ આવ્યો ત્યાં દાનમાં દીધેલી માટીની ગાય હાજર થઇ. તે લોભીઆ જીવે ગાયનું પુછડું પકડી વૈત્તરણી ઉતરવા માંડી. અધવચ જતાં માટી પલળવાથી પેલી સાંકળી તેની દૃષ્ટિએ પડી એટલે એ હાથે માથું કુટવા લાગ્યો કે હાય રાંડ ઘર ઉડાડી દીધું. જુઓ જીવની અધમદશા ! તુરત ગાયનુ પુછડું મુકાઇ જતાં તે લોભીઆનો જીવ નદીમાં ગળકાં ખાવા લાગ્યો માટે ખરેખર "એ લોક બુડાડે લોભ" એ વાત સત્ય છે.

જેને ધન ઘણું હોય તેઓ ધનના સુખથી તૃપ્ત થતા નથી,

પણ ધનના સુખ ઉપરાંત તેઓને માનનું સુખ પણ જોઇએ છે અને તે સુખ તેમને ખર્ચ કર્યા વિના જોઇએ છીએ, ભલાઇ રાખ્યા વિના જોઇએ છીએ, અને સદ્દગુણો ખીલવ્યા વિના જોઇએ છે. એટલે પરીણામે એવું થાય છે કે તેઓને જે માન મળવું જોઇએ તે મળતું નથી. તેથી તેઓ માનથી અસંતોષી રહે છે અને મોઢેથી બડબડયા કરે છે. પણ યાદ રાખજો કે ઉમદા મન થયા વિના જગતમાં કદી સુખી થવાશે નહિ. જેને સંતોષ છે તેજ માત્ર શ્રીમંત છે. માણુસ લોભી હોય છે તે ભલે કોટયાધિપતી હોય તો પણ તે ગરીબ જ છે.

## અભિમાન વિષે.

એક દિવસનું આયુષ્ય હોય પણ અભિમાન જાય નહીં.
અભિમાન નથી રહ્યું રાવણનું—(૨)
ભુપર ભારે કંઇક ભુપાલા—દુર્યોધન—શિશુપાલ...
થયા તે કોને કહો વહાલા ? કરીને ભવ્ય મહેલો ઠાલા—
પળપણ શકયા સાચવી પ્રાણ ?, ગયું કયાં કહો પ્રચંડ ગુમાન ??
પંથ એક સર્વને જાવાનું, અભિમાન રહ્યું નથી રાવણનું.

### દોહરો.

ઉપજે નહીં અભિમાનથી, અમૃતતણો ઉઘાડ;
અરે વૃથા અભિમાનતો, ઝેરતણું છે ઝાડ.
દેહ અભિમાની જળભયો, ઈતિઉત ફેલ્યો આપ;
કહત અખો મનતાંહી સબ, લોક ચૌદકો વ્યાપ.

### સોરઠા.

અહંકારે થઇ આડ, પ્રભુને પેખ્યો પાંસરો;
જન્મ ન ભાંગી જાળ આયુષ્ય તો એળે ગયું.
પુજાવે નિજ પાય, પોતે પુજી જાણે નહિ;
નીચી ડોક ન થાય, તે પત્થરનાં પૂતળાં.

### દોહરા.

અભિમાની મત આપનો, મુકે નહિ તલ માત્ર;

તે માટે તેથી હઠે, શાણા લોક સુપાત્ર.
અભિમાનીને અંતરે, ભાસે જો નીજ ભુલ;
તોપણ તેની જીભથી, કદી ન કરે કબુલ.
રાવણ દુર્યોધનતણું, રહ્યું નહિ અભિમાન:
તોપણ તે વાતો સુણી, નવ સમજે નાદાન.
સારા નરસા સર્વને, પ્રેમે કરો પ્રણામ;
ઈશ્વર છે સૌ લોકના; દીલમાં દલપતરામ.
જો રાખે નરમાશ તો, કરે શત્રુમાં વાસ;
બત્રીસ દાંત વચ્ચે વસે, જીભ રાખે નરમાશ.
અલ્પ કાંઇ ગુણ આવતાં, છકી મગજ છલકાય;
જરૂર તે પછી જાણવું, શેષ ગુણો ન સમાય.
અભિમાનીને અંતરે, સ્વપ્ને પણ નહિ સુખ;
થાય વૃથા અભિમાનથી, દાવાનળ સમ દુઃખ.
કહું છું કે અનુભવ કરી, ખરેખરી વળી વાત;
ઉપજે છે અભિમાનથી, ઘડીએ ઘડીએ ઘાટ.

ખરૂં માન માનની આશા રાખી ફરનારને કદી પણ મળતું નથી. જેની પાસે વિદ્યા, વૈભવ, ધન, પુરૂપાર્થ, સામર્થ, માન ઇત્યાદી કશું જ ન હોય છતાં જે મનમાં અભિમાન રાખી ફુલાય તે મૂર્ખ છે.

### રાવણનો ગર્વ.

અલ્યા રાવણ મારૂં નામ, નથી દીઠાં તેં મારાં કામ;
બંધીવાન કીધા મેં દેવ, તેની પાસે કરાવું સેવ.
નંદન વનમાં પુષ્પ અપાર, ઇન્દ્રગુંથી લાવે છે હાર;
મ્હારાં વસ્ત્ર ધુએ છે કૃશાનું, ધરે દીપક નિત્યે ભાનું.
મ્હારૂં પાણીભરે રસ ઇશ, ચંદ્ર છત્ર ધરે મુજ શિશ;
લખે દફતર સરસ્વતી નાર, વાયુ પુંજે વાળે મુજદ્વાર;
પુરોહિત બ્રહ્મા કહેવાય, નિત્ય નારદ તુંબરૂ ગાય.
એવો રાવણ હું બળવંત, આણું નર વાનરનો અંત.

## માનથી સર્વે સાધન બગડે છે.

### રાગ ઓધવજી સંદેશો.

સાંભળ બેની હરી રીઝયાની રીતડી,
મોહનવરને માન સંગાથે વેરજો;
સાધન સર્વે માન બગાડે પળ વિષે,
જેમ ભળીયું પય સાકરમાં અહી ઝેરજો.

હરિ ઇચ્છા બળવાન છે, તેની ઇચ્છા વિના જગતમાં સુંકું પાંદડું પણ હલાવવાની કોઇની શક્તિ નથી. મૂર્ખજનો વિના કારણે મિથ્યા અભિમાનથી ફુલાઇ મરે છે.

## તૃષ્ણા વિષે.

સુખની ઇચ્છા રાખનારે તૃષ્ણાનો ત્યાગ કરવો જોઇએ, કેમકે દુઃખની દેનારી તૃષ્ણા જ છે.

તૃષ્ણાઓની સામે થવું અઘરૂં છે અને તાબે થવું પણ દુઃખ દાયક છે; છતાં આખરે પામર જીવ ક્ષણિક સુખ મેળવવા તૃષ્ણાને વશ થઇ ભવિષ્યમાં પાછો વધારે ને વધારે દુઃખ વ્હોરે છે.

જેણે તૃષ્ણાનો ત્યાગ કર્યો છે તે સાચો સાધુ છે.

## નિંદા વિષે.

પારકી નિંદા કરી આનંદ માનવા કરતાં પોતાના દોષ સુધારવા પ્રયત્ન કરવો તેમાં જ ખરો આનંદ સમાએલો છે.

### દોહરો.

નિંદા તેની નવ ગમે, જેમાં જેને સ્વાદ;
નિંદા કીધે વ્યસનની, વ્યસની ધરે વિષાદ.
કબીર મેરે સાધકી, નિંદા કરો મત કોઇ;
જો ચંદ્ર કલંક હય, તોઉઉજીઆરા હોય.

## કંજુસનું ધન.

કાકતાલીય ન્યાયથી કૃપણ લોકોને જે સહેજસાજ લક્ષ્મી મળે

છે તે લક્ષ્મીનું સ્ત્રીપણું અને ચંચળતા છે માટે જ પણ ત્યાં લક્ષ્મી ઝાઝો વખત ટકતી નથી.

### દોહરો.

ઉંડું દાટે અવનીમાં, ધન કંજુસ જન જેહ;
નીચે સ્થાન જવા કરે, નીજ પસ્તાનું તેહ.
દાનકે ઉપભોગ નહી તો, નાશ એ ધનની ગતિ;
કંજુસ પાછળ ધન સહુ, લુંટાય બારે વાટથી.

એક કંજુસે અતિશે લોભ કરીને અથાગ ધન ભેગું કરેલું હતું. તે હમેશાં પોતાના ઓરડામાં બેસી ધનની થેલીઓ ગણી આનંદ માનતો અને તેમાંથી એક પાઈ પણ સત્કાર્યમાં વાપરતો નહિ. એક વખતે ચોર લોકોએ તેના ઘરમાં ચોરી કરતાં એક હજાર રૂપીઆની કોથળી ગયેલી જાણી કંજુસ માણસ હાયપીટ કરવા લાગ્યો. શેઠની પત્ની ડાહી અને સુશિલ હતી. તેણે કહ્યું કે તમે રોજ પૈસા કોથળીમાં ભરી રાખીને સંતોષ પામતા હતા. હવે ચોરી જનાર ચોર લોકો સંતોષ પામશે. જે નાણાં આપણા સુખ માટે, સગાં વહાલાનાં દુઃખ ઓછાં કરવા માટે, દુઃખી દેશનું દારિદ્ર ટાળવા માટે ન વપરાય તે ધન શા કામનું? કહેવત છે કે "કંજુસનું ધન કાંકરા"

### દોહરો.

કંજુસ પાછળ ધન સહુ, લુંટાય બારેવાટથી;
સુકૃત્ય કરજો હાથથી, રાજી સહુ પ્રભુજી વળી.






## સ્વભાવ કદી ફરી શકતો નથી.

ગમે તેવી કઠણ વ્યાધીઓ આવી પડે તોપણ જેવો સ્વભાવ માણસને પડયો હોય તે તેનો ભાવ છોડતો નથી. જેમ કાગડો આખા જન્મારા સુધી દુધના સમુદ્રમાં ડુબી રહે તોપણ તે કાળો મટીને ધોળો થતો જ નથી.

સ્વપ્ને નિર્ધન પામે ધન, સ્વપ્ને વંઝા પ્રસવે તન;
જાગેને ટાલો ઉછરંગ, સ્વપ્ન મૃગજળના તરંગ.
જે થવાનું હોય છે, તેવી બુદ્ધિ થાય;
સહાય પણ તેવો મળે, તેવો પણ વ્યવસાય.
મરે ભુખે ભલે કદી, મૃગપતિ કદીના તૃણ ચરે;
તપે તાપે તોયે, સુખડ સુગંધી ન પરહરે.
ડગલે ડગલે ડુંગરા, વિકટ પ્રેમનો પંથ;
કૃપા કરે શ્રી રામ તો, સંત પામતા અંત.
નામ કામના શું ગણો, કરી બતાવો કામ;
પુત્ર હજી તો પેટમાં, આગળથી શું નામ.
દેવલોકના દેવ, માગે માનવ દેહને;
અચળ આવો અવેવ, બીજે રાખે બગડતાં.
જાકે પાઉં પનીયાં નહિ, વાકુ દેત ગજરાજ;
વિખ દેતાં વિષયા મળી, ભલે ગરીબ નિવાજ.
મારગમાં મણિધર મળ્યા, ઘરમાં પેઠા ચોર;
બાઈડી બહારવટે ફરે, એ સૌ મરવાનો દોર.
મારગ ખેતરને જુનરણાં, વેરી ભેગો વાસ;

કુટંબ કળોને ભીંતે ભોરીંગ, એટલાં કરે વિનાશ.
ખુશામતીયા ખુશી રહે, ભલા ફરે બે હાલ;
પતિવ્રતા ભૂખે મરે, એવા કળીયુગના હાલ.
પતિવ્રતા ભૂખે મરે, કસબણ ખાય લાડુ;
ગાંડીયા ઘોડે ચડે, ને મરદ ખેંચે ગાડું.
ઘરવિણ ધાન ન નિપજે, કુળવિણ માડુ ન હોય;
ઓઢા ઘેર જખરો તે, જેની મા હોથલ હોય.

## ઉત્તમ પુરૂષના લક્ષણ.

જે પુરૂષ શક્તિમાન છતાં પણ હાથ આવેલા પરાક્રમી શત્રુ ઉપર દયા કરે છે તેને જ ઉત્તમ પુરૂષ કહે છે. પૃથુરાજ ચૌહાણે અગિયાર વખત શહાબુદીન ઘોરીને પકડયા છતાં દયા લાવી છોડી મુકયો હતો એ શું તેનું ઉત્તમપણું નથી સુચવતું ?

## મિથ્યાભિમાન વિષે.

અભિમાને દુઃખ ઉપજે, અભિમાને જશ જાય;
મિથ્યા અભિમાને કદી, જીવનું જોખમ થાય.
જે પામે જનપૂર્ણતા, તે ન કદી ફુલાય;
પુરો ઘટ છલકાય નહિ; અધુરો ઘટ છલકાય.

## ચાર આફતના દ્વાર.

અયોગ્ય કાર્યનો આરંભ, સ્વજન સાથે વિરોધ, બળીયા સાથે જાહેરમાં અદેખાઈ તથા દુષ્ટ સ્ત્રીનો વિશ્વાસ એ ચાર આફતના દ્વાર છે

મનુષ્યનો ધર્મ જે મનુષ્યત્વ તે જેનામાં ન હોય તેને મનુષ્ય કદી કહી શકાય નહિ.

## જાણવાજોગ બાબતો.

શિર મુંડનમેં તીન ગુણ, શિરકી જાવે ખાજ;
ખાનેકું લડુ મીલે, લોક કહે મહારાજ.
કાતી કાપડ જેઠ ઘી, ભાદરવે કપાસ;
દીકરી ઘેર વહુ માવતરે, એ પાંચે કરે વિનાશ.

થોડે ખાટે ખાટીએ, બહોળો કીજે વેપાર;
ઉધાર કોઇને ન આપીએ, તો બમણા મહીને બાર.
અગર બળતાં ગુણ કરે, ને સુખડ ઘાસંતા;
શુરા હોય તે રણે ચડે, ને કાયર નાસંતાં.
વીણ સગે વીણ સાગવે, વીણ નાતરીએ નેહ;
વીણ માવતરે જીવશું, તું વીણ મરીએ મેહ.
થોડી તોએ ઓળખાણ, સાદો તોયે વેષ;
કટાયેલ તોએ નાણું; ભુખેલ તોયે દેશ.
શામ દામને ભેદથી, સમાધાન જો થાય;
ધરાધણી કે ઘરધણી ન કરો કલેષ ઉપાય.
એક રૂપિઓ સાંપડે, નાણાવટું નવ થાય;
મળે સુંઠનો ગાંગડો, ગાંધી નવ થવાય.
વૃદ્ધ રોગી અંધ બધીરકું ધનહીન કાયર વીરકું;
કુલહીન દુર્લભ દીન હે, સબ કામ કીંકર કીનહે.
એક ભેખકે આસરે, જાતીવર્ણ છીપ જાત;
જ્યું હાથી કે પાંઉમે, સબકો પાંઉ સમાત.

બકરાની લડાઈ, પ્રભાતમાં વરસાદનું ડામાડોળ, ઋષિ લોકોનું શ્રાધ, સ્ત્રીપુરૂષનો કલહ એનું પરીણામ કાંઇ જ નહિ.

ધનવાન, વિદ્વાન, રાજા, નદી અને વૈદ્ય એ પાંચ જણ જ્યાં ન હોય ત્યાં એક દિવસ પણ ન રહેવું.

બ્રહ્મહત્યા, મદીરાપાન, ચોરી અને ગુરૂસ્ત્રીગમન એ મોટાંમાં મોટાં પાપ છે; અને ઉપલા ચાર જણનો જે પ્રસંગ કરે છે તે પાંચમું મહાપાતક ગણાય છે.

જેઓ સ્ત્રી; બાળક, સ્વામી અને મિત્રનો નાશ કરે છે; જેવો ગોહત્યા કરે છે; જેઓ વિશ્વાસઘાત કરે છે, દારૂ પીએ છે, અને ચોરી કરે છે તેઓ સર્વ નર્કમાં જાય છે.

ખોટી સાક્ષી પુરનાર, ખોટું બોલનારા અને ખોટી શિખામણ આપનારા આખર દુઃખ ભોગવે છે.

પોતે પોતાની પ્રસિદ્ધી મેળવે તે ઉત્તમ, પિતાથી મેળવે તે મધ્યમ, મોસાળ પક્ષથી મેળવે તે અધમ ને સસરાથી ખ્યાતી મેળવે તે તો અધમમાં અધમ છે.

ગધેડાં, ઢોલક, દાસી, ગામડાંના પશુઓ અને સ્ત્રીઓ એટલાને લાકડી વડે મારીને અથવા ત્રાસમાં રાખીને ભોજન કરાવવું પણ તેમને સન્માન આપવું નહીં; કારણ કે તે સન્નમાનનાં પાત્ર નથી.

જેઓ અભ્યાસ કરે છે તેમને મૂર્ખપણું નથી, જપ કરે છે તેમને પાપ નથી, મૌન્ય એટલે જેઓ બોલતા નથી તેમને કલેશ નથી અને જેઓ જાગૃત હોય છે તેમને ભય નથી.

સ્વજાતીય વિના વેરી કદાપી જીતી શકતો નથી. વજ્રમણી સિવાય મુક્તમણી કેવી રીતે ભેદી શકાય.

**સાચા મિત્ર વિષે.**

આપત્તી પડી હોય તેજ સમયે, મિત્રો ખરા જાણીએ;
દેવામાં સમજાય દ્યાનત ખરી, યુધ્ધે શૂરો માનીયે.
વેળા દુ:ખ વિષે જણાય સઘળાં, સાચાં સગાં હોય તે;
પુંજી ઓછી થયે જણાય જલદી, ભાર્યા ખરી હોય તે.

**કેનો જન્મ વૃથા છે!**

બમન હોકે ચોરી કરે, વિધવા હોકે ચાવે પાન;
સતી હોકે રણસે હડે, ઉનકે જન્મ અકારણ જાન.
ધન યૌવન અધિકાર, વર્ણાશ્રમ એ આઠ છે;
શોભે નહિ શણગાર, કંકે શલ્ય સોનાતણી.

**જેનું મૃત્યુ પાસે આવ્યું હોય તેનાં લક્ષણ.**

જે માણસનું મૃત્યુ પાસે આવ્યું, આવેલું હોય તે માણસ દીવો જોઇ શકતો નથી, સુગંધ અને દુર્ગંધ જાણતો નથી, મિત્રના વાક્યોને સાંભળી શકતો નથી અને અરૂંધતીના તારાને દેખી શકતો નથી.

**અશકય કદી શકય થાય જ નહિ.**

જે અશકય છે તે કદી શકય થાય નહીં અને જે શકય છે

તે કદી અશક્ય થાય નહીં; જેમકે પાણીમાં એટલે નદીમાં કોઇ દિવસ ગાડું ચાલી શકતું નથી, તે તો પૃથ્વીપર જ ચાલવાને શક્ય હોય અને હોડી પૃથ્વીપર ચાલે છે! તે તો જળમાં ચાલી શકે છે.

## કપટીનો સ્નેહ કેવો છે?

### દોહરો.

હસ્તીદંત નારીવચન, પ્રીત કપટીની જેહ;
અંતરનાને બહારના, જુદા જુદા તેહ.

## શિક્ષા કોને લાગે?

શિખામણ તો તેને દઇએ, જેને શિખામણ લાગે;
વાંદરાને શિખામણ દેતાં, સુગરીના માળા ભાંગે.
વાંકા નરને વિઘ્ન ઘણા, ચડયા પાવડીએ;
થાળી વેચી રસોઇ કીધી, જગ્યા દાથરીએ.
શિશ ઉતારી ભુંઈ ધરે, ઉપર ધરદે પાય;
દાસ કબીરા યું કહે, એસા હોત બચાય.
કબીર! યા ઘર પ્રેમકા, ખાલાકા ઘર નાંહિ;
શિશ ઉતારે હાથશું, સો પેડે ઘરમાંહી.
પ્રેમ પ્યાલા સો પીવે, શિશ દક્ષિણા દેય,
લોભી શિશ ન દે શકે, નામ પ્રેમકા લેય.

## વૃદ્ધ કોણ સારા?

વૃદ્ધ ભલા રાજાને શેઠ, ભલાં માતને તાત;
વૃદ્ધ ભલા નહિ નોકરો, ધોરીને ચોકીયાત,

## પાંચ પાપ ભેગાં ક્યારે થાય?

આંકળ એધણ જવતુન, છોરૂ બાપ હળ્યાં;
આંધળું બૈરૂં ને ઘર સુવે, પાંચે પાપ મળ્યાં.

ભાવાર્થઃ—આકડાના દેવતા ઉપર જવની રોટલી કદાપી થાય નહિ તેમજ છોરૂ બાપને હળ્યું હોય અને જેના ઘરમાં આંધળી સ્ત્રી હોય ને ઘરમાં સુતો હોય એને પાંચ પાપ વળગ્યાં સમજવું.




## સુબોધ સંગ્રહ.

મન કપુરકી એક ગત, ચાહી કરો ઉપચાર:
કંચન કંકણુ તજ રહ્યો, ગંજ મરચ અનુસાર.

ભાવાર્થઃ—મન અને કપુરની એવી ગતિ છે કે તેનું મન જેના સાથે મળેલ હોય ત્યાંજ તેને આનંદ આવે છે. જુઓ કપુરને કાળાં મરી સાથે રાખીએ તો લાંબો વખત ટકી શકે છે અને સાકરમાં રાખીએ તો ઉડી જાય છે. તેમ સોનું છે તે હીરા સાથે તોળાતું નથી પણ તેઓ ચણોઠી સાથે તોળાય છે. એ ચણોઠી એક પૈસાની મુઠી ભરીને આવે છે પણ સોનાનું મન તેના સાથે માનેલું છે એટલે તેનાથી પોતાનું તોલ કરાવે છે.

ખોજ પકડ ધીરજ રખ, ધણી મીલેગો આય;
અજા મસ્તક ગજ ચઢી, નિર્ભય કુપલ ખાય.

ભાવાર્થઃ—એક બકરીનું ટોળું એક જંગલમાં ચરતું હતું તેમાં એક બકરીનો પગ તુટી ગયેલો હતો. બધાં બકરાં ચરતાં હતાં એવામાં એક વિકાળ સિંહ આવી ચડયો. તમામ બકરાં સિંહને દેખીને ભાગી ગયાં. પેલી ભાંગેલા પગવાળી બકરી સિંહના પગ સામું જોઇ અચળ વિશ્વાસ રાખી બેઠી હતી. સિંહ બોલ્યો, હે બકરી, આ પગ કોના છે? બકરીએ કહ્યું, મહારાજ હું તો લુલી છું ને આપના પગનો આશ્રય રાખી બેઠી છું. સિંહ ઘણોજ ખુશી થયો અને એક હાથીને બોલાવી કહેવા લાગ્યો કે આ લુલી બકરીને તારી પીઠપર હંમેશાં બેસાડજે ને તે ઝાડની કુંપળો ખાય ત્યાંસુધી તું ઉભો રહેજે ને તારી સૂંઢથી હંમેશાં તેને પાણી પાજે. બકરીના નસીબ ધીરજ

રાખવાથી ઉચડી ગયાં. તે ઉપરથી કવિએ ઉપલો દોહરો કહ્યો છે.

આંબા ડાળે કોયલ રાજી, મચ્છી રાજી જળમાં;
ઘરબારી તો ઘરમાં રાજી, જોગી રાજી વનમાં.
ઘર જમાઇ જાચકા, પ્રથમ જાઈ ધી (દીકરી)
એ ત્રણને જે ગુણ કરે, તે ગધે પાયા ઘી.
ઠાંઠાં ઠુઠાં સિત્તેર ફંદી, માંજરા ફંદો એંસી;
ઠુંક ગરદનીયા હજાર ફંદી, કાણામાં તો પ્રમાણ નહિ.
ભમે તે ભુખે ન મરે, રમે તે રળી ન ખાય;
ઉંઘે આયુષ્ય ન વધે, આળસે દેવાદાર થાય.
મન મોતી ઓર દુધ રસ, ઇનકા એહિ સુભાવ;
વો ફીટે ફીર ના મીલે, કરો કોટી ઉપાય.
પલ પલમાં કરે પ્યાર, પલ પલમાં પલટે પરાં;
જે મતલબના યાર, રીત ન જાણે રાજીઆ.

## કર્મચાંડાલ કોને કહેવો ?

એક ભાનુ નામના પંડીતવર્યે એક ચાંડાલનીને ખોપરીમાં ભરેલું પાણી છાંટતી જોઇ તેણીને પંડીતે પુછ્યું કે, "એક તો તું ચાંડાલની છે. વળી તારા હાથમાં અપવિત્ર ખોપરી છે, તેમજ દારૂ માંસ સેવનારી છે, છતાં આ પાણી કઇ પવિત્રતા માટે છાંટી રહી છે? તારી પાસેની સઘળી ચીજો અને સાધન અપવિત્રમય છે." ચાંડાલનીએ ઉત્તર આપ્યો, જે મિત્રનો દ્રોહ કરે છે, કર્યા ગુણને ભુલી જાય છે એટલે ઉપકારનો બદલો અપકારથી વાળે ને, જુઠી સાક્ષી પુરે અને ભારે ગુસ્સો રાખે છે તેઓ કર્મચાંડાલ જાણવા.

## અમૃતસમાન કોણ છે ?

શિયાળાનો તાપ, વહાલાનો મેળાપ, દુધપાકનું ભોજન અને રાજાનું માન એ ચારે અમૃતસમાન ગણાય છે.

## વિવિધ દોહરા.

ધન લાવે મન લાવતી, નિર્ધન થયે અભાવ;
સગી પૈસાની પદ્મણી, જાતે નીચ સ્વભાવ.

વહાણે ચઢીને વીચરે, સમુદ્ર રસ્તે શેઠ;
વાણોતર ને વછનરા કરે વિશેષે વેઠ.
માંગણ કણુ આળસ કરે, તસ્કર જાય ન જાય;
ચાકર બિચારા ક્યા કરે, લુણ પરાયા ખાય.
ધણી ધણુરો ઢોર ને, ચાકર ચોર લુવાર;
કેળવાયા કેળવાય છે, એજ જગતનો સાર.

## ચાર પ્રકારના ડાહ્યા.

ખાય ખરચે ને રાખે માયા, એનું નામ તે પહેલો ડાહ્યો;
વાત કરે ને નહી જાય વાહ્યો એનું નામ તે બીજો ડાહ્યો.
ઘર બાંધે ને નાખે પાયો, એનું નામ તે ત્રીજો ડાહ્યો;
ધાડ પડે ને નહિ જાય ધાયો, એનું નામ તે ચોથો ડાહ્યો.

## વિવિધ સારસંગ્રહ.

ધનવાન માણસને જરાતરા ગુણ પ્રાપ્ત થયો હોય તો તે થોડા વખતમાં નાશ કરે છે. દરીદ્ર માણસ તે ગુણનું રક્ષણ કરે છે. પૂર્ણ ઘડો હોય તે પોતાના કંઠમાં બાંધેલી દોરીને પાણીમાં ડુબાવે છે પણ ખાલી ઘડો તેને ઉપરને ઉપર રાખે છે. સારાંશ કે ધનવાન માણસ પોતાના અંતઃકરણથી ગુણ શીખે છે.

વિષ, અગ્નિ અને સર્પમાં એવો ગુણ હોય છે કે તેનેપોતાના અને પારકાનું જ્ઞાન હોતું નથી. તેના પ્રસંગમાં જે આવે તેને તે બાળી નાખે છે.

મોટા માણસો કદી અયોગ્ય કામ કરે તો પણ તે યોગ્ય ગણાય છે અને ગરીબ માણસોને યોગ્ય કામ કરવાથી પણ દુષણ લાગે છે. જેમ રાહુને અમૃત મળ્યું તેથી તેનું મૃત્યુ થયું અને શંકરને વિષ મળ્યું તો પણ તે આભૂષણ ગણાયું.

કન્યા, કરજ ને કારભાર એ ત્રણે કરગરે મળે નહિ. સ્પેનીશ કહેવત છે કે હંસના પીછાંથી સિંહના પંજા કરતાં વધારે હાનિ થાય છે; તેનેજ મળતી આપણામાં એક વાણીઆની વાત પ્રસિદ્ધ છે. તે કેવી રીતે કે, એક કલમના ગોદાથી એક મીયાંના દાંત પાડી નાખ્યા હતા.

સ્મશાનમાં હાડકાં પડી રહ્યાં હોય છે. છતાં કોઇ સમડીઓને બોલાવવા જતું નથી; છતાં કોણ જાણે ક્યાંથી સેંકડો સમડીઓ આવી ત્યાં ભેગી થાય છે.

છોડીને ઘરબાર, ભસ્મ લગાવી ભાગીયા;
પણ મમતા ચાલી હાર, પાછા ગામમાં લાગીયા.
સારૂં કોઇનું સાંખે નહીં, પેટમાં ઝાઝા લાળા;
રાંડી રાંડનો રેંટીઓ, તેવી ગરાસીયાની માળા.
ઇશક, મુશક, ખુનસ, ખાંસી ઔર પીવે મધુપાન;
ઇતના છુપાવ્યા ના છુપે, પ્રગટ હોત નિદાન.

અનુભવી આગળ વાદ જ વદે, ઉંટ આગળ જેમ પાળો ખદે;
ઉંટ તણાં આઘા મેલાણ, પાળાના તો છાંડે પ્રાણ.

મણી વડે કંકણ શોભે ને કંકણ વડે મણી શોભે છે તથા મણી અને કંકણ એ બે મળીને હાથ શોભે છે. કવિ વડે રાજા શોભે છે અને રાજા વડે કવિ શોભે છે. ચંદ્ર વડે રાત્રિ શોભે છે, અને રાત્રિ વડે ચંદ્ર શોભે છે અને ચંદ્ર તથા રાત્રિ વડે આકાશ શોભે છે. કમલ વડે પાણી શોભે છે અને કમલ ને પાણી વડે તળાવ શોભે છે.

ખરા મનુષ્યના રક્તનું એક ટીપું પણ સમુદ્રના તમામ પાણી કરતાં વધુ કીંમતી છે.

## ઘરડાએ ગાડાં પાછાં વાળ્યાં.

એક વખતે એક ગામડામાંથી એક પટેલનો છોકરો પરણવાને બીજે ગામ ગયો. જાનમાં તેણે બધા જુવાનીયા જ લીધા હતા. સાસરાના ગામ જતાં મજાક વાસ્તે સાસરીઆઓએ કહેવરાવ્યું કે "પરણવાની પરવા હોય તો અમારા ગામના તમામ કુવા ઘી થી ભરી આપો" આથી કરીને જાનમાં આવનાર તમામ જુવાનીઆ વિચારમાં પડી ગયા. કોઇની બુદ્ધિ ચાલે નહિ અને છેવટે કન્યા પરણ્યા વિના વીલે મોઢે પાછું જવું પડશે એવો વખત આવી લાગ્યો. એટલામાં જાનૈયા તરફથી એક ઘરડો માણસ ખબર કાઢવા માટે આવ્યો તેની પાસે બધાએ ઉપલી વાત કરી. તે વૃદ્ધ માણસ કહેવા

લાગ્યો કે એમાં બીઓ છો શામાટે ? લાવો વહેવાઈઓને ! તુરત વહેવાઇના માણસો આવતાં તેણે ઉપર પ્રમાણે માંગણી કરી એટલે તુરત તે ઘરડો માણસ કહેવા લાગ્યો કે લાવો તમારા બધા કુવા અહીં હાજર કરો અમે ઘીથી ભરી આપીએ ! ત્યારે સામા પક્ષના મનુષ્યો કહેવા લાગ્યા કે કાંઈ કુવા તો અહીં આવતા હશે ? ત્યારે તે ઘરડે ઉત્તર આપ્યો કે કાંઇ ઘીથી કુવાને કાંઇ ભરાતા હશે ? તુરત બંન્ને પક્ષનું સમાધાન થયું અને વાજતે ગાજતે કન્યા પરણી પટેલ ઘેર આવ્યા. આ ઉપરથી આપણામાં કહેવત છે કે "ઘરડા વિનાનું ઘર નહિ" ને "ઘરડે ગાડાં પાછાં વાળ્યાં" એ ખરેખરૂં છે.



## પુલછાબ ૨૪ મી

### ઉપયોગી ઉતારા.

(૧) કામ કરતો કોઇપણ માણસ કંગાલ હોતો નથી.
(૨) ઉદાર માણસ સહાય કર્યા વિના રહી શકતો નથી.
(૩) ચારિત્રની એક મુઠી જ્ઞાનના હજારો મણ કરતાં વધારે છે.
(૪) મોટાઈનું માપ ધન ઉપર નથી પણ હૃદય ઉપર છે.
(૫) વીંછી, વેરી ને વાણીઓ એ પાછળથી જ કરડે છે.
(૬) સંતોષ સુખનો અને અભિમાન દુઃખનો સંદેશો લઇ આવે છે.
(૭) મનુષ્ય માત્રની મોટામાં મોટી ફરજ પરોપકારની જ છે.
(૮) ઉદ્યોગ વિનાની જીંદગીમાંથી રોગના અંકુશો ફુટી નીકળે છે.
(૯) આનંદને ઉત્સાહ હંમેશાં જાગૃત રાખવાં જોઇએ.
(૧૦) દેશની દોલતમાં વધારો કરનાર ખેડુતો જ છે.
(૧૧) આરોગ્યતા વિના સંપત્તિ નકામી છે.
(૧૨) જેઓ બળ કરશે તેઓ ફળ પામશે.
(૧૩) ગર્વ દુઃખની નિશાની છે.
(૧૪) આયુષ્યનો ભરોસો રાખનારને મૂર્ખ સમજવો.

(૧૫) અભિમાન કરવું એ મદીરાપાન સમાન છે.
(૧૬) પ્રતિષ્ઠાની પરવા કરવી એ સુવરના મળને સંગ્રહવા જેવું છે.
(૧૭) સંસારમાં પોતાનું સાચું સ્થાન કયાં છે તેનો વિચાર કરે તો મનુષ્યમાં મિથ્યાભિમાન ઉત્પન્ન થવા પામે નહિ.
(૧૮) હીંમત એ ઉંચામાં ઉંચા પ્રકારની ઉદારતા છે, કારણકે હીંમતવાન માણસ સૌથી મુલ્યવાન વસ્તુઓને મુક્ત હૃદયે ખર્ચી નાંખે છે.
(૧૯) દૃઢ ઇચ્છા કરી શકનારને માટે કોઇપણ કાર્ય અશકય નથી.
(૨૦) જે માણસ ધૈર્ય ધારણ કરે છે તેને સર્વ વસ્તુઓ પ્રાપ્ત થાય છે.
(૨૧) મનુષ્યના નસીબ આડું પાદડું છે.
(૨૨) બંધુઓ! પ્રભુ આપણને પોતાના કરી લે તેની કુંચી એ છે કે પ્રથમ આપણે પોતે પ્રભુના થઇ જવું જોઇએ.
(૨૩) શ્રીમંતો કરતાં ગરીબો વધારે સુખી હોય છે.
(૨૪) સર્વદા સ્મરણમાં રાખજો કે મરવું અવસ્ય છે.
(૨૫) સર્વદા સ્મરણમાં રાખજો કે, કોઇપણ મનુષ્ય તમારૂં ભલું કે ભુડું કરી શકતો નથી.
(૨૬) પ્રાણી માત્રના દુઃખને પોતાનું ગણવું એનું નામ મહાત્માપણું જ છે.
(૨૭) થીગડાં દીધેલાં કપડાં અને સાંધેલા જોડા પહેરજો પણ પુસ્તકની બાબતમાં કંજુસાઈ તથા કરકસર કરશો નહિ.
(૨૮) શેકસ્પિઅરનું એક મહાવાકય છે કે "ઉત્તમ મન શરીરને પણ ઉત્તમ બનાવે છે.
(૨૯) મહાન સિકંદર બાદશાહને એક વખતે કોઇએ પ્રશ્ન પુછયો કે આપે જગત કેવી રીતે જીત્યું? ત્યારે તેણે એવો ઉત્તર આપ્યો હતો કે "અડગ રહીને"
(૩૦) પ્રભુની ઇચ્છા વિના કોઇપણ કાર્ય પાર ઉતરી શકતું નથી.
(૩૧) નેપોલિઅને કહ્યું હતું કે "આકસ્મિક પ્રસંગે જેની જરૂર પડે અને અણધારેલા બનાવો બનેલા હોવા છતાં પણ જે પૂર્ણ

સ્વતંત્રતાપુર્વક વિચાર અને નિશ્ચય કરવાની શક્તિ આપે એજ ખરી સાહસિકતા છે.

(૩૨) કોઈપણ ધંધો અથવા રોજગાર એવો નથી કે જેમાં મુશ્કેલીઓ આવતી ન હોય.

(૩૩) ઉદારતાને સ્વાર્થની સ્પૃહા હોતી નથી.

(૩૪) ગ્રંથોએ મિત્રહીન માણસોના મિત્રો છે.

(૩૫) નેપોલિઅન બોનાપાર્ટ કહેતો કે "અસંભવ" શબ્દ મારી ડીક્ષનરીમાં મેં દાખલ કર્યો નથી.

(૩૬) લક્ષ્મી એક નિર્માલ્ય વસ્તુ છે. જો તે બીજાઓના કલ્યાણ માટે ખર્ચવામા આવે તોજ તેની કીંમત છે.

## કલિને રહેવાના સ્થાન.

પરિક્ષીત રાજાને કલિએ રહેવાને માટે પ્રાર્થના કરી ત્યારે તેને નીચેના સ્થળો બતાવ્યાં.

(૧) જુગારખાનું. (૨) દારૂનું પીઠું. (૩) વેસ્યાનું ઘર. (૪) પલંગનો પાયો. કલિએ વિચાર કર્યો કે એ ચાર ઠેકાણે રહેવા કરતાં એક ઠેકાણું બતાવો તો વિશેષ સારૂં; તેથી પરિક્ષીત રાજાએ "સુવર્ણ" બતાવ્યું.

## પરચુરણ દોહરા, સાખીને સોરઠા.

ગાંડી માથે બેડલું, મરકટ કોટે હાર;
જુગારી ગાંઠ લક્ષ્મી, તે ચાલે કેટલી વાર.
સબળાથી સૌ કોઈ બીએ, નબળાને જ નડાય;
વાઘનણો માગે નહિ, ભોગ ભવાની માય.
કોટી મીલે ન ભાગ્યબીન, હુન્નર કરો હજાર;
ક્યું નર પામે સાહેબી બીના લીખા કીરતાર.
બીના લીખા કીરતાર, સાત સમુદ્ર ફીરી આવે;
ભટક ભટક દિન જાત, ગાંઠકી લાજ ગુમાવે.
કહેસુ કવિઆ કાન, ભાગ્ય બીન રહે જો લોંડી;
હુન્નર કરો હજાર, ભાગ્ય બીન મીલે ન કોટી.

સરોવર, તરૂવર સંતજન, ચોથા બરસત મેહ;
પરમાર્થ કે કારણે, ચારે ધરીઆ વેહ.
દળ ફરે વાદળ ફરે, ફરે નદીના પુર;
ઉત્તમ બોલ્યા ના ફરે, પશ્ચિમ ઉગે શુર.
તુલસી કહેત પુકારકે, સુનીએ સબદો કાન;
હેમદાન ગજદાન દે, બડોદાન સન્માન.
સબ ધનકો ધન બચનહે, બચન રત્નકી ખાણ;
તીન લોકકી સંપત્તિ, રહી બચન બીચ આન.
કહા કહુ કીરતારકું, હીરદા ભયા કઠોર;
નવનેજા પાણી ચડે, પથ્થર ન ભીંજે કોર.
ત્યાગ માર્ગની વાતો કરવી, વનિતા ભેગું વસવું;
બંને વાત બને નહીં સાથે, લોટ ફાકવો ને ભસવું.
મુર્ખ સાથે ગોઠડી, પદ પદ હોય નિવાસ;
મુર્ખને પ્રતિબોધતાં, મનમાં થાય ખટાશ.
શુરવીર કે વંશમે, શુરવીર સુત હોય;
જ્યું સિંહણ કે ગર્ભમેં, હરણ ન નિપજે કોય.
પારાધી બન્યો સત્સંગી, ભાલે તિલક નિશાની;
ભગવાં પહેર્યાં કંઠી બાંધી, એરાખ-શેલીને વાની.
જો જામે નિશદિન બસે સત્તામેં પરવીન;
સરિતા ગજકું લે ચલી, ચલ સામને મીન.
મથુરાંમાં માયા વસે, દાતા કેશવ દેવ;
બ્રાહ્મણ, વાંદર, વાણિયા, લુંટી ખાવાની ટેવ.
માલા બનાઇ કાષ્ટકી, બીચમેં ડાલા સુત;
માલા બિચારી કયા કરે, જપને વાલા કપુત.
ગુરૂ લોભી શિષ્ય લાલચું, દોનો ખેલે દાવ;
દોનો બુડે બાપડે, બેઠે પથ્થરકી નાવ.
રાગ, પાગને પારખું, નાડીને વળી ન્યાય;
તરવું, તાંતરવું ને તસ્કરવું, એ આડે આપ કળાય.
ઓઠાં દે અપાર, પોતાના પરાક્રમ તણાં;

એતો ભાંડ અવતાર, સાચું સોરઠીઓ ભણે.
જાતે જે નર કરી શકે, તે ન અવરથી થાય;
આપ મુઆ વિના કોઇથી, સ્વર્ગે નવ જવાય.
ભુખ ન જાણે ભાવતું, ને પ્રીત ન જાણે જાત;
ઉંઘ ન જાણે સાથરો, જ્યાં સુતા ત્યાં રાત.
કામી કુલ ન ઓળખે, લોભી ન ગણે લાજ;
અર્થી સગું નવ ગણે, ભુખ ભરખે અખાજ.
કહો ન અબળાકર શકે, કહો ન સિંધુ સમાય;
કહો ન પાવક જલા શકે, કહો કાલ નહીં ખાય.
સુતન અબળા કર શકે, યશ નહિ સિંધુ સમાય;
ધર્મ ન પાવક જલા શકે, નામ કાલ નહિ ખાય.

## ઉંટ અને શિયાળ.

### મનહરછંદ.

ઉંટ કહે આ સમામાં, વાંકા અંગવાળા ભુંડા;
ભુતલમાં પક્ષીઓને પશુઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી.
કુતરાની પુંછડીનો, વાંકો વિસ્તાર છે;
વારણુની સુંઢ વાંકી, વાઘના છે નખ વાંકા.
ભેંસને તો શીંગ વાંકા, શીંગડાનો ભાર છે;
સાંભળી શિઆળ બોલ્યો, દાખે દલપતરામ.
અન્યનું તો એક વાંકું, આપના અઢાર છે.

## જુદી જુદી જાતના પરીબળો વિષે.

રામા તણું બળ જે, રીસાઈને રહેવું ભૂખ્યાં;
બાળકનું બળ બહુ, રાગ તાણી રડવું.
દીન તણું બળ બહુ, દુખાઇ એ દુવા દેવી;
જુલ્મીનું બળ જે, જુલમ કરી નડવું.
અદેખાનું બળ જે, અછતા અવગુણ બોલે.
રાયતણું બળ જે, વેર રાખીને રગડવું.

કહે દલપતરામ કપટી કુટીલકને,
પંડિતનું બળ, મૌનપણુંને પકડવું.

### ચાર સારાં ને ચાર નઠારાં કયા?

પુતસપુત સદ્ગુણી નાર, સદ્ગુણી પાડોસી,
નિર્મળ દોસ્તદાર કવિ ગંગ કહે સુનો શાહ અકબર;
એ ચારેકો જીવો પરિવાર.
પુતકપુત કુલક્ષણ નાર, અદેખો પાડોસી,
ચુગલીઓ દોસ્તદાર કવિ ગંગ કહે સુનો શાહ અકબર;
એ ચારેકું ગરદન માર.

### મૂર્ખને સદ્ગ્રંથ ઉપયોગના નથી.

#### દોહરો.

મૂર્ખ કર પોથી દઈ, બાચનકું ગુણ ગાથ;
જયસે નિરમલ આરસી, દઇ અંધેકુ હાથ,

### તણખલાને તોલે કોને સમજવો.

કોઇ વાત કરે જહાં, વચમાં પોતે બોલે;
લાલો કહે માલાને, તે તણખલાને તોલે. ૧
વગર નોતરે જમવા જઇને, સારૂં નરસું બોલે;
લાલો કહે માલાને, તે તણખલાને તોલે. ૨
કથામાં જઈ વચમાં બોલે; ડાહ્યો થઇને ડોલે;
લાલો કહે માલાને, તે તણખલાને તોલે. ૩






## સંસારમાં સર્વે સ્વાર્થનાં સગાં છે.

એક વૃદ્ધ ડોસીનો યુવાન દીકરો એક વખતે સખ્ત માંદગીમાં હતો. એક વખતે એક પુરાણી પાસે આ વૃદ્ધ ડોસીએ યમનું સ્વરૂપ કેવું છે તેનો પ્રશ્ન પુછતાં પુરાણી મહારાજે પાડાના સ્વરૂપ જેવું યમનું સ્વરૂપ છે એમ ડોસીને કહેતાં ડોશી મનમાં સમજતાં હતાં કે પાડાના સ્વરૂપ જેવા યમ હોય છે. એક વખતે ડોસી પોતાના દીકરાના મંદવાડ વખતે પડખેના ઘરમાં સુતાં હતાં ત્યાં રાત્રિને વખતે એક પાડાએ આવી ડોસીમાનું કપડું ખેંચ્યું. ડોસી જાગૃત થઇ ગભરાવા લાગ્યાં ને એ હાથ જોડી કહેવા લાગ્યાં કે હું નહિ; માંદાનો ખાટલો તો હે યમરાજ સામા ઘરમાં છે માટે ત્યાં જાઓ ! એ વૃદ્ધ ડોસીને પોણોસો વર્ષ થયાં હતાં છતાં પોતાને જીવવાની આશા હોવાથી દીકરાના મંદવાડનો ખાટલો બતાવ્યો ? જુઓ ! સંસારમાં સબંધીઓનું હેત ! આ પ્રમાણે અસાર સંસારમાં કોઇ કોઇનું નથી. "આપથી ઉતરી સગા બાપથી" એ કહેવત ખરી છે.

## જયમલ હાથીનો પ્રતાપ.

કોઇ રાજાને જયમલ નામનો હાથી હતો. તે જ્યારે રાજાને શત્રુ સામે યુદ્ધ કરવાનો સમય આવે ત્યારે તેની સુંઢમાં તરવાર આપીને તેમને આગળ કરે એટલે તેનો જય કરી આપે. પછી તે જયમલ મૃત્યુ પામ્યો એટલે તે રાજાએ તેના દંતશૂળ રાખી મેલ્યા. પછી તેને તેવો સમય આવ્યો ત્યારે તેના દંતશૂળ ઉપર તરવાર મેલીને એમ જાણ્યું જે "પ્રથમની પેઠે જય થશે" એ શું જય કરે એ તો જયમલનો પ્રતાપ હતો.

## સદ્બોધમાળા.

દાઢી મુછો મુંડાવીને, વરવું કીધું મુખ;
શોભા સઘળી જતી રહી, પણ શીરાગ્યાનું સુખ.
ચિંતા એસી ડાકણી, કાટ કલેજા ખાય;
તબીબ બિચારા કયા કરે, કહાં કહાં દવા લગાય,
કહે ગીરધર કવિરાય, સુનો સબ સજ્જન મીતા,
સો નર કયું જીવંત, જીસ મન નિશદીન ચિંતા.
ચાર ઘડી પણ ચાકરી, કરે કોયની કોય;
ભુલે તે આ ભારતે, નિમકહરામી હોય.
સારૂં કોઇનું શું કર્યું, એ ઉર વિષે વિચાર;
ઉંડા ઉંડા ભેદથી, તજી બીજી તકરાર.
પડદે રહેતી પદમણી, ન લેતી હરીનું નામ;
કરણીએ સરજી કુતરી, હુંદે આખું ગામ.
મનમન સુમતી ન હોત મલઇ ગીર હોત ન બનબન;
ફનફનની નહિ હોત, મુકત જલ હોત ન ધનધન,
તુલસી નીચે જનસે, બને ન ઉંચા કામ;
મહત નગારાતા બને, ચુવા કરે ચામ.
જ્ઞાનકો ભુપણ ધ્યાન હે, ધ્યાનકો ભુષણ ત્યાગ;
સ્વાર્થ પરમાર્થ સકળ, સુલભ એકહી ઓર;
દ્વાર દુસરે દીનતા, ઉચીત ન તુલસીતોર.
ઉંચી જાતી પપીહરા, પીયતન નિચો નીર;
કયાંઇસે ઘનશ્યામ સોં, કંઈ દુઃખ સહે શરીર.
કબીર લજવા લોકકી, બોલે નહિ સાચ;
જાનુ બુંજ કંચન તજે, કયું પકડે તું કાચ.
વાલા વાલપની વાત, જીભાએ શું જણાવીએ;
જેમ તરછોડે નહિ તાત, પુત્ર કપુત્રને પામતાં.
વાલા તણો વિજોગ, દલડું પણ દાઝે ઘણું;
તે વિના રંગે રગ, સુખ તો ન હોય શરીરમાં.

વારી તણો વિછોહ, જે જીવે જગના જીવડા;
તે દેડક કાચબ હોયે, જે કાદવથી ક્રીડા કરે.
અહો અમારાં ભાગ્ય, મુલવડે મળે નહિ;
તે નથી કેવા લાગ, મોહન મળતાં મોટા થયા.
કરજે મન કોળે નહિ, સુખે ન આવે નિંદ;
એને ગોળ ક્યાંથી ગળ્યો, સેત્રુજાના શામળા.
સદા કીસ્કી ના રહી, પ્રીતમકે ગલે બાંય;
ઢલતે ઢલતે ઢલ ગઇ, જ્યું તરૂવરકી છાંય.
લેનેકું હર નામ હૈ, દેનેકું અન્ન દાન,
તરનેકું આધીનતા, ડુબનેકું અભિમાન.
ભરત અપની જનની તજી, પિતા તજ્યો પ્રલ્હાદ;
વિભિષણ અપના ભાઇ તજે, શ્રીરામકે કાજ.
પ્રેમસહીત અસુ અન ઝરે, ધરે યુગલકો ધ્યાન;
નારાયણ તે ભક્તકો; જગમેં દુર્લભ જાણ.
કરણી કરે કાગકી, ચલે હંસકી ચાલ;
પુછ પકડ શિયાલકી, કીસ બાધ ઉતરે પાર.
પાયાના આધારપર, ઘર બંધાએ જાણ;
કેળવાયે શિશુ તેવું તે, નિપજે માણસ માન.
મેઘ જીવાડે મેદની, અર્ક હરે અંધાર;
તેમ જગતમાં જીવના, હરે અજ્ઞાન અપાર.
માથું મુંડી સવા પૈસો લે, એ તો વાત અજબ;
કાન ફુંકી સવા રૂપિઓ લે, એ વાત ગજબ.
માની જણી બ્હેન મળી, તે પેટમાં ટાઢક વળી;
સાસુની જણી નણંદ મળી, તે પેટમાં આગ બળી.
લુગડું ચોરી પૈસો માગે, એ જાતનો દરજી;
એને ઘેર ક્યારે જઈએ, કે પુરા હોઇએ ગરજી.
મોડું આવીને ચવેણું માગે, તે જાતે કડીઓ;
પુરૂં લઇને ઓછું આપે, તે જાતનો ફડીઓ.

સારે સારૂં નરસે નરસું, નજરો નજર દીઠું;
શાકર નાંખે દુધમાં, છાશમાં નાંખ્યું મીઠું.
પૈસો મારો પરમેશ્વર, બાયડી મારી ગુરૂ;
છોકરાં છૈયાં સાધુ સંત, હું સેવા કોની કરૂં.
ચંપા તુજમે તીન ગુણ, રૂપ, રંગ ઓર બાસ;
એક અવગુણ એસો ભયો, ભ્રમર ન આવે પાસ.
બાળપણામાં બાળના, નવ કરવાં લગન;
ન કરીએ જાણી જોઇને, વડું ઉપજે વિઘન.
ડાહ્યા દીલમાં દાખજો, જેનાં નિર્મળ નામ;
સહસાએ કરવું નહિ, રૂડું કે ભુંડું કામ.
ઘડી પલક કે પહોર, સાંજ સવાર કે વ્હાણું;
એ દીપક ઓલવાય, ન આવે સાથે નાણું.
જેનો ચારો જે કરે, તેને ભાવે તે જ;
હંસ સદા મોતી ચરે, કાગ અભક્ષ્ય કરે જ.
દયા તણો ગુણ જગતમાં, રૂડો જે દેખાય;
જોર કરે નવ આવતો, ધાર્યો નવ લેવાય.
પઇ પઇનું લેખું ગણે, ખર્ચે અવર અપાર;
બોસે ડુચા ખાળમાં, ઘર ઉઘાડાં બાર.
સુખમાં પ્રીતિ સવાઇ, દુઃખમાં મ્હોં ટાળી દીએ;
તે પાસે કોણ જાય. રામ કચેરી રાજીઆ.
જીવવાની જંજાળ, મુવા પછી મટે નહિ;
એના રામ નહિ રખવાળ, સાચું સોરઠીઓ ભણે.
બહાર બળતરા હોય, ઓસડ કરી ઓલાવીયે;
કાળજે બળતરા હોય, કેમ ઓલાએ કાળીઆ.
રાંપની ચોરી કરે, કરે સોઇનું દાન;
ઉંટ ચઢી જોયા કરે, કેમ નાવ્યું વિમાન.

જો જન વૃષ્ટિથી નષ્ટ ઘણા ઘર, થાય કમાણી ઘણી કડીયાને;
જો જનને બહુ લાભ જડે બહુ, તો જરજુથ જડે જડીયાને.

જો વિદ્વાન વસે વસુધાપર, તો ખુબ માન મળે ખડીયાને;
હોય દુકાળ કહે દલપત, ફરી ફરી લાભ ફળે ફડીયાને.
કુવા પછવાડે કેવડો, વાયે વાંકો થાય;
જેનો પરણ્યો ન હાથમાં, તેનો જન્મારો એળે જાય.
જળ થોડું ને નેહ ઘણો, થઈ છે તાણાતાણ;
તું પી, તું પી, કરતાં, બેએ છોડયાં પ્રાણ.
દગા સગા નહિ કોઈના, દગે બાંધ્યો દાવો;
રાજકુંવારી રાજ કરે, રીંછે માર્યો બાવો.
હાથ કાળા મ્હોં કાળું, પેટ જાણે પાંજરૂં;
આઠ મહીના ઘર ન કીધું, મેર મૂર્ખ વાંદરૂં.
દયા ચટ્ટ હો ગઇ ધર્મ ઘસી ગયો ધરનમેં;
પુણ્ય ગયો પાતાલ, પાપ ભો બરન બરનમે.
રાજા કરે ન્યાય, પ્રજાકી હોત ખુવારી;
ઘર ઘરમેં એ પીર, દુખીત ભયે સબ નરનારી.

## દીલભર દીલ વિષે.

એક ડોસી દ્વારકાંની યાત્રાએ જતી હતી તેના પાસે રૂપિઆ પાંચસેનું જોખમ હતું. રસ્તે ચાલતાં એક ઉંટવાળાનો સંગ થયો. તેને પેલી ડોસીએ કહ્યું કે આ મારૂં પોટકું તમે ઉંટ ઉપર રાખો તો હું બોજા વિના સુખેથી ચાલી આવું. ઉંટવાળે ચોખ્ખી ના પાડી, પણ થોડે દુર ગયા પછી ઉંટવાળાને વિચાર થયો કે ડોસી એકલી છે માટે તેના પોટકામાં ઘરેણાં વિગેરે હશે તે લઇને ચાલ્યો જાઉં તો આંહી મને કોણ પુછે છે, એવો વિચાર કરી પાછો ફર્યો ને ડોસીમાને પાસે જઇ કહેવા લાગ્યો? ડોસીમા લાવો તમારૂં પોટકું હું ઉંટ ઉપર રાખીશ. ડોસી પણ મનમાં સમજી ગઈ હતી કે ઉંટવાળે પ્રથમ ના પાડી તે બહુજ સારૂં કર્યું. મેં તેને મારૂં પોટકું આપ્યું હોત ને તે લઇને નાશી જાત તો હું તેને કયાં શોધવા જવાની હતી? માટે પ્રભુ કરે તે સારા માટે. પેલા ઉંટવાળાને ડોસીમાએ કહ્યું નહિ બાપુ! મારૂં પોટકું તો હુંજ ઉચકીશ, તમને ઠાલી તસ્દી શા

માટે આપવી જોઇએ ? ઉંટવાળો તુરત મનમાં સમજી ગયો કે ડોસીમા મારો દુષ્ટ વિચાર સમજી ગઈ છે. પછી તેણે ડોસીને કહ્યું કે ડોસીમા તમને કોને ભરમાવ્યાં ? ડોસીએ કહ્યું કે, "જેણે તને ભરમાવ્યો તેણેજ મને ભરમાવી છે". તારા દીલમાં પાપ નહોતું એટલે મેં પોટકું તને આપવાને વાત કરેલી હવે તારા મનમાં પાપ પેઠું એટલે મારા મનમાં પણ પાપ સ્વભાવિક રીતે આવ્યું માટે હમેશાં "દીલભર દીલ" છે જેવું આપણું મન તેવું જ બીજાનું થાય છે.

## આંધળાની શ્રદ્ધા.

એક અંધ તથા બહેરો રાત્રે હમેશાં હાથમાં ફાનસ લઈ હરીકથા સાંભળવાને જતો હતો. તેને એક વિદ્વાન મનુષ્યે કહ્યું:— સુરદાસજી ! તમે જન્મથી અંધ તથા બધીર છો ! છતાં હાથમાં ફાનસ લઇ હમેશાં હરીકથા સાંભળવા જાઓછો તેનું શું કારણ ? ત્યારે તે સુરદાસે ઉત્તર આપ્યો. બાપુ ? તમારો સવાલ સાચો છે. હું મારા પોતાના વાસ્તે હરીકથામાં હમેશાં જતો નથી પણ મારા પુત્રો હમેશાં મારૂં આચરણ દેખીને ચાલે તેટલા માટે જ હું હમેશાં મંદીરમાં જાઉં છું અને મારા હાથમાં ફાનસ રાખું છું તેનો એટલો જ હેતુ છે કે હું અંધ છું એટલે મારા હાથમાં ફાનસ દેખી બીજા દેખતા મનુષ્યો મારી સાથે અથડાય નહિ ! અંધનો આવો સરસ ઉત્તર સાંભળી તે વિદ્વાન પુરૂષ પોતાના મનમાં આંધળાની અક્કલના વખાણ કરવા લાગ્યો.

## બે મિત્રો (લોભીઓ ને અદેખો).

એક વખત એક લોભીયાને તથા અદેખાને ભાઇબંધી થઇ. તેઓ બંને એક શિવાલયમાં જઇ શંકરને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. શંકર તેમની સેવાથી પ્રસન્ન થઇ બોલ્યા કે હું આજ તમારા ઉપર પ્રસન્ન થયો છું. માટે તમારામાંથી એક જણે મારી પાસે માગણી કરવી બીજાને તેનાથી બમણું મળશે. આવાં વચન શંકરના સાંભળી લોભીઆ ભાઈએ વિચાર કર્યો કે આપણે પ્રથમથી માંગવાથી કાંઈ ફાયદો નથી, કેમકે બીજાને બમણું મળશે માટે તેને પોતાના

ભાઇબંધ અદેખાને કહ્યું, ભાઇ તું માગી લે. અદેખે મનમાં પોતાના સ્વભાવ પ્રમાણે વિચાર કર્યો કે હું માગીશ તેનાથી લોભીઆને બમણું મળશે! માટે હું એવું માગું કે લોભીઓ જનમની ખોડ ભુલી જાય એમ દ્વેષબુદ્ધિ કરી શંકરને કહેવા લાગ્યો "હે પાર્વતીપતિ! તમારૂં વચન જો સાચું હોય તો મારી એક આંખ ફોડી નાંખો." તુરતજ એક આંખ અદેખાની ફુટી ગઈ ને લોભીઆની બે આંખ ફુટી ગઇ. માટે હમેશાં મનુષ્ય પોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે. દુધપાકમાં પડી પ્રાણ દેનારી મક્ષીકાનું સાર્થક નહિ થતાં બીજાનો ખોરાક બગાડે છે તે પ્રમાણે ઇર્ષાખોર મનુષ્ય બીજાનું શ્રેય કદી પણ જોઇ શકતો નથી. પછી ભલેને અન્યને નુકશાન કરાવતાં પોતાને પણ નુકશાન સોસવું પડે!

## પ્રભુને કાંઇ છેતરી શકાય નહિ.

એક છોકરાની માએ પોતાનો પુત્ર માંદો પડવાથી પ્રભુને છેતરવા માટે બોલી કે, હે ઇશ્વર તું જો મહારા પુત્રને રોગ મુક્ત કરે તો હું તને "આભ જેવડી રોટી ચડાવું". થોડા દિવસ પછી પ્રભુ કૃપાથી તેના પુત્રને આરામ થયો પરન્તુ તે બાઇ પુત્રના મંદવાડ વખતે માનેલી માનતા કરવાનું તદ્દન ભુલી ગઈ. એક દિવસે તેના પુત્રે માતુશ્રીને કહ્યું કે મા, તું કેમ માનેલી માનતા કરતી નથી. ત્યારે માતુશ્રીએ કહ્યું કે બેટા એ તો પ્રભુને છેતરતી હતી, ક્યાંઇ આભ જેવડી રોટી થાય? દૈવયોગે થોડા દિવસ પછી એવો બનાવ બન્યો કે તેનો દીકરો બંદુક ફોડતાં અચાનક મરણને શરણ થયો, ત્યારે ગામના લોકો તે બાઈને કહેવા લાગ્યા કેપ્રભુ કાંઈ છેતર્યો છેતરાય તેમ નથી આ ઉપરથી ખોટી પ્રાર્થના નહિ કરવાના તે બાઇએ શપથ લીધા.

## એક રજપુતની બહાદુરી.

એક વખતે એક શ્રીમાન સાથે એક રજપુત એક ગામથી બીજે ગામ જતો હતો. રસ્તે ચાલતાં પેલા શ્રીમાન પાસે રજપુતે પોતાની બહાદુરીની અનેક વાતો કરી. શ્રીમાન તો મુંગે મોઢે સાંભળ્યા જ કરતો હતો. થોડે દુર જતાં સામેથી એક વિકાળ સિંહ

આવતો જોયો. રજપુત ભાઈના તો જોતાં વેત હાંજા જ નરમ થઇ ગયા અને શ્રીમાનને કહેવા લાગ્યો કે તમારી પાઘડીનું દોરડું કરી મને આ પાસેની ખાઇમાં ઉતારો. ત્યારે શ્રીમાને કહ્યું કે તમે ખાઇમાં ઉતરી સંતાઇ રહેશો, પણ મહારી શી વલે થાય ? ત્યારે રજપુત-ભાઇએ શ્રીમાનને હિંમત દીધી કે "સિંહનો શો ભાર છે ? તમારૂં કોઈ નામ દે નહિ" આવી રીતે કેટલાક બહાદુરો ખોટી બડાઇ કરી પોતાનું મિથ્યાભિમાનપણું બતાવવા ચુકતા નથી. જો કે પોતે સંતાઈ જવાની તજવીજ કરે છે અને બીજાને વચનોથી નિર્ભય બનાવે છે, એ કેટલું બધું હાસ્યજનક છે ?

## સાહસિક પુરૂષ.

નવી દુનિયાનો શોધ કરનાર મહાન પુરૂષ કોલમ્બસ સને ૧૪૩૬ માં જીનોવામાં ગરીબ માબાપને ઘેર જનમ્યો હતો. તેને વિદ્યા પ્રાપ્ત કરવાને નાણાનું સાધન નહોતું, તોપણ તેણે પોતાના ખંતીલા અભ્યાસથી ગણીતમાં અને ખગોળ વિદ્યામાં નેપાજ્યુઆની કોલેજમાં થોડીવાર રહી ઘણું જ્ઞાન મેળવ્યું. ચૌદ વર્ષની ઉમરે તે એક વહાણમાં ખલાસી થયો. ૧૪૯૨ ની સાલમાં અમેરિકા ખંડની શોધ પોતાની બુદ્ધિથી કરી આ લોકમાં ભારે નામના મેળવી ગયો છે. તેનું સાહસ ખરેખર વખાણવા લાયક છે. જીનોવાના ખલાસી લોકો જેને મૂર્ખ જાણી હસી કાઢતા અને વિદ્વાનો પાખંડી કહેતા તે જ કોલમ્બસ ઘણા વર્ષ ગરીબી હાલતમાં છતાં તે ખંતથી ઉદ્યોગ કરતો ને જ્યારે ત્યારે નિરાશ ના થતાં આખરે પણ આંટલાનિકની પેલી પાર જમીન છે એમ જગતને દેખાડયું, અમેરિકા ખંડનો શોધ કર્યો એ તેનો સ્તુતિ પાત્ર જય છે. આક્ષેપ, સાહસ, ખીજવાએલા ખલાસીને અદેખા સાથીઓની સમાધાનીપણું ને ધીરપણું એ તેના સદગુણો છે. તેને પોતાના શ્રમનો બદલો ન મળ્યો ને તે ગરીબીમાં રીબાયો તોપણ તે ઉદાર મનથી ને સંતોષથી મુઓ એ તેની વૃત્તિ શિક્ષણીય છે.




## જાતી સ્વભાવ.

મગરનું બચ્ચું ઇંડામાંથી નીકળતાં વાર જ પાણીમાં જઇને તરવા લાગે છે, તેને કાંઇ શીખવાની જરૂર પડતી નથી, તેજ પ્રમાણે અહીંના લોકોને વિદ્યા સ્વભાવ સિદ્ધ જ છે. તેને માટે લખતાં વાંચતાં શીખવાની કંઇ જ જરૂર નથી એમ મહાત્મા બંકીમ બાબુનો મત છે.

પતંગીયું ફાનસના દીવા પાસે જઈ કહે છે કે ! " બળી મરવાનો અમારો સ્વભાવ છે. અમારો પરા પૂર્વનો હક છે. કદી કોઇ પણ પ્રકાશે અમારો અટકાવ કર્યો નથી. તેલના પ્રકાશે, મીણબતીના પ્રકાશે લાકડાના પ્રકાશે અને બીજા કોઇએ પણ અમને અટકાવ્યા નથી તો પછી હે પ્રભુ ! તમે શામાટે કાચના કોટમાં ભરાઇ બેસીને અમને બળી મરવામાં અંતરાય નાંખો છો ?

જ્યાં પરીક્ષક નથી, તે દેશમાં સમુદ્રથી ઉત્પન્ન થએલા રત્નની કીંમત નથી, કારણકે જેના ગુણોત્કર્ષને જાણે નહિ તે સદા તેને નિંદે તેમાં આશ્ચર્ય નથી.

## પ્રસ્તાવિક દોહરા.

મારવાડ મનસુબે ડુબી, પૂર્વ ડુબી ગાનેસે;
ખાનદેશ ખુરદોમે ડુબી દક્ષિણ ડુબી દાનુસે.
ધરતી નિત્ય નવેનવી, કેની ન પુરી આશ,
કેતા રામ રમી ગયા, કેતા ગયા નિરાશ.
ખાતાં ભોજન ભાવતાં, રાતાં માતા રૂપ;
જોતાં જોયા જમપુરે, ભાતાં વીણ કઈ ભુપ.
ઘર બાળે ઘર ઉગરે, ઘર રાખે ઘર જાય;
એક અચંબા એસા દેખા, જો સમા કાલકું ખાય.

જેની જોઈએ જોડ, જોતાં તે જડે નહિ;
કંઇક ખાપણુ ખોડ, સાચું સોરઠીઓ ભણે.
ગયાં પરસને પતીયાર, જળ ગયાં જમી ગઇ;
ચાંપા ભેગાં ચાર, મહાતમ ગયા તે મળીના.
મરદાં હારી મુછડી, દો દો બાલ ઘણા;
ગંડક જેસો પુંછડા, રાખે લોક ઘણા.
ધીરજ મન રહેતી નથી, સુણી શોકની વાત;
દેશબંધુ સ્વર્ગે જતાં, પ્રગટયો ઉલકાપાત,
ચણા ચવેણું ગંગજળ, જો આપે કીરતાર;
કાશી કબુ ન છોડીએ, વિશ્વનાથ દરબાર.

## પ્રબોધ જ્ઞાનમાળા.

જે માણસ ખેતી કરતો હોય તેને ત્યાં અનાજ તો ભરેલું જ રહે છે. રોગરહીત શરીર હોય તો તેને દરરોજ સુખ રહે છે અને જે સ્ત્રી પોતાના સ્વામીને વ્હાલી હોય તેને ઘેર રોજ ઉત્સવ જેવું રહે છે.

માણસ બળવાન છતાં જો તે તેજ રહીત હોય તે તેનો તીરસ્કાર કોણ નહીં કરે ? કેમકે અગ્નિ જ્યારે સતેજ હોય છે ત્યારે તેનાપર કોઇ પણ પગ મુકતું નથી અને જ્યારે તેનું તેજ નાશ પામીને રાખ થઇ જાય ત્યારે તેનાપર બધા પગ મેલીને ચાલે છે.

ઉત્તમ જન્મ તથા ઇંદ્રિયો પામીને જે પોતાનું હિત જાણે નહિ તે આત્મઘાતી થાય છે.

પારકાને ઉપદેશ દેવા ટાણે બધા શ્રેષ્ટ થાય છે, પણ પોતાના કાર્ય ટાણે શ્રેષ્ટપણું ભૂલી જવાય છે.

ધન પગની રજ સમાન, યૌવન પર્વતની નદીના વેગ સરખું આયુષ્ય જળબિંદુ સરખું ચપળ તથા જીવતર ફીણ સમાન છે, એમ જાણી જે નિશ્ચય મતિવાળો પરોપકાર કરતો નથી અને ભોગ ભોગવતો નથી તે વૃદ્ધ થયા પછી પશ્ચાતાપ મુક્ત થઇ શોકરૂપ અગ્નિ વડે બળે છે.

જે ઘરથી અનર્થરૂપ પ્રવાસ, પાપીની સોબત, પરદારાગમન, દંભ, ચોરી, ચાડી તથા મદ્યપાન કરતો નથી તે સદા સુખી જાણવો.

આ સંસારમાં જો રૂડી સ્ત્રી, ધન, વિવેક, ગુણવાન પુત્ર, પૌત્ર તથા શરીર નિરોગી હોય તો તેથી ઇંદ્રલોકમાં અધિક શું ?

પોતાના મોટેરા ગુસ્સે થાય ત્યારે પોતે નરમ થવું.

ખરી નિશાળ અનુભવ છે.

વિપદને સારૂ ધૈર્ય સિવાય બીજો ઇલાજ નથી.

અવિવેક એ ગુસ્સાની નિશાની છે.

વાતચીતમાં પોતાની અક્કલ હુશિયારી દેખાડવાના કરતાં સામા ધણી પાસે વાત કરાવી, તેની અક્કલ હુશિયારી સાંભળવામાં વધારે ખુબી છે.

એક ગુસ્સે થયેલા માણસને કદી પણ શિખામણ આપવા જઇશ નહિ કારણ કે એ તો તોફાની પવન સામે ફુંક મારવા જેવું છે.

એક ફ્રેન્ચ લખનાર કહે છે કે "સલામ કરવી" એ સારા ખાનદાનની કસોટી છે.

નમ્રતા એ આપણા સંસારને માટે ખચીત જ એક ઉમદા ઝવેર છે.

ઋણ એટલે કરજની બાકી, અગ્નિનો શેષ અને શત્રુનો શેષ રાખવો નહિ, કારણકે શેષ રાખવાથી એ વારંવાર ઉત્પન્ન થાય છે એટલે ઋણનો શેષ હોય તો વ્યાજ વધે, અગ્નિનો શેષ હોય તો ઘર વીગેરે બળવાની ધાસ્તી રહે, અને શત્રુનો શેષ હોય તો માર ખાવાની તથા તેના તરફથી દુઃખ આવવાની ચિંતા રહે છે માટે ઉપલી ત્રણ વસ્તુને નિર્મુળ કરવી.

## વિવિધ ઉપદેશક દોહરા.

આપકી પોંચ વિચારકે, કરીએ તેવી દોડ;
તેતા પાંઉ પસારીએ, જેતી લંબી સોડ.

વિધ ભલુ વેશ્યા થકી, ભલો રાયથી રંક;
મિત્ર હોય દારૂડીઓ, કર્મનો આડો અંક.

વેસ્યા વાઘ દારૂડીઓ, પૃથ્વીપતિ ભુપાળ;
મિત્ર નથી એ કોઈના, કોપે આણે કાળ.

સકલ વસ્તુ સંગ્રહ કરે, આવે કોઈ દિન કામ;
વખત પડે તે નહિ મળે, મોટાં ખરચે દામ.

કરજ કરીએ વિચારને, કરમ લીખી સો હોય;
પીછે ઉપજે તાપ નહિ, નિંદા કરે ન કોય.
પાવક વૈરી રોગહીન, શેષહુ રખીએ નાંહી;
એથે રેહુ બઢહી પુની, મહાયત સૌ જાહી.
જે ઠેકાણે માન નહિ, જીવિકા નહિ, નહીં મિત્ર;
વળી વિદ્યાની પ્રાપ્તી નહિ, તજવું તેજ ખચીત.
મરતાં સ્વર્ગ મળે રૂડું, હણ્યે રીપુ સુખ દેહ;
શુર તણા ગુણ શ્રેષ્ટ છે, અતિશય દુર્લભ એહ.
અનુભવ કેરો અર્થ, ધીરજવાન ધરી શકે;
મુઢને આવે મૃત્યુ, ભટકયો બો પામે ઘણું.
છુટ કથીર કંચન ભયા, ગુરૂકલ વસ્તુ વિચાર;
આપ્યા બેટયા આપ રહે, કહેતા હવા સોનાર.
અજ્ઞાને ઇશ્વર ભજે, તોપણ ફળ અણુતોલ;
અંધારે આરોગતા, ગળ્યો જ લાગે ગોળ.
સભા વિષે જઇ બેસવું, જયાં જેનો અધિકાર;
ઝાંઝર શોભે ચર્ણમાં, હૈયા ઉપર હાર
શિખામણ દીજે માણસને, નહિ દીજે એક ગમાર;
પહેલો રોળે આપણને, પછી કુટુંબ પરીવાર.
જોર જુલમ જો કીજીએ, તુરત દેત બતાય;
જીતા નર ગુમાન કરે, ઇતના ખત્તા ખાય.
ભલે બુરે સબ એક હે, જયોં કંઇ બોલત નાહિ;
જ્ઞાની પરંતુ હય કાકપીક, રૂતુ વસંત કે માંહી.
નિષ્ફળ શ્રોતા મુંઢ પૈ, જન કવિતા વચન વિલાસ;
હાવભાવ જયોં તિયકે, પતિ અંધેકે પાસ.
રોષ મીટે કઇસે કહત, રીસ ઉપજાવન બાત;
ઇંધન ડારે આગમે, કઇસે આગ બુઝાત.
અતિ પરીચય હોત હઇ, અરૂચી અનાદર માય;
મલયાગીરી કી ભીલડી, ચંદન દેતી જલાય.

ઓછે નરકી પ્રીતિકી, દીની રીતી બતાય;
જૈસે છીલર તાલ જલ, ઘટત ઘટત ઘટ જાય.
બુરે લગત શિખ કે વચન, હૈયે વિચારો આપ;
કડવા ઔષધ બીન પીયે, મીટે ન તનકી તાપ,
કબહુ નીચ ન છેડીએ, ભલો ન બાકો સંગ;
પથ્થર ડારે કીચ મેં, ઉછરી બીગારે અંગ.
ઓછે નર કે પેટમેં, રહે ન મોટી બાત;
આધા શેર કે પાત્રમેં, કઇસે શેર સમાત,
કહા કહું કીરતારકું, ભુલે પરે પ્રવીન;
મુરખ કો સંપત્તિ દઈ, પંડિત સંપત્તિહિન.
સરસ્વતિ કે ભંડારકી બડી અપુરબ બાત;
જ્યાં ખેંચે ત્યાં ત્યોં બઢઈ, બીન ખર્ચે ઘટી જાય.
પકડી કજીઓ પારકો. શીદ કરે સુખ હાણ;
ચિંતા પરાઇમાં બળે, એવો કોણ અજાણ.
ઉપકારી જનનો કદી, ઉર ન ધરે આભાર;
દુનિઆમાં દલપત કહે, એ પણ એક ગમાર.
સજવાને શણગાર, સોની સજી આપે સરસ;
નાક વિનાની નાર, સોની તેને શું કરે.
બંધાય વિદ્યા બીજનું, જીવન સદગુણ જાણ;
વણ જીવન જો વાવીએ, હોય સકળ સમ હાણ.
હોય એક ગુણ અધિક તો, એક ન્યુન ગુણ હોય;
કાગળ પુષ્પ સુકાય નહિ, સુગંધી તેમાં નોય.
આનંદ કહે પરમાનંદા, માણસે માણસે ફેર;
એક આપે સદાવ્રત, એક માગે ઘેર ઘેર.
આનંદ કહે પરમાનંદા ચીજે ચીજે ફેર;
એક લાખે શેર મળે નહિ, એક ટકાની ત્રણ શેર.
આનંદ કહે પરમાનંદા, કજીઆમાં નવ જાવું;
ખીચડી ખાવી ગાંઠની, ને જ્યાં ત્યાં રઝળવું.

ઉતાવળો થઈ વિના વિચારે, આગળ પગલાં ભરતો;
નાગાની ટોળીમાં પેસી, પછી પસ્તાવો કરતો.
ઘેર ઘેર જઇને ચીજ માગે, રાંક જેવો થઇ બોલે;
લાલો કહે માલાને, તે તરખલાને તોલે.
બહુ બોલા ને આકળા, ક્ષણ ક્ષણમાં ગભરાય;
યશ ખુએ આત્મા ખુએ, જગતમાં તે નિંદાય.
ધીરા વીરા તે જન ભલા, કરે આત્મ રક્ષાય;
વિજય મેળવે ક્ષણ મધ્યે, કરે શત્રુ શું ઉપાય.
જે જેના મનને ગમે, તે રૂપાળી નાર;
મન લાગ્યા વિણ ઉર્વશી, રૂચે નહિં લગાર.
બીકણ માણસને જુવો, જરા ન ધીરજ હોય;
તેજ હોય જો તે કને, કહીએ ધીરજ સોય.
દેવ દ્વીજની સેવા જે ભાવથી કરશે;
કામ દુધાની પેરે તેને તેવાં ફળો તુરત મળશે.
શીલ ભંગ તે જાણવું, વિપદા તણું દાન;
જુઓ ઇંદ્રની દુર્દશા, તેથી થઇ પ્રમાણ.






## હિતકર શિક્ષાઓ.

(૧) વિચારવંત માણસ સુખની લાલચમાં ફસાતો નથી પણ નીતિને માર્ગેજ ચાલે છે.

(૨) પરદેશી કોયલ કરતાં દેશનો કાગડો જેને સારો લાગે છે તેનાથી સ્વદેશ ઉન્નતિનાં કાર્યો બની શકશે.

(૩) માણસ સર્વ સુખદુઃખને સહન કરે તથા બધી વાતે સરલ હોય, પોતાની કરેલી પ્રતિજ્ઞા પાળનાર હોય અને પરોપકાર કરવામાં કુશળ હોય; તેવા માણસો ભલે ધનરહીત હોય તો પણ તે સેવવાને યોગ્ય સમજવા.

(૪) ઉંટ ઉપર ઉંઘવાથી પડવાનો ભય રહે છે તેજ પ્રમાણે ઉપજ કરતાં વધારે ખર્ચ કરનારને આંગણે દુઃખ આવીને ઉભું રહે છે. ઉધાર કોઇ ચીજ લાવવી નહિ, ને નામું માંડ્યા વિના સુવું નહિ. કેમકે જેઓ સંભારીને નામું લખે છે તે ભુલ ખાધા વિનાના રહેતા નથી.

(૫) સ્વાશ્રયથી પોતાના સામર્થ્યનું ભાન આવે છે; મન ઉલ્લાસમાં રહે છે, કાર્યસિદ્ધિ માટે કોઈના મોં સામું જોઈ રહેવું પડતું નથી અને જગત ઉપર ભારરૂપ થતા અટકીએ છીએ.

(૬) આ વિશ્વમાં બધાં માણસોને સંતોષ આપનારો કોઇ પણ ઉપાય વિદ્યમાન નથી, માટે સર્વ પ્રકારે પોતાનું કલ્યાણ થાય તેવું શુભ આચરણ કરવું.

(૭) ગમે તેમ કરો પણ જે થવાનું છે તે તો થશે જ. મૃત્યુ કાંઇ મટવાનું નથી માટે ઈશ્વરના મહાન ચમત્કારને નમસ્કાર કરી સદાકાળ આનંદમાં રહેવું, કેમકે આપણું ધાર્યું કાંઈ થતું નથી. આપણે શુભ કર્મ કરવાના સાથી છીએ પણ ફળ દેનાર મહાસમર્થ પ્રભુ છે.

(૮) આ જગત એ સ્વપ્નાની બાજી છે. ધનપતિને જોઇને રાજી થવાનું નથી તેમ ગરીબને જોઇને મુંઝાવાનું નથી. એ તો "ફરતી ફરતી છે છાંયડી" એવો સૃષ્ટીનો નિયમ છે.

(૯) તમારા ઉપર જેણે પુષ્કળ ઉપકાર કર્યો છે તેનાથી કદાચ થોડીક બુરાઇ થઈ જાય તો પણ તેને ક્ષમા કરશો.

(૧૦) જો તને ધનની અભિલાષા હોય તો સંતોષની શોધ કર! કેમકે તે અમુલ્ય ધન છે.

(૧૧) અહંકારની સામે જ અહંકાર ફાવે છે. વિનય આગળ તો અહંકાર નરમ જ પડી જાય છે.

(૧૨) સંસારમાં ગુણની કદર આજ નહિ તો વહેલે મોડે પણ થયા વગર રહેવાની નથી.

(૧૩) શુભ કર્મથી સારા અને સુખી થવાય છે એજ શું એનો બદલો નથી ?

(૧૪) જેમ જન્માંધ દેખતો નથી, તેમ કામાન્ધ, મદોન્મત્ત તથા મતલબી દોષને જોતો નથી.

(૧૫) જાણે હમેશ જીવવાના ન હો તે પ્રમાણે અભ્યાસ કરો. જાણે કાલે જ મરી જવાના હોઇએ તેવી રીતે જીવન ગાળો.

(૧૬) સર ફ્રાન્સિસના મનમાં એવો વિચાર હતો કે સર્વ પ્રાણીઓ મારાં ભાઇબેન છે.

(૧૭) દંભ એ નાટક છે. નાટકના ટાળેલાં આંસુથી કંઇ જ્ઞાન આવે?

(૧૮) રાત્રે સુતી વખતે આપણે આખા દિવસમાં શું કમાયા તેનો વિચાર કરવો જોઇએ ?

(૧૯) સ્વર્ગ, મૃત્યુ અને પાતાલમાં સંતની બરોબર કોઇ આવતું નથી. કેમકે તેના સમાગમથી મહા સુખ મળી જાય છે.

## સુબોધ પુષ્પ વાટિકા.

### રાજનીતિ.

કોઇ એક બાદશાહે એક ગુન્હેગારને ફાંસીની શિક્ષા ફરમાવી. સજા સાંભળતાં જ અપરાધી પોતાની જીંદગીથી નાઉમેદ બની ગયો અને તેણે પોતાની ભાષામાં બાદશાહને ખુબ ગાળો દીધી, પરન્તુ બાદશાહ અપરાધીની બોલી નહિ સમજતો હોવાથી તેણે વજીરને પૂછ્યું કે, એ શું કહે છે ? દયાળુ વજીરે ધાર્યું કે અપરાધીનું કહેવું બાદશાહને કહી સંભળાવીશ તો તે ઘણી જ ક્રુર રીતે મરાવી નાંખશે; તેથી તેણે જવાબ આપ્યો કે, મહારાજ ! એ કહે છે જે માણસ પોતાના ક્રોધને શાંત રાખે છે અને જીવો પર દયા રાખે છે, તેને પ્રભુ પોતાનો મિત્ર બનાવે છે.

બાદશાહને આ વાત બહુ જ ગમી ગઇ અને પેલા અભાગી કેદીને તેણે જીવતદાન આપ્યું.

પરંતુ એટલામાં બીજો એક નિર્દય વજીર ત્યાં બેઠેલો હતો તે બોલી ઉઠ્યો કે "વજીરની પદવી ધરાવનારે બાદશાહની સમક્ષ અસત્ય બોલવું એ યોગ્ય નથી. એ કેદીએ તો આપ નામદારને મનમાં આવી તેવી ગાળો દીધી હતી અને તેથી એને તો ઉલટી વધારે સજા કરી રીબાવી રીબાવીને મારી નાંખવો જોઇએ".

એવી વાત સાંભળી બાદશાહે નારાજ થઈ કહ્યું: "તમારી વગર વિચારની સાચી વાત કરતાં પહેલા વજીરની સમયસૂચકતા ભરેલી જુઠ્ઠી વાત મને બહુ ગમી છે; કેમકે તે વાત મારી અને કેદીની ભલાઇનાં હેતુથી કહેવામાં આવી હતી અને તમે જે કહ્યું છે તે પેલા વજીર ઉપરની તમારી અદેખાઇને લીધે જ કહ્યું. બુદ્ધિશાળી જનોનું કથન છે કે:-જેનું પરીણામ ખરાબ આવે એવી સાચી વાત કરતાં તે જુઠ્ઠી વાત લાખોગણી ઉત્તમ છે કે જેથી ભલાઇ કરવાનો ઉપદેશ મળે છે"

## પુષ્પ ૨જું

મેં સાંભળ્યું છે કે કોઈ એક તેહસીલદારે રાજ્યનો ખજાનો ભરવા માટે પ્રજાના ઘર ઉજ્જડ બનાવી દીધાં હતાં. તેણે મહા પુરૂષોના નીચેના વચનો પર ધ્યાન આપ્યું નહોતું:—જે માણસ પોતાના રાજા અથવા ઉપરીને રાજી કરવા માટે પ્રભુને નારાજ કરે છે તે પોતાના હાથે જ પોતાના નાશનો ખાડો ખોદે છે.

દુ:ખી દીલની હાયથી જેટલો ધુમાડો નિકળે છે તેટલો જંગલની મોટી આગથી પણ નથી નિકળતો. લોકો કહે છે કે સિંહ જાનવરોનો બાદશાહ છે અને ગર્દભ સર્વથી કનિષ્ટ જાનવર છે; પરન્તુ મહાત્માઓના અભિપ્રાય પ્રમાણે માણસો માટે બોજો ઉચકવાવાળો ગર્દભ જ મનુષ્ય સંહારક સિંહ કરતાં ભલો છે. કેમકે મૂર્ખ હોવા છતાં પણ તે માણસોનું પુષ્કળ કામ માત્ર કુશકા ખાઈને જ કરે છે. અન્યને ત્રાસ આપનારા માણસ કરતાં પરિશ્રમ કરનાર બળદ અને ગર્દભ ઉત્તમ છે.

### સાખી.

તુલસી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય;
મુવે ઢોર કે ચાંમસે, લોહા ભસ્મ હો જાય.

### પુષ્પ ૩ જું.

એક વખતે સહરાના રણમાં એક બાદશાહ ભૂલો પડયો. નસીબયોગે સાથે ખાવાનું તેમજ પીવાનું પાણી નહોતું એવામાં રસ્તે ચાલતાં એક સાચા મોતીની ભરેલી થેલી તેને નજરે પડી તેને જોઈ બાદશાહ બહુ જ રાજી થયો, પરન્તુ થેલીમાં જુએ છે તો ખાવાનું કાંઇ અનાજ નહિ નિકળતાં સાચાં મોતી નિકળ્યાં. આથી તે ઘણો જ દીલગીર થવા લાગ્યો કારણ કે અગ્નિમય બની રહેલા રેતીના રણમાં તૃષાતુર તથા ક્ષુધાતુર પ્રવાસીને મોતી શું ઉપયોગના! આંહિ તો મુઠ્ઠી અનાજ તથા એક પાણીનું પ્યાલું કે જેના વડે પ્રાણ ટકી શકે છે તેજ ઉપયોગી ગણાય! તે રાજાએ મોતીની થેલીપર પોતાનાં આસું નાંખી છેવટે પોતાનો પ્રાણ છોડયો! આ ઉપરથી દૃષ્ટાંત લેવાનું કે જ્યારે આ લોકના કૃત્યની મનુષ્યને જ્યારે નર્કમાં રહેવાની શિક્ષા થાય ત્યારે તેની ગમે તેટલી સાહેબી અગર અખૂટ ખજાના ભરેલા હશે તે કાંઈ ઉપયોગમાં આવી શકશે નહિ.




### અવસર ચૂકયા મેહુલા.

અનાજ વાવવાની મોસમ ગયા કેડે પુષ્કળ વરસાદ વરસે પણ તેનો કાંઇ ઉપયોગ થતો નથી. કેટલીક વખતે એવું પણ બને છે કે જે વસ્તુ પૈસાથી નથી મળી શકતી તે તકે અનાયાસે મળી શકે

છે. પણ સુજ્ઞ પુરૂષે સમયનો બરોબર વિચાર કરી તે પ્રમાણે કામ કરી લેવું જોઇએ. દીલ્લીના બાદશાહ મહમદ ગીજનીને ફીરદોશી કવિ પાસે એક બેતની એકેક સોનામોહોર આપવાનું વચન આપી મરવા વખતે સોનાને બદલે રૂપામોહોર આપવાનો હુકમ કર્યો, તે ઉપરથી કવિ રીસાઇને ગીજની છોડી ચાલતો થયો. પાછળથી બાદશાહને પશ્ચાતાપ થતાં કવિને બોલાવવાને માટે માણસો મોકલ્યાં પણ કવિ જેવો શેહેરમાં પગ દે છે તેવો જ મહમદ ગીજનીનો જનાજો શહેરના બીજા દરવાજાથી બહાર નિકળ્યો. કવિ દીલગીર થઈ ચાલી નિકળ્યો. માટે પ્રથમથી જ તક ન સચવાણી તેથી મહમદ ગીજનીને માથે મોટું વચન ભંગનું કલંક રહ્યું છે. વાંસેથી કવિએ મહમદ ગીજનીની કેટલીએક નિંદા પણ કરી છે એવું કહેવાય છે. જેઓ પરિશ્રમ કરી પોતાનું ગુજરાન ચલાવે છે તેને અન્યની મદદની જરૂર નથી.

એક વખત લોકોએ હાતમતાઇને પૂછયું કે " આપે દુનિયામાં આપનાથી ચઢીયાતો ઉદાર હૃદયી માણસ જોયો કે સાંભળ્યો છે ? " તેણે જવાબ આપ્યો, " એક દિવસ ચાલીસ ઉંટનું દાન આપીને એક અરબી સરદાર સાથે હું જંગલ તરફ ગયો. ત્યાં મેં લાકડાનો ભારો બાંધીને બેઠેલો એક મજુર જોયો. મેં તેને કહ્યું, " તમે હાતીમને ત્યાં કેમ જતા નથી ? ત્યાં સેંકડો માણસને ભોજન મળ્યા કરે છે. ત્યારે તેણે જવાબ આપ્યો કે " જે માણસ પરિશ્રમ કરી મેળવેલી રોટલી ખાય છે તે કદી પણ હાતીમનો ઓશિયાળો થવા નહિ ઇચ્છે. હું તેને મારાથી અધિક ઉદાર અને ઉંચા હૃદયનો સમજ્યો "

## સ્થાનને પ્રતાપે નબળો સબળો ગણાય છે.

એક વખતે શંકરના ગળામાં ભુજંગ વીંટાઇને બેઠો હતો ત્યાં વૈકુંઠમાંથી ગરૂડજી આવ્યા તેને જોઇને ભુજંગ જરા હાસ્ય કરવા લાગ્યો તે ઉપરથી ગરૂડજીએ કહ્યું કે, " હું શું કરૂં કે અત્યારે તું મારૂં ભક્ષ છતાં શિવજીના કંઠમાં બેઠો છે ? નહિ તો હું તને યોગ્ય શિક્ષા આપત. એક પાંચ રૂપિઆનો પટાવાળો રાજાના આશ્રયમાં રહેવાથી મોટા શ્રીમંતોપર પોતાની સત્તા ચલાવે છે એ બધો સ્થાનનો પ્રભાવ છે.



## સુજ્ઞાન માળા.

જુવાનીમાં પરદેશ જઈ, ધન સંગ્રહ નવ થાય;
અવસર તે જીવતરતણો, એળે ગયો ગણાય.
ઘઉંની ઘેંસજ નિપજે, ઘઉંથી ઘેબર થાય;
જેવા ઘઉંને કેળવે, તેવાં ભોજન થાય.
સજ્જનનો શત્રુ નથી, નથી દુર્જનનો મિત્ર;
મહાસુખ ભવદર્પણ વિષે, પડે પોતીકું ચિત્ર.
કહો નહિ શું કરી શકે, જેની ગાંઠે ગર્થ;
હાલ હાલ હાજર કરે, આપ ચિંતવ્યા અર્થ.
શોધ કર્યાથી સાંપડે, નહિ નસીબ આધાર;
શોધ કર્યાથી સાંપડયા, આગગાડી ને તાર.
ઇશ્વર પણ ઉદ્યોગથી, દે છે બક્ષિસ દાન;
આ અવસર યુરોપના, લોક ચડે વિમાન.
હઇડા ભીતર દવ બળે, કોઇ ન જાણે સાર;
કેમ ન જાણે આપણું, કે જાણે કીરતાર.
વહાલામાં વેર ન કીજીએ, ચુકી ન દીજે ગાળ,
ધીરે ધીરે છોડીએ, જયમ સરોવર છોડે પાળ.
લાખમેં એક લખેસરી, સોમેં એક સુજાન:
સબ નર બાંધે પાઘડી, સબ નરકું નહિ માન.
જણ જણનું સુખ જોઇ, અંતર દુઃખ રોવું નહિ;
દે નહિ વિત્ત કોઈ, કોઇ મરતાં રાજીઆ.
સ્નેહે ભોજન આપજો, સ્નેહે દેજો માન;
સ્નેહે દેજો રોકડા, પણ પડશો નહિ જમાન.

કબીર યહ મન લાલચી, સમજે નહિ ગમાર;
ભજન કરને કો આળસી, ખાને કો હુશિયાર.
કબીર આપ ઠગાઈએ, ઓર ન ઠગીએ કોય;
આપ ઠગાયા સુખ ઉપજે, ઓર ઠગે દુઃખ હોય.
ખારા જલનું માછલું, મીઠામાં મરી જાય;
કોકીલ આંબા નિચ હે, કાક લીંબોડી ખાય.
અધર્મ ને અનીતિ વડે, થાય મલીન જો મન;
સવળાનું અવળું લહે, દુષ્ટ બુદ્ધિ જન.
કબીર લાજ કયા લોકકી, બોલે નહિ સાચ;
જાન બુજ કંચન તજે, કયું તું પકડે કાચ.
ચલના ભલા ના કોસકા, દુહિતા ભલી ન એક;
મંગના ભલા ન બાપસે, જો પ્રભુ રાખે ટેક.
હરી ભજવો હક બોલવો, દોનો વાત અવલ;
તુલસી વાકો રહત હે, આઠો પહોર અનલ.
બ્રાહ્મણ ભયે તો કયા ભયે, ગલેમેં ડાલા સુત;
આત્મજ્ઞાનકી ખબર નહિ, ભયે સ્મશાનકા ભુત.
મુખ કીયે સુમરણકુ, સુણનેકુ કીયા કાન;
તરનેકું આધિનતા, બુડનેકું અભિમાન.
એક દીન એસા હોયગા, કોઈ કીસીકા નહિ;
ઘરકી નારી કોન એ, તનકી નાડી નાહીં.
કરજ ઝાઝું કરીએ નહિ, ને વાદે ધન વાવરીએ નહીં;
ફુલાવ્યા ફુલાઇએ નહિ, ને પોતાના ગુણ ગાઈએ નહીં.
રાતે વહેલા સુઈને વહેલા ઉઠો વીર;
બળ, બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર.
સમય દશા કુલ દેખીને, લોક કરત સન્માન;
રહી મન દીન અનાથકો, તુમ બીનકો ભગવાન.
જો વિષયા સંત ના તજી, મુઢતાહી લપટાત;
જ્યાં નર ડારત વમન કરે, શ્વાન સ્વાદ સો ખાત.

બિગરીબાત બને નહિ, લાખ કર ઉકી ન હોય;
રહીમ બિગડે દુધકો, મથઇ ન માખણ હોય.
તુલસી પર ઘર જાય કે, દુઃખ ન કહીએ હોય;
ન અપના ભરમ ગુમાઈએ, જો હોના સો હોય.
તુલસી કાડા લીમકા, ચખાયા હે ખાંડ;
મન ચાહે વૈરાગ્યકું, ઘરકું ચાહે રાંડ.
તુલસી વહાં ન જાઇએ, જહાં ન કહેકે આવો;
ઘાસ બરાબર જાનીએ, કયા રાજા કયા રાઓ.
પે'લું દુઃખ તે બારણે તાડ, બીજું દુઃખ પાડોસી લબાડ;
ત્રીજું દુઃખ જે વાંસામાં ચાંદું, ચોથું દુઃખ જે બૈરૂં માંદું.
સાંકડું ઘર ને વચમાં વડ, બાપ મૂર્ખને છોકરો જડ;
ખાવા ન મળે ને મોટું તડ, માથે ભારો ને આગળ દડ.

## ઉમદા ભેટ.

વિલાયતમાં એક મજુરને પુષ્કળ દારૂ પીવાની ટેવ હતી. તેણે એક રમણી સાથે લગ્ન કર્યું. લગ્નના આગલે દિવસે તેણે એક કાગળ ઉપર ભવિષ્યમાં કદી પણ દારૂ નહિ પીવાની પ્રતિજ્ઞા લખી અને તે પ્રતિજ્ઞાપત્રને સુંદર ફ્રેમમાં મઢાવીને લગ્નને દિવસે પલ્લામાં પોતાની પત્નીને ભેટ આપ્યું. આથી સારૂં પલ્લું બીજું શું હોઈ શકે? આપણામાં પણ અનેક લોકો લગ્ન ભેટમાં પોતાના એકાદ દોષનો ત્યાગ કરવાનો સંકલ્પ પત્નીને ભેટ આપે તો દાંપત્ય જીવન સુખરૂપ નિર્દોષ બને.

## જે થાય તે સારા માટે.

એક વખતે ચાર ચોરો રાજ્યમહેલમાં ચોરી કરવા જતા હતા તેમાંથી એક ચોરને રસ્તામાં બાવળનો કાંટો વાગ્યો તેથી તેનાથી ચાલી શકાયું નહિ એટલે ચોરી કરવા નહિ જતાં પાસેના એક આશ્રમમાં કથા સાંભળવાને બેઠો. પેલા ત્રણ ચોરો બીજે દિવસે લાખો રૂપિયાનો માલ ચોરીને આવ્યા તેને જોઇને તેની પાડોસણ પાસે

જેને કાંટો લાગ્યો હતો તેની સ્ત્રી બહુજ કલ્પાંત કરવા લાગી અને પોતાના ધણીને અત્યંત ઠપકો દેવા લાગી કે જો આપણા પાડોશી લાખો રૂપીઆનો માલ લઈ આવ્યા ને તમે કથા સાંભળી શું કમાણા? એટલામાં રાજાના સિપાઇઓએ આવીને ચોર લોકોને પકડ્યા, તેમાં પગે કાંટો વાગ્યો હતો તે પણ પકડાયો પણ વાંસેથી બીજા માણસોએ સાક્ષી પુરી કે તે તો આશ્રમમાં અમારી સાથે કથા સાંભળતો હતો તે ઉપરથી તેને છોડી મુક્યો અને પેલા ત્રણ જણ ખરા ગુન્હેગાર હતા તેને રાજાએ ફાંસીએ ચડાવી દીધા માટે "જે થાય તે સારા માટે સમજવું". સુળીનું દુઃખ કેટલીક વખતે સત્પુરૂષનો સંગ કરવાથી કાંટેથી મટે છે.

## કમનસીબ કોણ!

એક મુંગાને સ્વપ્નું આવતાં પોતના દીલની વાત બીજાને નહિ કહેવાતાં બહુ જ મુઝાવા લાગ્યો. અંતે તેણે આપઘાત કરવાનો વિચાર કર્યો. તેવામાં એક સન્યાસીનો સમાગમ થવાથી તેણે વાંચતાં લખતાં શીખવવામાં આવ્યું. જ્યારે તે વાંચતા લખતાં શીખ્યો ત્યારે પોતાના સ્વપ્નાની વાત પોતાના ગુરૂને લખી જણાવી. "એક દિવસ મને સ્વપ્નુ આવ્યું હતું કે દુનિયામાં સૌથી અભાગી કોણ?" હું તો એજ જવાબ આપીશ કે મુંગો માણસ સૌથી વધારે કમનસીબ છે. સન્યાસીએ કહ્યું કે તારો જવાબ સાચો નથી, કેમકે જે માણસે દુનિયામાં જન્મ ધરીને બીલકુલ પણ દુઃખ જોયું જ નથી તે સૌથી વધારે કમનસીબ છે.






## લુકમાન હકીમની બુદ્ધિ.

મુલ્કમશહુર હકીમ લુકમાન બચપણમાં કોઇ અમીરનો ગુલામ હતો. તે તન મનથી પોતાના ધણીની નોકરી કરતો હતો. એક વખતે લુકમાનના શેઠે તેને કહ્યું કે એક બકરી કાપી તેના શરીરમાં જે સરસ વસ્તુ હોય તે લઇ આવ? લુકમાન તરતજ અંતઃકરણને જીભ લાવ્યો, શેઠે ફરીથી કહ્યું, હવે બીજી બકરી કાપી તેના શરીરમાં જે ખરાબ ચીજ હોય હોય તે લઇ આવ. લુકમાન આ વખતે પણ જીભ અને અંતઃકરણ જ લઇ આવ્યો. શેઠે કહ્યું, લુકમાન તું પહેલાં જે વસ્તુઓ લાવ્યો હતો તેજ શા માટે ફરીથી લઈ આવ્યો? લુકમાને જવાબ આપ્યો, શેઠ શરીરમાં ખરાબ અગર સારી જે વસ્તુઓ છે તે આ બેજ છે. કારણકે અંતઃકરણમાં ભલાઇ અને જીભમાં સચ્ચાઈ છે, તે શરીરના સર્વ અવયવોમાં ઉત્તમ છે અને જે અંતકરણમાં બુરી ભાવના અને જીભમાં જુઠાઇ તે સર્વથી ખરાબ છે.

## જેને જેનું કામ નહિ તે તેને શું કરે.

કવિત

આળસુને વિદ્યાનો, અભ્યાસ ત્રાસ ઉપજાવે;
કંજુસને કીરતીનો, કશો રસ ઉતરે.
આંધળાને આરશીનો, ઉપયોગ એકે નહિ;
બધીરને બધા રાગ, બકવા જેવા ઠરે.
હાથી તણે હોદ્દે, જેને બેસવાનું હોય નહિ;
દીલ તેનું દુરથી જ, દેખી દેખીને ડરે છે.

કહે દલપતરામ, જેને નહિ જેનું કામ;
વિખનો વિલાસી જીવ, સાકરને શું કરે.
કીડી શોધે કણને, કનકનું કામ કશું;
ચાર પગુ ઢોર તે તો, ચાર ચાહીને ચરે.
સિંહને તો સ્વાદ સદા, માંસનો જ સારો લાગે;
શેલડીનો સ્વાદ જાણી, વિવેક ન વાવરે.
ગર્ધવને ગમ નહિ, સારી કે નઠારી ગંધ;
તન શુભ સ્થાનક, કુસ્થાનકે ફેરા ફરે.
કહે દલપતરામ, જેને નહિ જેનું કામ;
વિખનો વિલાસી નવ, સાકરને શું કરે.
વરસાદ થતાં સુખ, સર્વ વનસ્પતિને;
જવાસાનો જીવ જાય, એક નહિ ઉછરે.
સુરજ ઉગ્યાથી જુઓ, સકળ સંસાર રીઝે;
ઘુડને ઘણો કલેશ, એથકી અનુસરે.
ચંદ્રતણી ચાંદનીને, ચાહે છે ચક્ષુ સઉના;
ચોર લોક ચિંતા ચિત, ચોગણી એથી ધરે.
કહે દલપતરામ, જેને નહિ જેનું કામ;
વિખનો વિલાસી જીવ, સાકરને શું કરે.

### ચાર પ્રશ્નો.

એક વાર એક વિદ્વાન નૃપતિએ પોતાના સચિવને નીચેના ચાર પ્રશ્નો પુછ્યા ને તે સાથે કહ્યું કે આ પ્રશ્નોના ઉત્તર આઠ દિવસમાં નહિ આપે તો તમોને નોકરીપરથી દુર કરવામાં આવશે. તે પ્રશ્નો આ પ્રમાણે હતાઃ–(૧) છે છે. (૨) નથી નથી. (૩) છે ને નથી. (૪) નથી ને છે. આ પ્રશ્નો સાંભળી સચિવ તો વિચારમાં પડી ગયો ને અફસોસ કરતો ફરતો ઘેર આવ્યો. તે વખતે તેની પુત્રી પિતાની રાહ જોઈ ઘરના ચોકમાં બેઠી હતી તે પિતાશ્રીને દીલગીર થતા જોઇને કહેવા લાગી–હે પિતાશ્રી આજ તમે દીલગીર કેમ છો ? પિતાશ્રીએ ઉપલા પ્રશ્નોનું કારણ બતાવ્યું.

પુત્રી ભણેલી અને કેળવાએલી હતી તેથી પિતાશ્રીને ધીરજ આપી કહેવા લાગી શું ફીકર છે? તેના ઉત્તર હું રાજાજીને આપીશ. આ સાંભળી પિતાશ્રી મનમાં હર્ષવાન થયા. પ્રભાત થતાં પિતાશ્રીને પુત્રીએ કહ્યું આપણે રાજાજીને ચાર પ્રશ્નોના ઉત્તર આપવામાં ચાર મનુષ્યની જરૂર પડશે માટે તેની તૈયારી કરો. (૧) ગુણીકા (૨) શાહુકાર (૩) સંન્યાસી (૪) લાકડાં વેચનાર કઠીઆરો. આ પ્રમાણે ચાર મનુષ્યોને તેડી પિતા પુત્રી રાજા પાસે ગયાં ને રાજાને કહેવા લાગ્યા કે તમારા પ્રશ્નનો ઉત્તર મ્હારી પુત્રી તમોને આપશે. એ સાંભળી રાજા ઘણો ખુશી થયો ત્યારબાદ પુત્રીએ નીચે પ્રમાણે ઉત્તર કરવા માંડયા.

(૧) છે છે. ( શાહુકારને દેખાડીને ) એટલે આ નગરશેઠ છે તે મહાન ધર્માત્મા છે, તેના પાસે અત્યારે પણ લક્ષ્મી છે અને મૃત્યુ બાદ પણ તેના પરોપકારી કામોને લીધે સ્વર્ગ મળશે તેના ઉપરથી હે રાજા ! તારા પહેલા પ્રશ્નનો ઉત્તર થઇ રહ્યો કે અત્યારે પણ છે ને આખરે પણ છે,

(૨) નથી નથી. (કઠીયારાને બતાવીને) એટલે આ કઠીઆરા પાસે અત્યારે પણ લક્ષ્મી નથી ને તેના મરણ બાદ પણ તેને લક્ષ્મી મળવાની નથી; કારણ કે તેના પેટનું મહામહેનતે ગુજરાન કરે છે તો પછી તેનાં એવાં કયાં પુણ્ય હોય કે મૃત્યુ પછી સ્વર્ગ મળે ! માટે હે રાજા આ દષ્ટાંતથી તારા બીજા પ્રશ્નનું સમાધાન થાય છે.

(૩) છે ને નથી. (ગુણિકાને બતાવીને) એટલે આ ગુણીકા પાસે અત્યારે લક્ષ્મી છે પણ તેના મૃત્યુ બાદ તેનાં પાપાચરણથી દુઃખોનો પાર રહેવાનો નથી એટલે અત્યારે સુખ છે પણ દેહ છુટયા પછી દુઃખ જ છે એ તારા ત્રીજા પ્રશ્નનો ઉત્તર છે.

(૪) નથી ને છે (સંન્યાસીને બતાવીને) એટલે સંન્યાસી પાસે અત્યારે લક્ષ્મી નથી પણ તેના તપના પ્રભાવે દેહ છુટયા પછી

તેને રાજ્ય મળશે એટલે અત્યારે નથી પણ અંતવખત પછી તેને મહાસુખ મળવાનું છે એ તારા ચોથા પ્રશ્નનો ઉત્તર થઈ રહ્યો. આ પ્રમાણે ચાર પ્રશ્નનો ઉત્તર કુમારીકા પાસેથી સાંભળી રાજા ઘણો જ પ્રસન્ન થયો ને તે કુમારીકાને પારિતોષીક આપી તેના પિતાશ્રી સાથે વિદાય કરી.

## પુત્રપ્રતિ બાદશાહનો ઉપદેશ.

ગુજરાતના બાદશાહ મુજફરશાહને તેના પૌત્ર અહમદશાહે ઝેર આપ્યું તે વખતે પૌત્ર વત્સલ બાદશાહે આપેલી શિખામણ બોધ લેવા લાયક છે.

(૧) જે માણસે તને આ કામ કરવા (દાદાને ઝેર આપવા) ઉશ્કેર્યો છે તેની દોસ્તી રાખતો નહિ, પરન્તુ તેને મારી નાંખજે; કારણકે દગાખોરનું લોહી હલાલ છે.

(૨) દારૂ પીવાનો શોખ જરાપણ રાખીશ નહિ. બાદશાહે એ છંદથી દૂર રહેવા જરૂર છે. દારૂના પ્યાલામાં જરાપણ નજર નાખતો નહિ, કારણકે તે દુઃખના દરિયાનું તોફાન છે.

(૩) તું કૃપાવંત દરવેશ થજે. એકલા તારા સુખને ન જોતો.

(૪) જો તું તારા પોતાના સુખને ચાહીને બેસી રહીશ તો તું તારા પોતાના મુલકમાં પણ સુખચેનથી રહી શકીશ નહિ.

(૫) અકીંચન દરવેશોની ફીકર રાખ, કારણકે રાજા રૈયતને લીધે જ સુખી થાય છે.

(૬) રૈયત મૂળ છે અને રાજા વૃક્ષ છે. અરે પુત્ર! મૂળથી જ વૃક્ષ મજબુત થાય છે.

(૭) જ્યાંસુધી બને ત્યાંસુધી પ્રજાને સતાવીશ નહિ, અને જો એમ કરીશ તો તું તારૂં પોતાનું મૂળ છેદી નાખીશ.

## ભણ્યા પણ ગણ્યા નહિ.

એક શાહુકાર એક વખતે વહાણમાં બેસીને એક ગામથી બીજે ગામ જતો હતો. દરીઆમાં પેલા શાહુકારે ખલાસીને પૂછ્યું: અલ્યા!

કાંઇ ભણ્યો ગણ્યો છે કે કેમ? ખલાસીએ ઉત્તર આપ્યો નારે શેઠ સાહેબ! અમારે વળી ભણતર કેવું? ત્યારે શેઠે કહ્યું તારી પા જીંદગી નકામી ગઈ! વળી થોડેક ચાલતાં શેઠે બીજો પ્રશ્ન પૂછ્યો કે, અલ્યા પરણ્યો છે કે કેમ? ખલાસીએ કહ્યું અમને ગરીબને કોણ કન્યા આપે? ત્યારે શેઠે કહ્યું તારી અરધી જીંદગી નકામી ગઈ! ત્યારબાદ વળી શેઠે પૂછ્યું;—અલ્યા કાંઇ ભૂસ્તર—ખગોળ વિદ્યાનું જ્ઞાન છે કે નહિ? ત્યારે ખલાસી કહે નહિ શેઠ સાહેબ! ત્યારે શેઠે કહ્યું કે તારી પોણી જીંદગી નકામી ગઈ. એટલામાં દરીઆમાં ભયંકર તોફાન લાગવાથી વહાણ ડુબવાની તૈયારીમાં આવ્યું. ત્યારે ખલાસીએ કહ્યું કેમ શેઠ સાહેબ! તરતાં આવડે છે કે નહિ! ત્યારે શેઠે કહ્યું નારે ભાઇ! ત્યારે ખલાસીએ કહ્યું કે, શેઠ સાહેબ મહારી તો પોણી જીંદગી નકામી ગઇ, પણ તમારી તો આખી જીંદગી નકામી જશે. એટલામાં વહાણ ડુબી જતાં શેઠ પાણીમાં પડી ગયો. આધુનિક સમયમાં આપણું ભણતર આવા પ્રકારનું હુન્નર અને અંગ કસરત વિનાનું હોવાથી ઘણા માણસો પ્રસંગ આવે ભણ્યા છતાં સહેજ દુઃખમાં અત્યંત દુઃખી થાય છે.






## મહાન પુરૂષના અમૃતરૂપ વચનો.

સ્વર્ગ અને નર્કનું સાદુ અને સિધું નામ સુખ અથવા દુઃખ છે. જેવું ખાય અન્ન તેવું થાય મન.

દરિદ્રતા, ભિક્ષા, અને દાસત્વ (ગુલામી) પાપના ફળ છે.

સંસારમાં સઘળાં કામો કરવાને શ્રમની આવશ્યકતા છે. શ્રમ કીધા વગર કોઇ પણ નાનું અથવા મોટું કામ પાર પડી શકતું નથી. દુઃખતો અમીર અને ગરીબ બન્નેને થાય છે.

ભિષ્મ પિતામહે કહ્યું છે કે ભાગ્ય કરતાં કર્મ અધિક પ્રબળ છે. તમે પરમ ઐશ્વર્યને પામ્યા હો ત્યારે તમારો હુંકારો થતાં હજાર માણસ "ખમા, ખમા" કહીને હાજર થઈ જતા હોય તોપણ તમે માટીનું પુતળું છો અને એક અણધાર્યો દિવસે માટીમાં મળી જશો એવો સદા ખ્યાલ રાખજો.

તમારૂં નામ, તમારી લક્ષ્મી, તમારૂં કુળ, તમારી વિદ્યા અગર વૈભવ રહેશે નહિ પરન્તુ તમે જે સત્ય કાર્ય કર્યું હશે તે રહેશે.

જેના હૃદયમાં "અરે" (દયા) નથી તે ધર્મહીન છે.

કોઇનું ભલું થાય એવું કર્મ કરવું એ જ જીવનનો પ્રથમ ધર્મ છે. સંતોષી પરમ લાભ મેળવે છે, સત્સંગ એ જ શ્રેષ્ઠ ધન છે, વિચાર એ ખરૂં જ્ઞાન છે, અને સમતા પરમ સુખ છે.

સંસાર સુખ દુઃખે ભર્યો, નાહક નિસાસા નાખવા;
મુંગે મુખે માથે પડે, તે સંકટો સહુ સાંખવા.

અમૃત કયું ! સદુપદેશ. મોટાઇ કઇ ? અયાચના. ગહન શું ? સ્ત્રી ચરિત્ર અને ભાગ્યના લેખ. ચતુર કોણ ? સ્ત્રીથી ખંડીત ન થાય તે. દરિદ્ર કયું ? અસંતોષ. ચંદ્રકીરણ જેવું શીતળ શું ? સજ્જન. નર્ક કયું ? પરવશતા. પ્રિય શું ? પ્રાણ. સંપત્તિનો નાશ કરનાર કોણ ? મદ્યપાન, નાટક જુગાર, દુષ્ટની સંગતિને આળસ.

એક રૂપાની ખાણનો ધણી એકાદ પાઇ પણ ખોટી રીતે ગુમાવે તો તેની તું દયા ખાજે. ઉતાવળો ન થા. ઉપકાર અને ભુલને નિભાવી રાખ.

કટ સ્વાદ સંસારનો, ઉડી ગયો અનુરાગ;
મને મુબારક હો સદા, મીઠો મારો ત્યાગ.

પરંપરાથી પુરૂષનો, વિશ્વ વિષે જયકાર;
પ્રમદા–બુદ્ધિ પાનીએ, પગલે પગલે હાર.

આકળાને કડક ગણવા કરતાં બિચારાને બાપડા ગણવામાં સુખ છે.

પારકાંનું દુઃખ જોઇ "અરે" કરશો પણ "હાશ" કદી કરશો નહિ. તમારૂં ભલું કરવા માગતા હો તો તમને જે શ્રાપ આપે તેને તમે આશિર્વાદ આપજો, મૂર્ખના બોલવા સામું કદી પણ જોવું નહિ. ખુશામતથી રાજી નહિ થશો. ખુશામત કરનારો મનુષ્ય પ્રસંગે ભયંકર શત્રુ બની બેસે છે.

તમારૂં સુખ તમારા હાથમાં છે. બીજાને સુખી કરો એટલે તમે સુખી થશો.

નિરંતર શાન્ત મન વાળાને બધી દીશાઓ સુખમય છે,

ગુલાબ, મોગરો, ચંબેલી, જુઇ આદી સુગંધી પુષ્પો અન્યને સુવાસ આપે છે છત્તાં લોકો તેને પીલીને તેનું અત્તર કાઢે છે. કેમ આંકડા, કેરડા, અગથીઆને બોલાવતા નથી? જે દુનિયામાં ભલો છે તેને જ કષ્ટ સહન કરવું પડે છે.

નાની નાની ચિંતાઓથી અળગા રહેવું એ જ જરૂરનું છે.

જે જેનું ચીંતન કરે, તે તે મય થઇ જાય;
પ્રભુ ચીંતી પ્રભુ મય થવું, કીટ ભમરનો ન્યાય.

બકવા કરતાં કામ કરી બતાવવું ઘણું શ્રેષ્ઠ છે.

ક્રોધ, દ્વેષ, ઇર્ષા, અદેખાઇ, એ સર્વે ઝેરો જ છે. એને સમાવવાની અગર પચાવવાની જેનામાં શક્તિ છે તે મહા પુરૂષ ગણાય છે.

મનથી નિર્બળ ભ્રાત, કોઈ સમય થાશો નહિ;
વ્યાધિની નથી તાકાત, તમને દુઃખ ઉપજાવવા.
કઠીન સંસારે રહી, રટવા રાધેશ્યામ;
વધુ કઠણ એથીય, સ્ત્રીને સમજાવવું કામ.

## ગપ્પીદાસની વાતો.

એક વખતે કાઠીયાવાડના મેલમાં વિરમગામથી બે ગપ્પીદાસ ભેગા થઈ અરસપરસ વાતો કરવા લાગ્યા. એક ગપ્પી કહે કે અમારા બાપદાદાએ એવા તબેલા બાંધ્યા હતા કે આકાશ સુધી તેનાં નેવાં જતાં. તે સાંભળી બીજો ગપ્પીદાસ કહેવા લાગ્યો કે અમારા વડવા

એવા બહાદુર હતા કે જમીનથી આકાશ સુધીના ભાલા લઇ ઘોડા ઉપર અસ્વાર થઇ ફરતા. તે સાંભળી બીજો ગપ્પી કહેવા લાગ્યો કે એવા ભાલા કદી હોય જ નહિ અને જો કદાપી હોય તો એવા ભાલા તમારા વડવા ક્યાં રાખતા? તુરત પેલા ગપ્પીએ ઉત્તર આપ્યો કે "તારા બાપના તબેલામાં" આ સાંભળી તે ચુપ થઇ ગયો. તે ઉપરથી એક જુની કહેવત છે કે

"ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા, આવો ગપ્પીજી;
"બાર હાથનું ચીંભડું, ને તેર હાથનું બી.

## કાગનું બેસવું ને તાડનું પડવું.

એક તીડો જોશી હતો તે એક વખતે પોતાની સાસુને ત્યાં ગયો હતો. ત્યાં તે સુતાં સુતાં તેની સાસુએ રોટલા ઘડેલા તે ગણી રાખ્યા હતા. તે ઉપરથી ગામમાં તેની પ્રસિદ્ધી થઇ હતી. એક વખતે ગામના પટેલના બળદો ખોવાઈ ગયા. તે તીડા જોશીને પુછવા આવ્યો. તીડો જોશી શૌચ વિધિ કરવા ગયો હતો ત્યાં તેણે બળદો દીઠા હતા તેથી પટેલને તરત બતાવ્યા. આથી તેની વિશેષ પ્રસિદ્ધી થઇ. એક વખત રાજાના મહેલમાં રાણીનો હાર ખોવાતાં તેને રાજાએ કહ્યું:—તીડા જોશી હાર ગોતી આપો નહિ તો કાલ રોજ સવારમાં તમોને તોપે બાંધવામાં આવશે. આ વિચારમાં તેને નિંદ્રા આવી નહિ. એટલે રાત્રે નિંદરડી કેમ આવતી નથી એમ બોલતો હતો એટલામાં એ નામની દાસી હતી તેણે હાર હાજર કરી આપ્યો. તે રાજાને આપતાં રાજા મનમાં બહુ ખુશી થયો. પછી તેની ખરી પરીક્ષા કરવાને રાજાએ એક મુઠીમાં એક તીડડું પકડી તીડા જોશીની પરીક્ષા કરવા લાગ્યા. તે વખતે નિચેની કવિતા તીડો જોશી બોલવા લાગ્યો.

સુતાં સુતાં પોળી ગણી, હગવા ગયા ત્યાં દીઠા ધોરી;
નિંદરડીએ આપ્યો હાર, ને મુક રાજા તીડાનો ખ્યાલ.

"કાગનું બેસવું ને તાડનું પડવું" એમ કેટલીક વખતે બને છે તેજ પ્રમાણે આ તીડા જોશીનું થયું હતું તે ઉપરથી રાજા તેના ઉપર બહુજ ખુશી થયો અને તેને સારૂં ઇનામ આપ્યું.

## ફુલછાબ ૩૨ મી

### વનિતાનો વિશ્વાસ નહિ કરવા વિષે.

હેતે હથેલીમાંહી, ઝેરી વીંછીને બેસાડજો,
ને ગળે કાળા નાગને, પણ પ્રેમથી વિંટાળજો;
વિક્રાળ સિંહ વાઘને, કુદાવજો છાતી પરે,
તોફાનના દરિયાની માંહી, મૂકજો નૌકા ખરે;
વળી આગમાં વિશ્વાસ, ધરતાં પણ જરા ડરશો નહિ,
પણ કોઇએ વિશ્વાસ, વનિતાનો કદા કરશો નહિ.

### ખોટી લોક નિંદાથી આરંભેલું સત્ય કાર્ય ડાહ્યા પુરૂષો કદી અટકાવી દેતા નથી.

ગેલીલીઓ ઇટાલીઅન ખગોળવેત્તા હતો તેણે જ્યારે પૃથ્વી ફરે છે ,, એમ પ્રસિદ્ધ કર્યું ત્યારે સર્વે લોકો તેને હસવા લાગ્યા અને એમ પણ બોલવા લાગ્યા કે ગેલીલીઓનું માથું ફરી ગયું છે. થોડા વખત પછી જેઓ તેને નિંદતા હતા તેજ તેની પ્રશંસા કરવા લાગ્યા અને પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એવું પોતે પણ માનવા લાગ્યા. માટે ખોટી લોક નિંદાથી આરંભેલું સત્યકાર્ય જ્ઞાની પુરૂષો કદી છોડી દેતા નથી. એ તો "દેહ પાતયામિ કિંવા અર્થ સાધયામિ" ત્યારેજ શાન્ત થાય છે. હજારો વર્ષ થયાં છતાં તેનું નામ સુવર્ણના અક્ષરે ઇતિહાસના પૃષ્ટ ઉપર અમર થયું છે.

### અમારી ભાવના.

જ્યાં યુધિષ્ઠીરની ક્ષમા, કર્ણની દાનાઇ, હરિશ્ચંદ્રનું સત્યવ્રત, પ્રહલાદની અડગ ધર્મશ્રદ્ધા, રામચંદ્રનું ચારિત્ર, શ્રવણની પિતૃભક્તિ, ભરતનો ભ્રાતૃપ્રેમ, ભીમનું બળ, અર્જુનનું શૌર્ય, હનુમાનની સ્વામી-ભક્તિ, સાવિત્રીનું સતીત્વ, મદાલશાનું વાત્સલ્ય, વ્યાસ મુનિનું જ્ઞાન

આ સર્વ દૈવી સંપત્તિઓ વડે તમારૂં જીવન જ્યોતિર્મય કરવા સમર્થ થાઓ એ અમારી ભાવના પાર પડો.

## સાચું સગું શ્રી હરિ વિના કોઈ નથી તે વિષે.

દીલ તારૂં કરી દેખ, યામેં તેરા કવન હે;
તું કીસકા હે મૂઢ, ભુલા નિજ ભવન હે.
કહાં ગઇ અક્કલ બીકાઈ, ભયા કયું બાવરા;
જુઠે સુખકે કાજ, ફીરત ઉતાવરા.
હાડ, માંસ, મળ, મુત્ર, રક્ત હે સબ રગે;
તા સંગ ક્રીડા કરત, લાજ પુની ના લગે.
ચલ્યા જાત સંસાર, દેખલે આંધરે;
તનકી યારી તોડ, હરીસે સાંધરે.
દો દીનકે મિજમાન, માન તજ દીજીએ;
જો પાઇ નર દેહ, ભલાઇ લીજીએ.
હોજા અબ હુશિયાર, ધાર ઉર ચેતના,
યા શરીરકે મધ્ય, સો રહના કેતના.

## પશુ કોને સમજવો?

બીના જલ કુપ કહા, બીના તેજ ભૂપ કહા,
બીના ગુણ રૂપ કહા, ત્રિયાકો બખાનવો;
કાલરીકો ખેત કહા, કપટીકો હેત કહા,
દીલ બીન દાન કહા, ચીતમાં ન આનવો;
બીના તપ જોગ કહા, બીના જ્ઞાન ભંગ કહા,
સપુત બીન પુત્ર કહા. દુખ યો કુલ જાનવો;
જીવ્હા બીન મુખ કહા, નેન બીન ચેન કહા,
રામ નામ બીના મુખ, પશુહી પહેચાનવો.

## માણસોનું જીવન કોણ સુધારે?

જંગલી આંબાને સુધારવાને માટે અને તેમાં ઉંચી જાતના કિંમતી ફળો લાવવા માટે તથા એ ફળો બહુ જલદીથી અને ટુંકી મુદતમાં આવી શકે તે સારૂ હોશિયાર માળી હાફુસના આંબા સાથે તે જંગલી

આંબાની કલમ બાંધે છે, એટલે થોડા વખતની અંદર જંગલી આંબામાંથી હાફુસનું ઝાડ બની જાય છે અને ટુંક વખતની અંદર તેમાંથી કીંમતી હાફુસની કેરીઓ થવા લાગે છે. આવા કલમ બાંધનારા માળીના બહુ વખાણ થાય છે અને તેને બહુ ફાયદો થાય છે; કારણકે જંગલી આંબામાંથી હાફુસના આંબા બનાવી દેવા એ કાંઈ નાનીસુની વાત નથી; તેમજ યાદ રાખજો કે સદ્‌ગુરૂઓ તેવા હોશિયાર માળીના જેવા છે; પણ તેમાં ફરક એટલો જ છે કે માળી તો માત્ર ઝાડને જ સુધારી શકે છે, પણ સદ્‌ગુરૂઓ તો અજ્ઞાની માણસોનાં જીવન સુધારી દે છે.

## સુધા સંગ્રહ.

કાચા ઘટમાં કાંકરો, જો કદી પેસી જાય;
કાઢતાં નીકળે નહિ, કરીએ કોટી ઉપાય.
મન ઢોંગી મન ધૃત હે, મન મેગલ સમાન;
મન સુધરે તો મિત્ર છે, નહીંતો શત્રુ સમાન.
કણબી કસર કણસલે, રોટલે કસર રજપુત;
વાણીયો કસર વઢવે, બાયડી કસર દુધ.
એક કપુત કાળું કરે, બીજો ઉજ્વળ પ્રકાશ;
દીપકના બે દીકરા, કાજળને અજવાશ.
પોતા તણો વાંક, ડાહ્યો પણ દેખે નહિ;
દીલમાં ચાલે વાંક, જો દેખે બીજાઓમાં.
આણંદ કે પરમાનંદા, માણસે માણસે ફેર;
એક બોલે તે મીઠું લાગે, એક કડવું ઝેર.
રહ્યા ન રાણા રાજીઆ, સુર નર મુનિ સમેત;
તું તો તરણા તુલ્ય છે, ચેત ચેત નર ચેત.
જે ચેતે નહિ પ્રથમ તે, પશુ પક્ષીથી હીણ;
જન્મ પહેલાં માળા રચે, પક્ષી જુઓ પ્રવીણ.
મોત ન મુકે કોઇને, ખુશી ધરો કે ખેદ.
તો દીલગીર શાને થવું, ઉરમાં ધરો ઉમેદ.

અખીલ જનોને અંતરે, રૂચે થવાને રાય;
ફાંફાં મારે ફરી ફરી, ધણીનું ધાર્યું થાય.
કાળા કેશ મટી ગયા, સર્વે બનીયા શ્વેત;
જોબન જોર જતું રહ્યું, ચેત ચેત નર ચેત.

## સંસારનું સુખ કેવું છે ?

એક વિપ્ર નદીમાં પાણી પીવાને જતાં એક મગરમચ્છ તેના સામો ગયો એટલે તે ભયથી નાસવા લાગ્યો એટલામાં સામેથી એક વિકાળ સિંહ તેને સામો મળ્યો. તેને જોઇને તો તે ભયભીત થઇ ગયો હવે પોતાનો જીવ બચાવવાને માટે તે એક વૃક્ષ પાસે ગયો તો ત્યાં એક કાળો નાગ પડયો હતો તે જોઈ તે વિશેષ ભયભીત થઇ ગયો. હવે કયાં જવું ? શું કરવું ? ? એટલામાં દૈવની કૃપાથી એક ભોંયરૂં તેની નજરે પડતાં તેમાં સંતાવવા લાગ્યો. ત્યાં મધમાખીનું મધનું પોડું જામેલું જોયું ! તેણે વિચાર કર્યો કે આ મધમાખી મારા શરીરને ભલે કરડે પણ સિંહ અને મગરના ભયથી હું બચી જઇશ. એમ ધારી મધપુડાની નીચે બેઠો ત્યાં હજારો માખીઓ તેના શરીરપર ચોંટી એટલામાં મધપુડામાંથી મધ ઝરવા લાગતાં તેનાં બે ટીપાં પોતાના મુખમાં લીધાં. આ સંસારમાં જીવ પ્રાણીને આવા પ્રકારનું સુખ છે છતાં વિષયરૂપી મધનો સ્વાદ લેવા મૂર્ખ મનુષ્યો મમત છોડતા નથી ! એ કેવું નવાઈ જેવું છે.

## સમયનો દુરૂપયોગ કરવો નહિ.

આપણે વખતને ઉડી ગયો કહીએ છીએ પણ તેને નકામો જવા દેનાર આપણે પોતે જ છીએ. શેકસ્પિઅર તેના નાટકમાં બીજા રીચર્ડ પાસે બોલાવરાવે છે કે "એકવાર મેં વખતનો દુરૂપયોગ કર્યો હતો અને હવે વખત મારો દુરૂપયોગ કરે છે."



( ૧ )

આ પુસ્તક નામદાર વડોદરા રાજ્યના કેળવણીખાતાએ નં. ૫૪૧ તા. ૨-૬-૧૯૨૭ ના હુકમથી સ્કુલ લાયબ્રેરી માટે મંજુર રાખ્યું છે.

## આ પુસ્તક વિષે સાક્ષરોના અભિપ્રાય.

મુંબઇ ધારાસભાના લોકજ્ઞ સ્વરાષ્ટ્ર સભાસદ સાહેબ પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ **એમ. એ. એમ. એલ. સીનો** અભિપ્રાય.

શ્રીયુત મગનલાલ શંકરભાઇ પટેલ અનુભવી અને કસાયેલા લેખકના હાથે લખાએલ " સાદી શિખામણ " નામના પુસ્તકનો કેટલોક ભાગ વાંચી ઘણો આનંદ થયો છે. તે પુસ્તકમાં નાનકડી આખ્યાયિકાઓ મારફત સચોટ ઉપદેશ આપવામાં આવ્યો છે. તેમાં ઉત્તમ કવિતાઓ અને લેખકોના લખાણોમાં એટલા સુંદર ફકરાઓ રજુ કરવામાં આવ્યા છે કે તેમાનું એક એક વાક્ય વિચારતાં માણસનું એહિક અને પારલૌકિક કલ્યાણ થઇ જાય. કહેવાય છે કે એક શ્લોકની લાખો રૂપિઆ સુધીની કીંમત પ્રાચીન સમયમાં અપાતી. તેવા શ્રેષ્ઠ શ્લોકમાં સમાયેલા ભાવાર્થ જેવાં અમૂલ્ય વચનામૃતોથી મી. મગનલાલનું પુસ્તક ઉભરાય છે. પુસ્તક અતિશય સુંદર અને ઉપયોગી છે. તેનું વાંચન આનંદકારક અને લાભદાયી નીવડશે. તેમાં આપેલી વાતો અને તેમાંથી નિકળતા બોધ વાંચકને ઘણી ઉચ્ચ કક્ષાએ પહોંચાડશે. આ પુસ્તક લખવા માટે મી. મગનલાલ શંકરભાઇ પટેલને હું સહર્ષ ધન્યવાદ આપું છું. ગુર્જર પ્રજા તેમના પુસ્તકને અંતઃકરણ પૂર્વક વધાવી લેશે.

લી.

**જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ.**

( ૨ )

**મે. રા. રા. રણછોડદાસ વંદ્રાવનદાસ પટવારી**
બી. એ. એલ. એલ. બી.

"સાદી શિખામણ" મુદ્રિત ફોર્મો મળ્યાં છે. સાંજમાં પ્રગટ થએલ આ લેખો પુસ્તકના રૂપમાં છપાવવાના આપના સ્તુત્ય વિચારને સંપૂર્ણ રીતે અનુમોદન આપું છું. ધાર્મિક જીવનનું સિંચન કરવામાં આ પુસ્તક ઘણું ઉપયોગી નીવડશે એમ માનું છું.

**અમદાવાદ.** } સ્નેહી
તા. ૩૦–૯–૨૯ } **રણછોડલાલના જયશ્રીકૃષ્ણ.**

# "સાદી શિખામણ" પુસ્તક વિષે આવેલા અભિપ્રાયો.

( ૩ )

**જૈન** તા. ૨–૧૦–૨૭.

**સાદી શિખામણ**—સંગ્રાહક અને પ્રકાશક **મગનલાલ શંકરભાઇ પટેલ.** ગુગડી દરવાજા. **પાટણ. મુલ્ય રૂા. ૩–૦–૦ ત્રણ.**

આજકાલના વધી પડેલા નોવેલના વાંચને યુવાનોના જીવનમાં નીતિને માર્ગે દોરવાને બદલે અવળે માર્ગે દોરેલ છે અને તે માટે નીતિ અને માનવધર્મોના ઉંચ્ચ તત્વોનો સાદી અને રસમય શૈલીએ બોધ આપતા સાહીત્યની આ યુગને અનિવાર્ય જરૂર છે. આ જરૂરીઆત પુરી પાડવા "સાંજ વર્તમાન"માં પ્રગટ થયેલ સાદી શિખામણનો સંગ્રહ પુસ્તકદ્વારા પ્રગટ કર્યો છે, પ્રકાશકના આ પ્રયાસને માટે ધન્યવાદ આપીએ છીએ. પરંતુ નીતિના પાઠો શીખવનારા સાહિત્યમાં જે રસ વાંચકોને જોઇએ તે રસ આ પુસ્તકમાંથી મળતો નથી. દેશી અને પરદેશી લેખકોના લેખોમાંથી તેમજ લૌકિક યુકિતઓમાંથી તારવેલા ઉપદેશ વચનો અને દૃષ્ટાંતો જીંદગીના અનેક પ્રદેશોને સ્પર્શે છે. શિષ્ટ વાંચનના શોખીનો આ પુસ્તક જરૂર વાંચે.

( ૪ )

**શકિત** તા. ૨-૧૦-૧૯૨૭.

## સાભાર સ્વીકાર.

સાદી શિખામણઃ— પુસ્તક ત્રીજું મહાત્માઓની પ્રસાદીઃ— પ્રકાશક મગનલાલ શંકરભાઇ પટેલ મુ. પાટણ. ( ઉ. ગુજરાત ) પાનાં ૨૩૫ આ પુસ્તકમાં અતિઉપયોગી બોધ વાર્તાઓ, કાવ્યો, ટુચકાઓ વિગેરે દ્વારા અગત્યની સરળ ભાષામાં આપવામાં આવ્યો છે, તેમાંના એકેએક ફકરા મનન કરવા યોગ્ય છે. બાલકોથી માંડી વયોવૃદ્ધ માણસોને પણ આ પુસ્તકમાંથી ઘણો બોધ લેવાનો છે. આશા છે કે આ પુસ્તક ગુજરાતી વાંચક વર્ગમાં ઘણો સત્કાર પામશે.

( ૫ )

**પોરબંદર** તા. ૨૧-૧૧-૨૭.

રા. રા. **મગનલાલ શંકરભાઇ પટેલ.**

તમોએ મોકલેલ પુસ્તક મલ્યું છે એ માટે ઉપકાર માનું છું. વચલા વર્ગના વિદ્યાર્થીઓને તથા બાળાઓને તથા પુખ્ત સ્ત્રીઓને અને શાસ્ત્રના બીજા અભ્યાસીને તમારૂં પુસ્તક વ્યવહારમાં બહુ જ ઉપયોગી છે. જુના જમાનામાં જેવું ભર્તૃહરી નીતિશતક છે તે ઢબનું તમારૂં પુસ્તક છે, આગળ સ્મૃતિકારો પણ આજ રીતે સ્મૃતીથી બોધ આપતા. તે પછીના કાળમાં, ભર્તૃહરી, ભોજ વિગેરે પંડિતો બોધ આપતા. હાલના જમાનામાં તો સાહિત્ય, નોવેલો વગેરે પુસ્તકો એટલા બધા નવાં નવાં પ્રગટ થાય છે કે જેના વાંચવામાં કાળ વધુ જાય છે, મગજમારી બહુ કરાવે છે અને વ્યવહારીક ઉપયોગીતામાં કાંઈ નહિ. તમારા પુસ્તકમાં આવી કઠીનતા નથી અને વ્યવહારોપયોગતા જોઈ હું ઘણો ખુશી થયો છું

**ગોવિંદજી ડાહ્યાભાઇ** ના ઘટીત.

( ૬ )

**સાદી શિખામણ—** **ચેતન** આસો ૧૯૮૩.

પાટણથી મગનલાલ શંકરભાઇ પટેલ તરફથી ઉપરોક્ત નામનું આ પુસ્તક બહાર પડે છે. પોતાના બહોળા વાંચનનું ફળ લેખકે ગુજરાતને આપ્યું છે. નીતિ, શિખામણ, દ્દષ્ટાંત અને શિષ્ટ વાંચન પુરૂં પાડનાર આવાં પુસ્તકો ક્વચીત જ મળે છે. આખા પુસ્તકમાં ફુલછાબ ૨૦ મીએ અમારૂં ધ્યાન અતિ આકર્ષ્યું છે, સુખ દુઃખ આપનારી ૧૦૦ ત્રિપુટી એ ઘણી મનોરંજક અને બોધક છે. ચેતનના વાંચકવૃંદને અમારો ખાસ આગ્રહ છે કે તેમને આ પુસ્તકને શક્તિ હોય તો પોતાનું સાથી બનાવવું. પાટીદાર જેવી કોમ માટે ત્રણ રૂપીઆની કિંમત કાંઇક વધારે પડે ખરી. આશા છે કે શ્રી. મગનભાઇ કિંમત ઘટાડવા પોતાથી બનતો પ્રયાસ કરશે.

( ૭ )

**ગુજરાતી પંચ** તા. ૯ મી ઓકટોબર ૧૯૨૭.

સાદી શિખામણઃ—પુસ્તક ત્રીજું પ્રકાશક રા. મગનલાલ શંકરભાઈ પટેલ મુ. પાટણ (ઉત્તર ગુજરાત) કીંમત રા. ૩—૦—૦ ભાઇ મગનલાલનું આં ત્રીજું પુસ્તક તેમના બે આગલા પુસ્તકો જેવું જ્ઞાન, બોધ અને કેટલાંક નોંધવાજોગ વાર્તા દ્દષ્ટાંતો ઇત્યાદીથી ભરપુર છે. **પ્રો. સ્વામીનારાયણે** આ પુસ્તકમાં એક વિદ્વતાભર્યો ઉપોદ્દઘાત લખ્યો છે. પોતે જે વાંચ્યું છે તેમાંનું પ્રજાને ઉપયોગી થઇ પડે તેવું વાંચન ૩૬ ફુલછાબોમાં ગોઠવીને ભાઈ મગનલાલે આવા પુસ્તકોદ્વારા આપવામાં જ્ઞાનની ઠીક લહાણી કરવા માંડી છે. પુસ્તકના અંતે અગાઉથી ગ્રાહક થયેલાઓની એક યાદી આપી છે, એ ભાઇને અમારી સુચના છે કે જ્યારે અગાઉથી તેમને સારો

આશ્રય રહે છે ત્યારે આવાં પુસ્તકોની સસ્તી આવૃતી કાઢવામાં આવે તો ઘણું સારૂં; કે જેથી મધ્યમ વર્ગ તેનો લાભ લઇ શકે.

(૮)

**ભાગ્યોદય,** જુન–જુલાઇ ૧૯૨૭.

**(અમદાવાદ)**

સાદી શિખામણઃ—સંગ્રહકર્તા **રા. મગનલાલ શંકરભાઇ** પટેલ ગુંગડી દરવાજે પાટણ. **મુલ્ય રૂા. ૩–૦–૦** સોલ પેજી પા. ૨૫૮ ગ્લેજ કાગળ પાકું પુઠું.

આ પુસ્તકમાં ઉત્તમ પ્રકારના રસીક દ્રષ્ટાંતો સાથે જ્ઞાનનો ઉપદેશ આપેલો છે. જે સાંજ વર્તમાનમાં લેખક તરફથી છપાતો તેનો સંગ્રહ કરી આ પુસ્તક છપાયલું છે, નીતિના યોગ્ય વચનામૃતો છે. ટુંકાં ટુંકાં દષ્ટાંતો આપેલાં હોવાથી વાંચવામાં રસ જામે છે, પુસ્તક ઉપયોગી છે, તેમાં ટુંકી ટુંકી બોધક કવિતાઓ પણ છે, "પરોપકાર ઉપજ્યા વિના કદી ચિત્ત શુદ્ધિ થતી નથી જ્યાંસુધી સઘળી વૃત્તિઓ ઇશ્વિરમાં સમર્પિત ન થાય ત્યાંસુધી સંપૂર્ણ મનુષ્યત્વ પ્રાપ્ત ન જ થાય, શાંતિમાં જ વધારે શક્તિ છે. ઉપજ કરતાં વધારે ખર્ચ કરનારને આંગણે દુઃખ આવી ઉભું રહે છે." વીગેરે ઘણા વાક્યો અસર કરનારાં છે. આ પુસ્તક એકંદરે ઘણું ઉપયોગી અને વાંચનારને ઘણું જ્ઞાન આપી શકે એવું છે. કર્તાને લખવાથી મળી શકશે.

(૯)

**અમદાવાદ**; સારંગપુર પંડીતજીની પોળ

તા. ૧૪–૯–૧૯૨૭

**રા. રા. મગનલાલભાઇ**

સાદી શિખામણ ભાગ–૨–૩–અને ચોથાના ફરમા ૫–૬ ભાઈ ગૌરીશંકર પાસે વાંચ્યાં તમારી મહેનત અને સંગ્રહ કરવાની પદ્ધતિ સ્તુતિપાત્ર છે. નવા મકાન કરવાં કરતાં જીર્ણોધારનું પુન્ય શાસ્ત્રમાં

ઘણું કહ્યું છે. તમો લુપ્ત થતા ગ્રંથોમાંથી ટાંચણ કરી ફુલ છાબો સારી રીતે ભરોછો અને જુદી જુદી સુગંધીના ફુલોથી ભરેલી ફુલ-છાબોને નાસિકાને અને મનને પ્રફુલીત કરો છો. કણકણ કરતાં કોઠી ભરાય અને પાઈ પાઈ કરતાં પૈસાદાર થવાય તેમ લીટી લીટી કરતાં તમે ચાર પુસ્તકો કર્યાં અને પ્રભુને ખબર હજી કેટલા પુસ્તકો ભરશો. મારા સબંધમાં આવતા ગામડાના ઘણા માણસોએ નવરાશના વખતમાં વાંચવાને માટે આપના પુસ્તકો મંગાવ્યાં છે અને મારી ખાત્રી છે કે ઉનાળાના નવરાશના વખતમાં ઘણા ભણેલા ખેડુત લોકોએ તમારા પુસ્તકો વાંચી અવકાશનો સદુપદેશ કરી અમુલ્ય સુબોધ લીધો છે.

તમારૂ પહેલું પુસ્તક જોવામાં આવ્યુંજ નથી. લાગે છે કે તે હજુ છપાયું જ નથી તમને યશ ઇચ્છું છું.

લી. શુ.

**દુર્લભરામ જ્યેષ્ઠારામ ભટ્ટ.**

( ૧૦ )

**નવા વાઘણીઆ–કુંકાવાવ થઇને**

તા. ૭–૧૨–૧૯૨૭

આનંદ સાથે સંતોષ થાય છે કે આવા પુસ્તકોમાંથી કીંમતી જવાહીર અને મોતીની માળાઓ વાંચનારને અમુલ્ય પ્રાપ્ત થાય છે. આવા અમુલ્ય પુસ્તકો કલ્યાણરૂપ છે એક એક કરતા અધિક રૂપમાં દરેક ભાગ ઉપયોગી અને કીંમતી છે, દરેક ભાગમાં જુદી જુદી કીસમનો પાક પીરસવામાં આવ્યો છે તેમાં પણ વાંચનારને રૂચીકાર છે. દરેક ફુલની છાબડીઓમાં ગુલાબ, મોગરો, ચંબેલી વિગેરે સુગંધી પુષ્પોનો જથ્થો જોવામાં આવે છે. આવાં સારાં સારાં સુબોધક પુસ્તકો પ્રગટ કરવા બદલ આપને ધન્યવાદ છે.

લી.

**મહંત ઓધવદાસજી મહારાજ** કવીશ્વર

અમરેલીવાળા

હાલ નવા વાઘણીઆ કુંકાવાવ થઇને

(૧૧)

**યશોવૃદ્ધિ જૈન બાળાશ્રમ** તા. ૩–૧૦–૧૯૨૭.

**શ્રીમાન મહાશય**

મગનલાલ શંકરભાઇ પટેલની પવિત્ર સેવામાં,

**મુ૦ પાટણ.**

સવિનય લખવાનું કે આપના તરફથી આ સંસ્થાની લાઇબ્રેરી માટે સાદી શિખામણ ભાગ–ત્રણ અડધી કિંમતે મલ્યા તે વાંચ્યા છે.–જેમાં મહાપુરૂષોના સુત્રો મનન કરવાથી જીવનનૌકા સારી રીતે ચલાવી શકાય છે. નાના નાના વાકયોમાં સચોટ ઉપદેશ મળે છે. કવિઓ, મહાત્માઓ, લેખકોનાં સુંદર અને બોધદાયક વચનો એકઠાં કરી પ્રજા સમક્ષ રજુ કરવામાં આવ્યા છે તે ખાતે ખરેખર આપને ધન્યવાદ ઘટે છે, તેમજ આપની " સાદી શિખામણ " આ સંસ્થાના વિદ્યાર્થી બંધુઓને ઉપયોગી થશે એવું મારૂં માનવું છે. અમારા જેવા સંસ્થાઓના કાર્યવાહક સાહેબોને પોતાની સંસ્થાની લાઇબ્રેરી માટે " સાદી શિખામણ " ના દરેક ભાગ દાખલ કરવા વિનંતી કરૂં છું.

**ગુલાબચંદ માણેકચંદ પારેખ.**

સુપ્રી. યશો. જૈન. બાળાશ્રમ.

**મહુવા બંદર,** ( કાઠીયાવાડ ).

(૧૨)

**પાલીતાણા** તા. ૬–૧૧–૨૭.

આપે છપાવેલી ચોપડી બહુ સારી છે. આપે કરેલ સંગ્રહ હાલના ભુલા પડતા યુવકોને બહુ ઉપયોગી છે, કારણકે તેમાં અમુલ્ય વચનો છે અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે સાધનોમાં બહુ ઉપયોગી છે.

**હરીલાલ કીકાભાઈના** જય સ્વામીનારાયણ.

(૧૩)

**સાહિત્ય,** ડીસેમ્બર ૧૯૨૭.

સાદી શિખામણ—પુસ્તક ૪ થું પ્રકાશક મગનલાલ શંકરભાઇ પટેલ પાટણ કીંમત રૂા. ૩) પહેલા ત્રણ ભાગ જેવા આ જણાશે. અંદર ૩૧ ફુલછાબ અથવા પ્રકરણો વિષયવાર સમજાવ્યાં છે; ને દરેક છાબની અંદર જુદા જુદા રંગના પણ બંધ બેસે એવા પ્રકારના ને સોઢમવાળા ગોઠવ્યાં છે; સૌથી મહત્વની છાબ છેલ્લે ભરેલી છે તેમાં પાટણની ચડતી પડતીનું ઐતિહાસિક ચિત્ર સાહિત્યકારની કલમે લખાયું છે.

(૧૪)

એતીવાડી વિજ્ઞાન.

પુસ્તક ૧૬ મું અંક ૫ મો.

**લીંબડી** ડીસેમ્બર ૧૯૨૭.

સાદી શિખામણઃ— પુસ્તક ૩ જું સંગ્રહકર્તા અને પ્રકાશક મગનલાલ શંકરભાઈ પટેલ, રહેવાસી પાટણ કિંમત રૂા, ૩) ત્રણ આ પુસ્તકનો બીજો ભાગ અમને થોડા માસ પહેલા મળેલો હતો તે સંબંધી અમારો અભીપ્રાય ગયા વર્ષમાં અપાઇ ગયો છે. આ ત્રીજો ભાગ ડેમી બાર પેજી સાઇઝ પૃષ્ટ ૨૨૪ માં છપાએલો છે. પાકું પુંઠું અને છપાઈ ઘણી સારી છે. મુંબઈના મરહુમ રા. બા. શેઠ કરમસી દામજી જે. પી. ને પુસ્તક અર્પણ કરેલું છે. ત્રીજો ભાગ પણ પહેલા અને બીજા ભાગ માફક ઉત્તમ શિખામણોના સંગ્રહથી ભરપુર છે અને દરેક સ્ત્રીપુરૂષોને મનન કરવા યોગ્ય છે ને તેમાં લખી શિખામણોનું અનુકરણ કરવા લાયક છે. આપણાં ગુજરાત કચ્છ કાઠીયાવાડમાં કેવા કેવા મહાન સ્ત્રીપુરૂષો થઇ ગયા છે અને તેમના કુંડળીયા, કવીત, દોહરા, સોરઠા, ચોપાઈ વિગેરે વિગેરે અંતઃકરણમાં સારા સંસ્કાર બેસાડવાની ઉંડી છાપ પાડે છે.

પુસ્તક એકવાર વાંચવા હાથમાં લીધું હોય તો પુરૂં વાંચ્યા વગર છોડવા ઇચ્છા થતી નથી. દરેક મહાન ચરિત્રશાળી સંતજનો સ્ત્રીપુરૂષો ને ભકતજનોના પુસ્તક આપણે વાંચવા વખત મળતો નથી પણ તે બધા ગ્રંથકર્તાના પુસ્તકોમાંથી ઉત્તમમાં ઉત્તમ વચનામૃતો શિખામણના પદો સંગ્રહ કરી પોતાના સ્વદેશી ભાઇબ્હેનોના હસ્તકમાં રજુ કરવા માટે રા. મગનલાલભાઇનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. વળી આ પુસ્તકની પ્રસ્તાવના લખનાર પ્રોફેસર સ્વામીનારાયણ કે જેણે સ્વદેશ સેવા બજાવવા ભોગ દીધો છે તેઓ સાહેબ પણ આ પુસ્તક માટે પોતાનો ઉંચો મત દર્શાવે છે, તો પછી મારા જેવા લઘુમતીઆ ને થોડા અનુભવવાળા તો આ પુસ્તક માટે સારો મત આપે એમાં નવાઇ જેવું નથી. અમારા માસિકમાં ભાઇ મગનલાલ ઘણા વર્ષોથી ઉત્તમ ખેતી ને ખેતીકારની આબાદી કરવાની રીતના લેખો લખ્યા કરે છે, તેથી તેમના સુહૃદય અને ખેડુતભાઈઓ પ્રત્યેની શુભ લાગણીનો અમને પૂર્ણ અનુભવ થયો છે. આ પુસ્તકને દરેક સ્ત્રીપુરૂષો જરૂર આશ્રય આપશે એવી ઉમેદ છે. પુસ્તક દરેક ઘર અને લાઇબ્રેરીમાં રાખવા ને હંમેશાં વાંચવા લાયક છે તેથી જરૂર મદદરૂપ થવા અમારી ખાસ ભલામણ છે.

તા, ૨૦ ડીસેમ્બર ૧૯૨૭ લીંબડી.

અધિપતિ.

( ૧૫ )

**બાલાજીવન જાન્યુઆરી ૧૯૨૮.**

સાદી શિખામણઃ—પુસ્તક ૩ જું સંગ્રહકર્ત્તા અને પ્રકાશક, રા. મગનલાલ શંકરભાઇ પટેલ, પાટણ કિં. રૂા. ૩—૦—૦ આ પુસ્તકમાં સંગ્રાહકે જુદાં જુદાં પુસ્તકોમાંથી મનુષ્ય જીવનને શાતા આપે એવાં લખાણોનો સંગ્રહ કરેલો છે, અને તેથી દરેક ઘરમાં અને પુસ્તકાલયમાં તે હોય એ ઇષ્ટ છે.

( ૧૬ )

**વઢવાણ સીટી** તા. ૨૧-૧૨-૧૯૨૭.

આપના તરફથી "સાદી શિખામણ" પુસ્તક ૪ થું મળ્યું જે વાસ્તે આપનો આભાર માનું છું "સાદી શિખામણ"ના ચાર પુસ્તક રચી આપે ગુજરાતી સાહિત્યને દીપાવ્યું છે તે વાસ્તે આપને અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપું છું, અને ઇચ્છું છું કે આવાં બીજા વધુ પુસ્તકો રચી આપના જ્ઞાન ભંડારનો લાભ જાહેર પ્રજાને આપવાની ઉમદા તક આપને શ્રીજી મહારાજ આપો એજ.

લી. આપનો સદાનો આભારી સેવક,

**મણીલાલ ઓઘડદાસ ડાક્ટર.**

( ૧૭ )

**ટીંબા** તા. ૨૫-૧૨-૧૯૨૭

પ્રિય મગનલાલભાઇ,

તમારા તરફથી પ્રકાશીત થયેલું "સાદી શિખામણ" નું તૃતીય પુસ્તક મળ્યું છે, તેનો પ્રેમસહ સ્વીકાર કરતાં નોંધ લેવી પડે છે કે તમારાં બન્ને પુસ્તકો કરતાંય તમારા આ ત્રીજા પુસ્તકે નવી જ ભાત પાડી છે; અને અવનવી ભાવવાહી વાનીઓ પ્રગટ થઈ છેઃ—

"Flower basket" માંની સુમધુર સુવાસ ખરેખર મહેક મારી રહી છે; હાસ્યરસના ઇજારદાર તરીકે જેમ રા. મસ્ત ફકીરની ગણના થાય છે; તેમ 'Simple advice' (સાદી શિખામણ) દેવાના ઇજારદારમાં તમારી ગણના અતિશયોક્તી ભરેલી તો નથી જ; ગુણજ્ઞ સાહિત્યરસિકો તમારા પુસ્તકને વધાવી જ લેશે. આગળ વધીને કહું તો ભારત વર્ષનો એક પણ યુવક આ પુસ્તક સિવાયનો ન રહે, એમ કહેવામાં બડાશ તો નથી ને? હવે તમારાં પુસ્તકો માટે જાહેરાત બાહેરાતોની જરૂર નથી, કારણકે ધુળમાં પડેલો હિરો જેમ પ્રકાશી નીકળે છે, તેમ તમારા પુસ્તકો સુંદર પ્રશંસા પામી ચુકયાં છે.

લી. સ્નેહાધીન,

**શાન્તિલાલ નાથજીભાઇ શાહ.**

તંત્રી "યુવક"

(૧૮)

શેઠ બિલ્ડીંગ તારદેવરોડ તા. ૩૦—૧૨—૨૭

**ભાઇજી મગનલાલ શંકરભાઇ પટેલ.**

"સાદી શિખામણ" પુસ્તક મલ્યું છે, તે માટે આભાર. રીવ્યુ નીચે પ્રમાણે છે.

શિખામણોનો આ ત્રીજો સંગ્રહ આબાલવૃદ્ધ, રંક, રાય સર્વ કોઇને વાંચવા જેવો છે. પુંઠાપર "સાદી શિખામણ" વાંચી એમાં નિઃરસ બાબત હશે એમ માનવાની કોઇ ભુલ ન કરે. સ્થૂલ શરીરને જેટલી ખોરાકની જરૂર છે તેટલીજ નીતિના વચનોની આત્માને જરૂર છે.

**સંત તુલસીદાસે ગાયું છે—**

તુલસી ઇસ સંસારમે, પંચ તત્વ હે સાર;
સતસંગ, હરિભજન; દયા, દાન, ઉપકાર.

જીવનનૌકાના હલેસાંરૂપ આ પાંચ સાધનો વિષે ગ્રંથમાં અનેક ઉતારા છે. સતસંગનો મહિમા ગાતી સંત નામદેવ ને કંસારાની વાત તથા ભજનકિર્તન અને ભક્તોનો પ્રભાવ સાદી પણ અસરકારક ભાષામાં દર્શાવ્યાં છે. દાન અને ઉપકાર બાબત દધિચીરૂષિ, શીબી અને બળીરાજાના દષ્ટાંતો આપ્યાં છે. જસમા ઓડણ અને સિદ્ધરાજનો સંવાદ બહેનોના જીવનમાં નવચેતન રેડે છે. મ્હારા મત મુજબ બાળકો વિષે કવિ ન્હાનાલાલના વિચારો બધાંય માબાપ અને શિક્ષકોએ નોંધી લેવા જોઇએ. તાબેદારીનો પાઠ દેતો પરસુરામનો દાખલો વીસમી સદીમાં બાળકોને કંઇક નવું જ બતાવશે. ઉદ્યોગની આવશ્યકતા સચોટ અસર કરે છે. લેખક ભાઈ અધિકારી વર્ગને ભૂલ્યા નથી. લખે છે કે

ધન સત્તા અને મદથકી, જે દબાવે લોક;
અભિમાન કરનાર એ, જગમાં જન્મ્યો ફોક.

મનુષ્યજીવનમાં સુખદુઃખ સાથેજ છે એ બાબત ઘોડેસ્વાર ને કોશાની વાર્તા સુજ્ઞ જનોએ અંતરમાં ઉતારવી ઘટે.

બ્રહ્મચર્યની જરૂરીઆત પર વધુ ભાર દેવાય એ ઈચ્છવા જેવું છે. આ કૃતિમાં ભાઇ મગનલાલનો ઉપદેશ અન્ય જનોને સહાય કરવાનો સફળ થયેલો જણાય છે. લેખક બંન્ધુને એમના કાર્યમાં ઉત્તેજન અને ફતેહ ઈચ્છુંછું.

લી. બહેન.

**ખોરશેદ ગુસ્તાદજી ગોરીમાર.**

(૧૯)

**વેરાવળ** તા, ૧૪-૧૨-૨૭

શ્રીમાન મહાશય મગનલાલ શંકરભાઇ પટેલ.

કૃપાપત્ર મળ્યો. પુસ્તકો મળ્યાં. આપની લાગણીને ધન્ય છે. ઉત્સાહથી ઉપદેશી કલમો બહુ સારી ટાંકી મહેનત લીધી છે.

તમારૂં ચારિત્ર ન્હાનપણથીજ તેવું છે. પરમાત્મા તે વર્ત્તનમાં આપને અધિક જોડે તે મહારી પ્રાર્થના છે.

**સુંદરજી મેઘજીના**

સ્નેહપૂર્વક પ્રણામ.

(૨૦)

**આગ્રા**

સેન્ટજોન્સ કોલેજ

૧૮-૧૨-૨૭

સા. ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડયા એમ. એ. પી. એચ. ડી. આચાર્ય સેન્ટજોન્સ કોલેજ—નો પત્ર.

(૨૧)

**રા. રા. મગનલાલ શંકરભાઈ પટેલ.**

આપનો તા. ૧૬-૧૧-૨૭ નો પત્ર તથા "સાદી શિખાણુ"

ભા. ૩ મળ્યાં. આપના પુસ્તકને માટે તેમજ આપના પત્રમાના સદ્‌ભાવ માટે આભારમાનું છું.

હું સાંજ વર્તમાનનો વાચક નથી, છતાં આપના નામથી તથા "સાદી શિખામણ" થી તદ્દન અજ્ઞાત .નહોતો. આ ભાગ ૩ જો જોતાં માલુમ પડે છે કે તેમાં જનસમાજને રસ પડે તથા લાભ થાય એવી ઘણી વસ્તુઓ આપે રજુ કરી છે. મ્હારી એ ન્હાની પુત્રીઓ ત્હેને બહુ રસથી વાંચી ગઇ છે અને એ પણ બીજી રીતે આ પુસ્તકનો પુરાવો છે. તે આપના આ પુસ્તકની જે કદર થએલી છે છાપેલા અભિપ્રાય ઉપરથી માલુમ પડે છે ને સમજી શકાય છે. મુદ્રણદોષો રહી ગયા છે તે બીજી વખતે સુધારી લેશો. કથાઓ તથા સુભાષિતો એકંદરે ઘણાં સારાં છે.

લી.

**કાન્તિલાલ છગનલાલ પંડ્યા,**

ના વન્દેમાતરમ્.

(૨૨)

**મુંબઇ** તા. ૭-૩-૨૮.

**રા. રા. મગનલાલ શંકરભાઇ પટેલ,**

**મુ. પાટણ,** (નોર્થ ગુજરાત)

આપે સાદી શિખામણનો ભાગ ૧ વગર માગે મોકલી આપ્યો તે વાંચી હું અનહદ આનંદીત થયો છું. તેમાં પાને પાને નીતિનાં વચનો વાંચવાથી મનુષ્ય ધર્મનીતિમાં આગળ વધે એ સ્વભાવિક છે. તેવો ગ્રંથ વાંચવાથી નાનામોટા પુરૂષ તથા સ્ત્રીઓને વિશેષ સમજવા યોગ્ય છે. આખું કબાટ ભરેલા પુસ્તકો વાંચવાથી જે જ્ઞાન ન મળે તે આપે, સંગ્રહ કરેલા ૪ ભાગમાં મળી આવે છે. આવાં પુસ્તકો દરેક કુટુંબમાં રાખી ફુરસદના વખતે વાંચવાથી મનુષ્યોમાં બુદ્ધિનો વધારો

થાય છે. સાદી શિખામણના ૪ ભાગમાં આપે જે મહેનત લીધી છે તે લોકહીત માટે જ છે. આપ આથી જરૂર કીર્તિપદને પામશો તેવી મહારી અંતઃકરણપૂર્વક આશિષ છે.

મુંબઈ
વિકટોરીઆ મિલ્સ
ગામદેવી પો. નં. ૭



લી. સ્નેહાધિન
**જેઠાલાલ જીવરામ પંડયા**
ના સ્નેહ વંદન

(૨૩)

**તાડદેવ,** તા. ૧૧–૧–૨૮.

**પૂજ્ય બન્ધુ,**

નીચેનો રીવ્યુ આપના પુસ્તક ૪ થા માટે છે. ગ્રન્થ માટે આભાર.

'સાદી શિખામણ' પુ. ૪ થું ભાઈ, મગનલાલ પટેલે પાટણથી પ્રગટ કર્યું છે. આ ધાંધલના વખતમાં મહાત્માઓના લખાયલા ગ્રન્થો વાંચવાની સૌ કોઇને ફુરસદ હોતી નથી. એટલે આવી ચુંટી કાઢેલી શિખામણો થોડા વખતમાં ઘણું જ્ઞાન આપે છે. પુસ્તકની કિંમત માત્ર રૂ. ૩) છે. મ્હારા અદના મત મુજબ એમાના બે ત્રણ શ્લોકોની જ કિંમત આખા પુસ્તક કરતાં સેંકડો ગણી છે. આ રહ્યા તે.

૧. જ્ઞાન, ગરીબી, હરિભજન; કોમળ વચન અદોષ;
તુળસી કબહુ ન છાંડીએ, ક્ષમા, શીલ, સંતોષ.

૨. તુળસી પૂર્વકે પાપસે, હરિ કથા ન સોહાય,
જૈસે જવરકે જોરસેં, ભોજનકી રૂચી જાય.

પ્રેમ ભક્તિનો મહિમા ગાતી નીચલી લીટીઓ વાંચતાં કોનું હૃદય ઉછળ્યા વગર રહેશે ? સંત કબીરજી કહે છે.

કબિર કબિર કયા કરો, જાઓ જમના કે તીર;
એક એક ગોપી કે પ્રેમ મેં, હો ગયે કોટિ કબિર.

આ ઉપરાંત સચ્ચાઇ, સેવા, સફાઈ, સાદાઇ વ. બાબતો પર ઘણા કિમતી વિચારો આ પુસ્તક પુરા પાડે છે. આત્માનો ઉદ્ધાર

ઇચ્છનાર નરનારીઓએ આ પ્રસાદી ઝીલવા અને ઉતારવા જેવી છે.

આ શિખામણો વ્યવસ્થિત રીતે ગોઠવવાની ખાસ જરૂર છે.

આરોગ્ય રહેવાના ઉપાયો વધુ વિસ્તારથી આપ્યા હતે તો આવકારદાયક થઈ પડતે.

જેઓ જ્ઞાન વેચવા નહિ પણ (કર્તાની પેઠે) વહેંચવા તૈયાર હોય તેઓ આ પુસ્તકના ફેલાવામાં બની શક્તી વધુમાં વધુ સહાયતા કરે.

આપના પુસ્તકો પારસી ઘરોમાં વંચાવા પામો એજ દુઆ !

લી. બ્હેન,

**ખોરશેદ ગુ. ગોરીમાર.**

( ૨૪ )

મે. રા. રા. મગનલાલ શંકરભાઇ પટેલ.

**પાટણ.**

આપના તરફથી સાદી શિખામણ ભાગ બીજો એ નામનું પુસ્તક ભેટ મળ્યું છે. માટે આપનો આભારી છું. આપનું આ પુસ્તક જનસમાજને વાંચવાથી વ્યવહારીક કામમાં ઘણું જ શીખવાનું મળશે. આ ઉપરાંત પ્રભુ પરાયણ થવાને માટે પણ તેમાં ઘણું જ જાણવાનું છે. આ પુસ્તકમાં જુનું તથા નવું સાહીત્ય જે છુટુંછવાયું હતું તેને એકઠું કરવાને જે મહેનત લીધી છે તેને માટે આખા ગુજરાતની આપે એક મોટી સેવા ઉઠાવી છે અને ગુજરાતને આપના હજું નવા બહાર પાડવાના બીજા ભાગો આશીર્વાદ રૂપે થશે. ખરેખર મને તો આપનું પુસ્તક ઘણું શાન્તિ આપનાર નીવડયું છે. આશા છે કે મને બીજા ભાગો મોકલશોજી.

પાંજરા પોળ નં. ૬૯૭
**અમદાવાદ.**
તા. ૭–૩–૨૮.

લી. આપનો,
**છોટાલાલ એમ. એન્જીનીયર**
રહેવાસી—નડીયાદ, હાલ—**અમદાવાદ.**

# જ્યોતિષ શાસ્ત્રના મહાન ગ્રંથો.

**ભદ્રબાહુ સંહિતા:**—આ અમૂલ્ય ગ્રંથના કર્તા ચૌદ પુર્વધર શ્રુત કેવળી શ્રી ભદ્રબાહુ સ્વામી છે. આ ગ્રંથમાં સૂર્ય, ચંદ્ર અને અન્ય ગ્રહોની ગતિ–સ્થિતિ ઉપરથી આ દુનિયા ઉપર કઇ જાતની અસર થશે તે તથા વીજળી, વરસાદ, ઉલ્કાપાંત, ખાધાખોરાકીની ચીજોના ભાવ, રૂ વિગેરેની તેજી મંદી, વિવિધ સ્વપ્નોનાં પરિણામ, આદિ અનેક દૈવી વિદ્યાઓ એક સામાન્ય અભ્યાસી પણ સમજી શકે તેવી રીતે વિસ્તાર- પુર્વક આપવામાં આવેલ છે. સુન્દર પ્રીન્ટીંગ અને પાકી બાઈન્ડીંગ છતાં કીંમત રૂ. ત્રણ.

**જ્યોતિષ હીર:**—આ મહાન ગ્રંથના કર્તા ત્રિકાળદર્શી શ્રીનરચંદ્ર તથા હીરવિજય જેવા મહાન પરોપકારી અમર આત્માઓ છે. મનુષ્ય ઉપર એક પછી એક નવગ્રહ (ખરાબ સારા) વારાફરતી આવે જાય છે. ખરાબ ગ્રહ વખતે મનુષ્ય આકુળવ્યાકુળ બની ફાંફાં મારતો ફરે છે. આ કફોડી દશામાંથી બચવા માટે ખરાબ ગ્રહને શાંત કરવાની જરૂર છે. ખરાબ ગ્રહોને કેવી રીતે શાંત કરવા તેની યથાર્થ વિધિ તથા ચાલુ વર્ષ અગર કોઈપણ વર્ષ કેવું નીવડશે તે જાણવા માટે ચાર સ્થંભનો યંત્ર આપવામાં આવ્યો છે. ખાસ સંસા- રીઓના હિતાર્થેજ આ ગ્રંથની રચના કરવામાં આવી છે. કિ. રૂ. ત્રણ. વી. પી. ટપાલ ખર્ચ કિંમત ઉપરાંત સમજવું.

(શા. મેઘજી હીરજી જૈન બુકસેલર.)

**શ્રી મેઘરાજ પુસ્તક ભંડાર.**

ગોડીજી મહારાજની ચાલ, પાયધુની, મુંબઈ.

## ? ?? અમૂલ્ય વચનો ???

અમદાવાદમાં પ્રગટ થતા સ્વામીનારાયણ નામના માસિકમાં દરમાસે પ્રગટ થતા ઉમદા વચનનો સંગ્રહ પુસ્તકરૂપે થોડી મુદતમાં બહાર પડશે કીમત રૂ. ૧-૦-૦ અગાઉથી.

સાંજમાં પ્રગટ થતી

# સાદી શિખામણ

## પુસ્તક ૫ મું.

સાદી શિખામણનું પુસ્તક ૫ મું થોડી મુદતમાં અમારા તરફથી પ્રગટ કરવામાં આવશે. તે પુસ્તકમાં ચાર બગીચામાંથી ચાળીશ ફુલછાબ ભરેલી છે એક કરતાં એક ફુલછાબ સુવાસીક તથા ઉત્તમ છે. સોનુંરૂપું મળે તેનાં કરતાં જુનુંને નવું સાહિત્ય વાંચવા મળે એજ ભાગ્યોદયની નિશાની છે. અગાઉથી ગ્રાહક થનાર પાસેથી રૂ. ૧ાા ને પાછળથી રૂ. ૨) લેવામાં આવશે. અગાઉથી ગ્રાહક થનારના નામો અમર કરવામાં આવશે.

**મગનલાલ શંકરભાઇ પટેલ.**

પાટણ-ઉત્તર ગુજરાત.

## એકાદશીનો મહિમા.

એ નામનું પુસ્તક સાદી શિખામણના ગ્રાહકોને વિના મુલ્યે ભેટ આપવામાં આવશે. એ પુસ્તકની માત્ર ૧૦૦૦) કોપીજ કાઢવામાં આવી છે માટે જેમને ખપ હોય તેમણે મંગાવી લેવા કૃપા કરવી.

મુ. પાટણ<br>( ઉ. ગુજરાત )

પ્રકાશક,<br>**મગનલાલ શંકરભાઈ પટેલ,**<br>"સાદી શિખામણના" પ્રકાશક.

"સાંજવર્તમાન"માં પ્રગટ થતી

# સાદી શિખામણ

## પુસ્તક ૩ જું.

કી. રૂ. ૨). ટપાલખર્ચ જુદું.

---

આ પુસ્તક વિષે **આગ્રાથી પ્રોફેસર સાહેબ કાન્તિલાલ છગનલાલ પંડયા, એમ. એ.** લખે છે કે—"જનસમાજને રસ પડે તથા લાભ થાય એવી ઘણી વસ્તુઓ આપે રજુ કરી છે. મ્હારી બે ન્હાની પુત્રીઓ તેને બહુ રસથી વાંચી ગઇ છે. કથાઓ તથા સુભાષિતો એકંદરે ઘણાં સારાં છે. * * * *

એ સિવાય સાક્ષરોના ઉંચા અભિપ્રાયો મળ્યા છે. એક નકલ મંગાવી ખાત્રી કરો. **અમૃતનાં** વખાણ કરવાનાં હોયજ નહિ.

પ્રકાશક

**મગનલાલ શંકરભાઇ પટેલ,**

**પાટણ. (ઉ. ગુજરાત)**

…ાનનો નાશ કરે છે

मद्दात्माओंनी प्रसादी

સુભાષિત વાણી કલ્યાણ આપનારી છે.

રે યાર ! તું હુશિયાર થઈ, આચાર વિનતા ધારજે;
કરજે નહિ બેફીકર, મરવું જીગરથી સંભારજે,
જાણે છે જુઠું જગત્ તો, માને છે સુખ શા કારણે ?
ડર કર જબર નર બેખબર, જવું છે કબરને બારણે."

# સાદી શિખામણ.

## પુસ્તક ૨ જું.

---

પ્રકાશક

મગનલાલ શંકરભાઈ પટેલ.

મુ. પાટણ. (ઉત્તર ગુજરાત)

જગત્ કોઇથી જીતાતું નથી.

સદાચારથી આયુષ્ય વધે છે.